# તણખા



ધૂમકેતુ

# ત ણ ખા

ટૂંકી વાર્તાઓનો સંગ્રહ

ધૂમકેતુ

કિંમત દોઢ રૂપિયો

[illegible]
ગુજરાત સાહિત્ય મંદિર : રીચીરોડ,–અમદાવાદ

૧૯૨૮

લુત્ફ઼મય તુજ઼સે ક્યા કહૂં જ઼ાહિદ
હાય કમબખ્ત તૂને પીહિ નહિ.

*

ઉમ્રભરમેં દો ઘડીયાં હમપે ગુજરી હય કઠિન:
આપકે આનેકે પહેલે, આપકે જાનેકે બાદ.

—The world grows sweeter
than the heart can bear.

. . . . . . . .
. . . . . . . .

When all sweet flower–cents
rise like happy rhymes,
From golden memories of olden times,
And out of death springs life &
joy from pain,
And laughter from young lips and
love to men,
Shall I forget thee then, forget thee then.

—James Rhoades.

‘ What are Raphael's Medonnas but the shadow of a mother's love fixed in permanent outline.’

# પ્રસ્તાવના

આ સંગ્રહમાંની વાર્તાઓ છેલ્લાં ત્રણચાર વર્ષના ગાળામાં જુદાંજુદા માસિકોમાં આવેલી. ચારેક વાર્તાઓ તદ્દન નવી હોઈ આ સંગ્રહમાં જ પહેલી વાર દેખાય છે. લગભગ બધી જ વાર્તાઓ—' એક ભૂલ ' સિવાયની—કોઈપણ કૃતિના ભાષાંતર, અનુવાદ, ભાવાનુવાદ કે સૂચિત રૂપે નથી. ' એક ભૂલ ' ઉપર ઝોલાની છાયા પડેલી છે. અલબત્ત, કાલિદાસ જેવા પરમ સામર્થ્યવાન કલાવીર ઉપર પણ આદિકવિ વાલ્મીકિનું ઋણ છે તેમ, દરેક લેખક પર તેના પુરોગામીનું ઋણ હોય જ એ નિર્વિવાદ સિદ્ધાંતને ન સ્વીકારવાનો ધ્વનિ તો આમાં નથી જ. એથી ઊલટું, એમર્સન કહે છે તે સત્યની વધારે નજીક છે કે ' The most original man is the most indebted man. '

ટૂંકી વાર્તાની માતૃભૂમિ અમેરિકા છે. પણ રડ્યાર્ડ કિપ્લિંગે ' અલ્લાહાબાદ પાયોનિયર 'માં લખવાની શરૂઆત કરી ત્યારથી, એટલે ૧૯મી સદીનાં છેલ્લાં વીસ વર્ષ અને ત્યાર પછીથી ટૂંકી વાર્તાની કળા વધારે ને વધારે વિકાસ પામતી આવી છે. કિપ્લિંગ પછી કૉનરેડ, ઑરી,

ગાલ્સવર્ધી, વેલ્સ વગેરે લેખકોએ ટૂંકી વાર્તાને ' સજેસ્ટિવ આર્ટ ' (ધ્વનિપ્રધાન કલા) તરીકે અંગ્રેજી સાહિત્યમાં ઘણું ઉચ્ચ સ્થાન અપાવ્યું છે. ટૂંકી વાર્તાની કલા વિષે સર્વમાન્ય સિદ્ધાંતો હજી ઘડાયા નથી તે પહેલાં, બેત્રણ ભૂલભરેલા મતો પ્રચલિત થયા છે તે દૂર થવા જોઇએ. નવલકથાનું નાનું સ્વરૂપ તે ટૂંકી વાર્તા નથી; પણ ટૂંકી વાર્તાની કલા તદ્દન સ્વતંત્ર જ છે. તેમ જ નવલકથાનો કોઇ પણ નિયમ ટૂંકી વાર્તાને ખાસ બંધનકર્તા પણ નથી. ટૂંકી વાર્તા માત્ર 'રંજનાર્થ' જ હોય તો જ તે સર્વશ્રેષ્ટ ગણાય એ વિચાર પણ બરાબર નથી. કલાની કૃતિ રંજનાર્થ હોય છે, છતાં તેમાં ધ્વનિ (સજેશન) ભર્યો જ હોય છે. એટલે વાર્તા હેતુપ્રધાન, ભાવનાપ્રધાન કે રંજનપ્રધાન હોય, એટલા ઉપરથી તે કલાત્મક છે કે નહિ એ કહેવું મુશ્કેલ છે. વાર્તા રજુ કરવાની રીતમાં જે હથોટી જોઇએ, મર્યાદા જોઇએ, તથા કલ્પના, લાગણી અને સિદ્ધાંતોને છુટ આપવાની, ખેંચવાની, મર્યાદિત કરવાની અચ્છા સવારના જેવી તાલીમ જોઇએ, એ જ્યાં હોય ત્યાં કલાત્મક કૃતિ સરજાય છે એમ કહી શકાય. એક જ સાળુ અનેક સ્ત્રીઓ પહેરે, પણ તેમાંથી એક જ પહેરનારી તે સાળુને એવી ઢબછબ, રીતભાત, સ્વચ્છતા, મર્યાદા, પ્રસારણ અને સંકોચનથી ઓઢી લે, કે કોઇ પણ એમ કહી શકે કે આ પહેર-વેશમાં એવું ' કાંઇક ' છે કે જે બીજા કોઇનામાં નથી; એ ' કાંઈક ' કલાનો આત્મા છે; અને તે માત્ર પ્રેરણાથી જ આવે છે. પ્રેરણા સર્જન કરે તેમાં કલા આવવાની જ; અને ગૂઢ જ્ઞાન પણ રહેવાનું.

કરુણ અંતથી કલાનું સ્વરૂપ સચવાય છે એ માન્યતા પણ અર્ધ સત્ય કે અસત્ય જ રજુ કરે છે. કરુણ અંત જ હોવો જોઇએ એવો અનિવાર્ય નિયમ નથી, અને કરુણ અંત કે સુખી અંત સાથે ટૂંકી વાર્તાની કલાને અગત્યનો સંબંધ પણ નથી. ટૂંકી વાર્તા ત્રણ હજાર કે બે હજાર શબ્દોની જ હોય અને એક જ બેઠકમાં વંચાઈ રહે, એવું ગણિત પણ સાચું નથી ઠર્યું. પ્રથમ તો બેઠક શબ્દ જ માણસમાણસ પરત્વે વિવિધ સ્વરુપ લઈ શકે. સારો લેખક ઉદ્યોગીમાં ઉદ્યોગી માણસને પણ પોતાના સર્જનના આનંદમાં કલાકોના કલાક સુધી ખેંચી શકે, અને નિરૂદ્યમી વાંચનાર ઘડીકમાં કંટાળી પણ જાય. મોપાંસાની કેટલીક ટૂંકી વાર્તાઓમાં ભાગ્યે જ હજાર શબ્દ હશે. જ્યારે મેરીડિથની વાર્તા ' ધ ટેઈલ ઑફ કલો ' લગભગ નવ પ્રકરણમાં છે અને

છતાં તે ટૂંકી વાર્તાનો સુંદર નમુનો ગણાય છે. બાલ્ઝાક ટર્ગેનેફ મૉપાસાં, આર્નોલ્ડ બેનેટ રંજનપ્રધાન વાર્તાઓમાં જ બરાબર ખીલે છે. મૉપાસાંની સુંદરમાં સુંદર કૃતિ ' બેઈલ દ સુઇફ 'માં રંજન એ જ એક હેતુ હોય તેવું લાગે છે. એથી વિરુદ્ધ ટૉલ્સટૉયમાં હમેશાં કાંઈક હેતુ હોય છે જ. ટૂંકી વાર્તામાં પણ ગહન જ્ઞાન સમાવવાની આનાતોલ ફ્રાંસની કલાએ તો આજે એને બેનમૂન કલાવીર બનાવ્યો છે; જ્યારે ટાગોરની કલામાં ધ્વનિત હેતુ બહુ સુંદર રીતે હાજર હોય છે. ખરી રીતે તો, સાચી કલાની દરેક કૃતિને પોતપોતાના જ નિયમો હોય છે. પ્રેરણાપ્રધાન સાત્ત્વિક કલાકારો જેટલું કરશે તે ઉપરથી કલાના નવાનવા નિયમો ઘડાતા રહેશે. સર્જન અને જીવન નિયમ કરતાં વાતાવરણ પર જ વધારે આધાર રાખે છે એ સત્ય ટૂંકી વાર્તાની કલામાં પણ સર્વ-માન્ય બની રહેશે. જે વિજળીના ચમકારા પેઠે, એક દૃષ્ટિબિંદુ રજુ કરતાં કરતાં સોંસરવી નીકળી જાય, અને બીજી ઝાઝી લપછપ વિના અંગુલિનિર્દેશ કરીને સુતેલી લાગણીઓ જગાડી, વાંચનારની આસપાસએક નવી જ કાલ્પનિક સૃષ્ટિ ઘડી કાઢે, એ ટૂંકી વાર્તા. નવલકથા જે કહેવાનું હોય તે કહી નાખે છે; ટૂંકી વાર્તા, કલ્પના અને લાગણીઓ જગાવીને જે કહેવાનું હોય તેનો માત્ર ધ્વનિ જ—લાખો જ મુકે છે. એટલા જ માટે The artist of the short story needs a reader, who is tmpressible, emotional and swiftly intelligent; to shch a reader, he will be for ever in debt.

ટૂંકી વાર્તાના સ્વરૂપની ચર્ચા કરવાનું આ સ્થળ નથી, એટલે આટલો સાદો ખ્યાલ બસ થશે.

*

' Temperament is not judgment. The unreasoned expression of a personal like or dislike is not analytical criticism. '

એલિસ બ્રિજ : અમદાવાદ
તા. ૧૫ : ૪ : ૨૬

ધૂમકેતુ

# બીજી આવૃત્તિ

પહેલી આવૃત્તિ વખતે મદદ કરનાર સર્વ સજ્જનોનો આભાર માનવો જોઇએ. 'તણખા'ને ગુજરાતે અસાધારણ પ્રેમથી સ્વીકાર્યા—તેમાં તેમનો ફાળો પણ ઓછો ન હતો.

આજે તેની બીજી આવૃત્તિ પ્રગટ થાય છે: આ આવૃત્તિ સચિત્રને બદલે અચિત્ર કરી છે. અને પાકા પુંઠા માટેની સતત માગણીને પહોંચી વળીને પણ કિમ્મતમાં ખાસ ઘટાડો કર્યો છે.

*

આપણા લોકજીવનનો પરિચય કરવાની જેને જેને તક મળી હશે તેણે જોયું હશે કે તે જીવનમાં ઠેરઠેર ટુંકી વાર્તાઓના ઢગલા પડ્યા છે: ગમે ત્યાં ગમે ત્યારે લોકજીવનનો પરિચય કરવાથી ઘણું ઘણું નવું જાણવાનું મળે છે એટલું જ નહિ, પણ નવી દૃષ્ટિ અને નવી સૃષ્ટિ જ ખડાં થાય છે. આ સૃષ્ટિ એટલી રમણીય છે, અને એમાં પ્રજા-જીવનના સુખદુ:ખનાં, શ્રદ્ધાના, અજ્ઞાનના, ભોળપણના, કુરિવાજોના,—જુદાં જુદાં મૂળતત્ત્વો એવાં તો સ્પષ્ટપણે દેખાઈ આવે છે, કે તેમાંથી જે નવી દૃષ્ટિ મળે તે નવા સર્જનમાં મહત્ત્વનો ભાગ ભજવી શકે

એક મિત્રે કહ્યું હતું કે ટુંકી વાર્તાઓનો સુંદરમાં સુંદર ફાલ ઉતરે ત્યારે પ્રજાજીવન પલટો લે છે એમ સમજવું. આ સિદ્ધાંત જેટલો નવલિકાને તેટલો જ સાહિત્યની કોઈપણ કૃતિને લાગુ પાડી શકાય તેમ છે: પણ તે છતાં અતિશયોક્તિ વિના કહી શકાય કે 'સીધું સરળ ને સચોટ' એવું ટુંકી વાર્તાનું નાનું સરખું કલેવર, કદના પ્રમાણમાં, વધારેમાં વધારે પ્રાણતત્ત્વ સાચવી શકે તેમ છે.

*

જે જે વસ્તુ સ્વાનુભવ માગે છે, તે બહારની સમજાવટ કરતાં, અંતરની દૃષ્ટિ ઉપર વધારે આધાર રાખે છે. પરંતુ, નવલિકાના વધતા જતા સાહિત્યમાં કાંઈક પણ માર્ગદર્શન થાય—અને એવા જુદા જુદા સ્વાનુભવોથી જ માર્ગ સ્પષ્ટ થશે—એ હેતુથી આ સંગ્રહમાંની એકાદ બે ટુંકી વાર્તાનો સચવાયો છે તેવો ઈતિહાસ આપવાની ઈચ્છા થાય છે. નોંધપોથીમાંથી જ છે. અને કેટલીક હકીકત ઘણી ટુંકાવી નાખીને જ આપેલ છે. જ્યારે બીજી કેટલીક આપી નથી. આપવી શક્ય પણ નથી.

## સૈયાદાદા

'...ની સાથે ફરવા ગયો. સૈયાદાદાની ઝુંપડીએ બેઠા. એક મહિયારી દુધ લઇને પસાર થઈ. પણ એટલું સશક્ત સીધું ને નિર્મળ શરીર આજ દિવસ સુધી જોયું નથી. . . . . સાથે વાતોએ ચડ્યો ડોસાનો જુવાન દીકરો પ્લેગમાં ગુજરી ગયો છે. દીકરાની વહુ ભાગી ગઈ છે. . . . . પાસેના ખેતરના કણબી સાથે ઠીક મેળ છે. સૈયાદાદાએ કહેલી કેટલીક સાખી:

બારીધના સખી કાશીમેં પરે હે ગ્રહણ
ચાલો ગંગાકો કરીએ અસ્નાન
બ્રાહ્મણકો દઈએ ખીચરીઆ
ઓર દઇએ દાન.

કાશી કે લોગ બડે વિશ્વાસી
પ્રીત લગાયે ચલે બીચ ડારેંગે આજુ ફાંસી.

એણે કહ્યું કે અમારી મીજબાની બરોર લોટ, પારોર ઘી, રામરસ. મહુડાનાં ફુલ અને લોટને લઢીને રોટલા બનાવી ખાઓ, બહુ મજબુત શરીર થશે—વગેરે. કાઠિયાવાડનો અનુભવ કર્યો.

જાર કે રોટી બાજરે કે અથાણા
                                        ચેહી કાઠયાવાડી ખાના.
ઉપર છાશકા ઘુંટકા
                                        તીસકે ઉપર સુપારીકા કટકા
                                        દેખો કાઠિયાવાડી લટકા.'

'વસ્તુવિધાન'નો નિયમ–સ્થળ સમય ને વ્યક્તિ વિષે એટલા બ ફેરફાર કરે છે, કે એ જ સ્થળ સમય ને વ્યક્તિમાંથી વસ્તુવિધાન ઘ છે, એમ માનવા માટે મન ના પાડે. પણ હાર્ડી કહે છે તેમ 'The Stories are dreams, not records' સ્વાનુભવની આ કથા સમજાવવી ઘણી મુશ્કેલ છે છતાં 'હૃદયપલટા'માંથી થોડીક વધારે દૃષ્ટિ મળશેઃ

નાનાં છોકરાં માંડે છે તેમ પહેલાં તો કાલકા સીમલા રેલ્વેપરનાં સ્ટેશનોનાં નામ આવે છે.

જાબલી

સંવારા

ધરમપુર ૪૮૧૮—વગેરે.

'આ બધા ગામોમાં છાપરાં પર નળિયાને બદલે છો દેખાશે. રાતી માટી પાથરી દીધેલી. જેમ જેમ ઉપર ચડીએ છીએ તેમ તેમ ડુંગરના કયારાઓ જળપ્રવાહ વગેરે દેખાય છે. એક ઘરના મુળ પાસે પાણીનો ઝરો વહેતો હતો તે ઘર. જાબલીનો દેખાવ ઘણો સુંદર. ધરમપુર પછી કૃષિને બદલે જાનવર પાળનારી જાતો વધારે દેખાય છે.

ઘાસચારો પુષ્કળ.

૧૭–૫–૨૩: રોડાએ આપેલી હકીકત. આપણા જેવી જ Family System. 'તીખીનજર' Familyમાં થાય ત્યારે બાપના મરણ પછી ભાઇઓ જુદા પડે. કનાયત અથવા બ્રાહ્મણવિવાહનો વિધિ આપણા જેવો.

મુરકી.

પંજેબ.

જે બહુ થતાં ફુલ થાય છે તે 'બરાસ'

બારે ઘાટાં ઝાડ થાય છે તે મોરૂ.

થોડાંક નામ:

તિલકુરામ, ઢોલા, મટકુ, શિવરામ, રામસહાય્ય, તારાચંદ. ખાંરપાલ, દુર્ગાસિંહ, બાદ્રસિંહ, મથરૂ, નખરૂ, કનકુ, ફુલ, બજીરૂ, મુરતુ, શુકી, અને રૂપુ.

વાણિયાનું નામ રૂપુ. મજનૂ–લાંબી લાંબી પાનની ડાળીઓ જમીન સુધી લટકે છે તે.

'વુહી નેનો કા તારા હે
જસોદા નંદ કે પ્યારે—વુહી

એક બીજું સીમલામાં સાંભળેલું: 'મેરી જાં ચાંદ બનબન કયું ચમકતે હે સિતારો મેં' મીયાંભાઈ ગાતા ગાતા ચાલ્યા જતા હતા.

૧૫–૬–૨૩. બાણુ—સુંદર રાતાં ફુલ.

કેલુ—

૧–૬–૨૫. નૈનીતાલ. પધ્ધતજી પાસેથી સાંભળેલું.

એક તો મેરી નૌજવાની
ફિર પુરાણી ચુડિયાં—

ગઢવાલ પ્રાંતમાં 'ઢોંડ' નામે ગામ પાસે પાણી એવું સરસ છે કે માંદા માણસને પીવરાવે ને ઠંડાપાણીથી નવરાવે તો સાજો થઈ જાય. ગઢવાલ પ્રાંતમાં બ્રાહ્મણ પણ શિકાર કરે છે. પહાડી સ્ત્રીઓ બહુ શોખીન છે પહેરવાની તે 'પડઘેલાલી ચાદર'.

પરંતુ આ બધા ખોખામાં પ્રાણ તો માત્ર કલ્પના, અનુભવ ને અવલોકન જ મૂકે છે.

આશા છે કે આટલો ટુંકો ઇતિહાસ–ટુંકો જ આપવો પડયો છે, કારણ કે લંબાણથી આપવાની આ જગ્યા નથી–નવલિકાના વિધાન માટે કાંઈક માર્ગ બતાવશે.

*

'They are so sceptical they believe nothing that they are told. They are so credulous they believe every thing that they tell themselves.'

તા. ૨૦ મી જુલાઈ ૧૯૨૮
ખાનપુરઃ અમદાવાદ.

ધૂમકેતુ

# અ નુ ક્ર મ

## આ જ લેખકનાં બીજાં પુસ્તકો

નવલકથાઃ

રાજમુગટ

પૃથ્વીશ

નવલિકા સંગ્રહઃ

તણખા : મંડળ બીજું

બાલનાટકઃ

પડઘા

---

હવે પછી બહાર પડનારાં

વિભૂતિ

( માત્ર ઐતિહાસિક ટૂંકી વાર્તાઓ )

[illegible]

( ટૂંકી વાર્તાઓનો ચોથો સંગ્રહ )

સ્ત્રી

(એના જીવનની સર્વદેશીય મીમાંસા)

# પોસ્ટ ઑફિસ

પાછલી રાત્રિનું ભૂરું આકાશ, માનવજીવનમાં અનેક સુખદ યાદગીરી ચમકી રહે તેમ, નાનામોટા તારાઓથી ચમકી રહ્યું હતું. ઠંડા પવનના સુસવાટથી પોતાના જુના અને ફાટેલા ઝભ્ભાને શરીરે વધારે ને વધારે લપેટી લેતો એક વૃદ્ધ ડોસો શહેરના મધ્ય ભાગમાં થઇને જતો હતો. સ્વાધીન અવસ્થા ભોગવતાં કેટલાંક ઘરોમાંથી આ વખતે ઘંટીનો મધુર લાગતો અવાજ, સ્ત્રીઓના તીણા સ્વર સાથે, શહેરની એકાંત રાત્રિમાં, ડોસાનો મદદગાર હોય તેમ, સાથે ને સાથે આવતો હતો. એકાદ કુતરાનો અવાજ, કોઇક વહેલા ઊઠનારનાં પગરખાંનો છેટેથી સંભળાતો શબ્દ કે કોઇ અકાળે જાગેલા પક્ષીનો સ્વર: એ સિવાય શહેર તદ્દન શાંત હતું. લોકો મીઠી નિદ્રામાં ઘેરાતા હતા અને શિયાળાની ઠંડીથી રાત્રિ વધારે ને વધારે ગાઢ બનતી હતી. કહે નહિ છતાં કતલ કરી નાખે એવા મીઠા મનુષ્યના સ્વભાવ જેવી શિયાળાની ઠંડી, કાતિલ હથિયારની માફક, પોતાનો કાણુ સર્વત્ર ફેલાવી રહી હતી. વૃદ્ધ ડોસો ધ્રુજતો ને શાંત રીતે ડગુડગુ ચાલતો શહેરના દરવાજા બહાર થઇ, એક સીધી સડક પર આવી પહોંચ્યો ને ધીમેધીમે પોતાની જૂની ડાંગના ટેકાથી આગળ વધ્યો.

સડકની એક બાજુ ઝાડોની હાર હતી, ને બીજી બાજુ

શહેરનો બાગ હતો. અહીં ઠંડી વધારે હતી ને રાત્રિ વધારે 'શીમણી' બનતી હતી. પવન સોંસરવો નીકળી જતો હતો, ને શુક્રના તારાનું મીઠું તેજ, બરફ પડે તેમ, પૃથ્વી પર ઠંડીના કટકા જેવું પડતું હતું. જ્યાં બાગનો છેડો હતો ત્યાં છેલ્લામાં છેલ્લી ઢબનું એક રોનકદાર મકાન હતું, ને તેની બંધ બારી તથા બારણામાંથી દીવાનો ઉજાસ બહાર પડતો હતો.

ભાવિક મનુષ્ય દાતારનું શિખર જોઇ જેમ શ્રદ્ધાથી આનંદ પામે તેમ વૃદ્ધ ડોસો આ મકાનની લાકડાની કમાન જોઇ આનંદ પામ્યો. કમાન પર એક જરીપુરાણા પાટિયામાં નવા અક્ષર લખ્યા હતાઃ 'પોસ્ટ ઑફિસ'.

ડોસો ઑફિસની બહાર પડથાળ પર બેઠો. અંદરથી કંઇ ચોકસ અવાજ આવતો ન હતો, પણ બેચાર જણ કામમાં હોય તેમ વ્યાવહારિક 'ધુસપુસ' થતી હતી.

'પોલિસ સુપરિન્ટેન્ડન્ટ !' અંદરથી અવાજ આવ્યો. ડોસો ચમક્યો પણ પાછો શાંત બની બેઠો. શ્રદ્ધા અને સ્નેહ આટલી ઠંડીમાં એને ઉષ્મા આપી રહ્યાં હતાં.

અંદરથી અવાજ પર અવાજ આવવા લાગ્યા. કારકુન અંગ્રેજી કાગળનાં સરનામાં બોલીબોલી પોસ્ટમેન તરફ નાખતો જતો હતો.

કમિશ્નર, સુપરિન્ટેન્ડન્ટ, દીવાન સાહેબ, લાયબ્રેરિયન, —એમ એક પછી એક અનેક નામ બોલવાનો અભ્યાસી કારકુન ઝપાટાબંધ કાગળો ફેંક્યે જતો હતો.

એવામાં અંદરથી એક મશ્કરીભર્યો અવાજ આવ્યોઃ 'કોચમીન અલી ડોસા !'

વૃદ્ધ ડોસો હતો ત્યાંથી બેઠો થયોઃ શ્રદ્ધાથી આકાશ સામે

જોયું: આગળ વધ્યો ને બારણા પર હાથ મુકયો.

'ગોકળભાઇ!'

'કોણ?'

'કોચમીન અલી ડોસાનો કાગળ કીધો ના? . . . હું આવ્યો છું'!

જવાબમાં નિષ્ઠુર મજાકભરેલું હાસ્ય આવ્યું.

'સાહેબ! આ એક ગાંડો ડોસો છે. એ હમેશાં પોતાનો કાગળ લેવા પોસ્ટ ઑફિસે ધક્કો ખાય છે.'

કારકુને આ શબ્દો પોસ્ટ માસ્તરને કહ્યા, ત્યાં તો ડોસો પોતાના સ્થાન પર પાછો બેસી ગયો હતો. પાંચ વર્ષ થયાં એ જગ્યાએ બેસવાનો એને અભ્યાસ હતો.

અલી મુળ હોશિયાર શિકારી હતો. પછી ધીમેધીમે એ અભ્યાસમાં એવો કુશળ બન્યો હતો કે હમેશાં જેમ અફીણીને અફીણ લેવું પડે તેમ અલીને શિકાર કરવો પડે. ધુળની સાથે ધુળ જેવા બની જતા કાબરચીતરા તેતર પર અલીની દૃષ્ટિ પડે કે તરત તેના હાથમાં તેતર આવી જ પડયું હોય! એની તીક્ષ્ણ દૃષ્ટિ સસલાની ખોમાં જઇ પહોંચતી. આસપાસના સુકા ભુરા પીળા 'કાગડા'ના કે રાંપડાના ઘાસમાં સંતાઇને સ્થિર કાન કરી બેઠેલા ચતુર સસલાના ભુરા પીળા રંગને ક્યારેક ખુદ શિકારી કુતરા જુદો ન પાડી શકતાં આગળ વધી જતા ને સસલું બચી જતું; પરંતુ ઘટાલીના ગરૂડ જેવી અલીની દૃષ્ટિ બરાબર સસલાના કાન પર ચોંટતી: ને બીજી જ પળે તે રહેતું નહિ. વળી ક્યારેક અલી મચ્છીમારનો મિત્ર પણ બની જતો.

પણ જ્યારે જીવનસંધ્યા પહોંચતી લાગી ત્યારે આ શિકારી

અચાનક બીજી દિશામાં વળી ગયો. એની એકની એક દીકરી મરિયમ પરણીને સાસરે ગઇ. એના જમાઇને લશ્કરમાં નોકરી હતી તેથી તે પંજાબ તરફ તેની સાથે ગઈ હતી; અને જેને માટે પોતે જીવન નિભાવતો હતો તે મરિયમના છેલ્લાં પાંચ વર્ષ થયાં કાંઇ સમાચાર હતા નહિ. હવે અલીએ જાણ્યું કે સ્નેહ અને વિરહ શું છે. પહેલાં તો એ તેતરનાં બચ્ચાંને આકુળવ્યાકુળ દોડતાં જોઈ હસતો. આ એનો—શિકારીનો આનંદ હતો.

શિકારનો રસ એની નસનસમાં ઉતરી ગયો હતો. પરંતુ જે દિવસે મરિયમ ગઇ ને તેને જીંદગીમાં એકલતા લાગી, તે દહાડાથી અલી શિકારે જતાં શિકાર ભુલી સ્થિર દૃષ્ટિથી અનાજનાં ભરચક્ક લીલાં ખેતર તરફ જોઇ રહેતો! એને જીંદગીમાં પહેલી વખત સમજાયું કે કુદરતમાં સ્નેહની સૃષ્ટિ અને વિરહનાં આંસુ છે. પછી તો એક દિવસ અલી એક ખાખરાના ઝાડ નીચે બેસી હૈયાફાટ રોયો. ત્યાર પછી હમેશાં સવારમાં ચાર બજ્યે ઉઠીને એ પોસ્ટ ઑફિસે આવતો. એનો કાગળ તો કોઇ દિવસ હોય નહિ; પણ મરિયમનો કાગળ એક દિવસ આવશે એવી ભક્તના જેવી શ્રદ્ધામાં ને આશાભર્યા ઉલ્લાસમાં તે હમેશાં સૌથી પહેલો પોસ્ટ ઑફિસે આવી બેસતો.

પોસ્ટ ઑફિસ—કદાચ જગતમાં સૌથી રસહીન મકાન —એનું ધર્મક્ષેત્ર–તીર્થસ્થાન બન્યું. એક જ જગ્યાએ ને એક જ ખુણે તે હમેશાં બેસતો. એને એવો જાણ્યા પછી સૌ હસતા. પોસ્ટમેન મશ્કરી કરતા: ને કયારેક મજાકમાં એનું નામ લઇ, એને એ જગ્યા પરથી પોસ્ટ ઑફિસના બારણા સુધી, કાગળ ન હોય છતાં, ધક્કો ખવડાવતા. અખૂટ શ્રદ્ધા

ને અનંત ધૈર્ય હોય તેમ એ હમેશાં આવતો ને દરરોજ ઠાલે હાથે પાછો જતો.

અલી બેઠો હતો એટલામાં એક પછી એક પટાવાળાઓ પોતપોતાની ઑફિસોના કાગળો લેવા આવવા લાગ્યા. ઘણું કરીને પટાવાળા એ વીસમી સદીમાં અધિકારીઓની સ્ત્રીઓના ખાનગી કારભારી જેવા છે. એટલે આખા શહેરના દરેકેદરેક ઑફિસરનો ખાનગી ઈતિહાસ અત્યારે વાંચતો!

કોઇના માથા પર સાફો તો કોઈના પગમાં ચમચમાટી કરે તેવાં બૂટ: એમ સૌ પોતપોતાનો વિશિષ્ટ ભાવ દર્શાવતા હતા. એટલામાં બારણું ખુલ્યું. દીવાના અજવાળામાં, સામેની ખુરશી પર તુંબડા જેવું માથું ને હમેશનો દિલગીરીભર્યો ઉદાસીન જેવો ચહેરો લઇ પોસ્ટ માસ્તર બેઠા હતા. કપાળ પર, મોં પર કે આંખમાં ક્યાંય તેજ ન હોય ત્યારે માણસ ઘણુંકરીને ગોલ્ડસ્મિથનો 'વિલેજ સ્કુલમાસ્તર,' આ સદીનો કારકુન કે પોસ્ટ માસ્તર હોય છે!

અલી પોતાની જગ્યાએથી ખસ્યો નહિ.

'પોલિસ કમિશ્નર.' કારકુને બૂમ પાડી ને એક થનથનાટ કરતા જુવાને પોલિસ કમિશ્નરના કાગળ લેવા હાથ આગળ ધર્યો.

'સુપરિન્ટેન્ડન્ટ.'

બીજો એક પટાવાળો આગળ આવ્યો;—અને આમ ને આમ એ સહસ્રનામાવલિ વિષ્ણુભક્તની જેમ કારકુન હમેશાં પઢી જતો.

અંતે સૌ ચાલ્યા ગયા. અલી ઊઠયો, ને પોસ્ટ ઑફિસમાં ચમત્કાર હોય તેમ તેને પ્રણામ કરી ચાલ્યો ગયો! અરે!

સૈકા પહેલાંનો ગામડિયો !

'આ માણસ ગાંડો છે ?' પોસ્ટ માસ્તરે પૂછ્યું.

'હા.—કોણ ? અલી ના ? હા સાહેબ; પાંચ વરસ થયાં ગમે તેવી ઋતુ હોય છતાં કાગળ લેવા આવે છે! એનો કાગળ ભાગ્યે જ હોય છે!' કારકુને જવાબ આપ્યો.

'કોણ નવરૂં બેઠું છે ? હમેશ તે કાગળ ક્યાંથી હોય ?'

'અરે સાહેબ, પણ એનું મગજ જ ચસકી ગયું છે! તે પહેલાં બહુ પાપ કરતો. એમાં કોઇક સ્થાનકમાં દોષ કર્યો ! ભાઇ, કર્યાં ભોગવવાં છે!' પોસ્ટમૅને ટેકો આપ્યો.

'ગાંડા બહુ વિચિત્ર હોય છે.'

'હા. અમદાવાદમાં મેં એક વખત ગાંડો જોયો હતો, તે આખો દિવસ ધૂળના ઢગલા જ કરતો: બસ બીજું કાંઇ નહિ. એક ગાંડાને હમેશાં નદીને કાંઠે જઇ સાંજે એક પથ્થર પર પાણી રેડવાની ટેવ હતી!'

'અરે! એક ગાંડાને એવી ટેવ હતી કે આખો દિવસ આગળ ને પાછળ ચાલ્યા જ કરે! બીજો એક કવિતા ગાયા કરતો! એક જણ પોતાને ગાલે લપાટો જ માર્યા કરતો, ને પછી કોઇક મારે છે એમ જાણી રોયા કરતો!'

આજે પોસ્ટ ઑફિસમાં ગાંડાનું પુરાણ નીકળ્યું હતું. હમેશાં આવું એકાદ પ્રકરણ છોડી એના પર બેચાર મિનિટ વાત કરી આરામ લેવાની ટેવ લગભગ બધા જ નોકરવર્ગમાં દારૂની ટેવ જેમ પેસી ગઇ છે. પોસ્ટ માસ્તર છેવટે ઉઠ્યા ને જતાંજતાં કહ્યું:

'સાળું, ગાંડાની પણ દુનિયા લાગે છે! ગાંડા આપણને ગાંડા માનતા હશે;—અને કદાચ ગાંડાની સૃષ્ટિ કવિની સૃષ્ટિ

જેવી હશે !'

છેલ્લો શબ્દ બોલતાં પોસ્ટ માસ્તર હસીને ચાલ્યા ગયા. એક કારકુન વખત મળ્યે જરા ગાંડાંઘેલાં જોડી કાઢતો ને એને સૌ ખીજવતા. પોસ્ટ માસ્તરે પણ છેલ્લું વાક્ય એટલા જ માટે હસતાંહસતાં એના તરફ ફરીને કહ્યું હતું. પોસ્ટ ઑફિસ હતી તેવી શાંત બની રહી.

એક વખત અલી બેત્રણ દિવસ સુધી આવ્યો નહિ. પોસ્ટ ઑફિસમાં અલીનું મન સમજી જાય એવી સહાનુભૂતિ કે વિશાળ દૃષ્ટિ કોઇનામાં ન હતી. પણ એ કેમ ન આવ્યો, એની કૌતકબુદ્ધિ સૌને થઇ. પછી અલી આવ્યો. પણ તે દિવસે એ હાંફતો હતો, ને એના ચહેરા પર જીવનસંધ્યાનાં સ્પષ્ટ ચિહ્ન હતાં.

આજે તો અલીએ અધીરા બનીને પોસ્ટ માસ્તરને પૂછ્યું, 'માસ્તર સાહેબ, મારી મરિયમનો કાગળ છે ?'

પોસ્ટ માસ્તર તે દિવસે ગામ જવાની ઉતાવળમાં હતા, ને તેનું મગજ આ સવાલ ઝીલી શકે એટલું શાંત ન હતું.

'ભાઇ, તમે કેવા છો ?'

'મારૂં નામ અલી !' અલીનો અસંબદ્ધ જવાબ મળ્યો.

'હા; પણ અહીં કાંઈ તમારી મરિયમનું નામ નોંધી રાખ્યું છે ?'

'નોંધી રાખોને ભાઇ; વખત છે ને કાગળ આવે, ને હું ન હોઉં તો તમને ખપ આવે !' પોણી જીંદગી શિકારમાં ગાળી હોય એને શી ખબર કે મરિયમનું નામ એના પિતા સિવાય બીજાને મન બે પૈસા જેટલી કિંમતનું છે!

પોસ્ટ માસ્તર તપી ગયા. 'ગાંડો છે કે શું ? જા, જા, તારો

કાગળ આવશે તો કોઈ ખાઇ નહિ જાય !' પોસ્ટ માસ્તર ઉતાવળમાં ચાલ્યા ગયા, ને અલી ધીમે પગલે બહાર નીકળ્યો. નીકળતાં નીકળતાં એક વખત ફરીને પોસ્ટ ઑફિસ તરફ જોઇ લીધું ! આજે એની આંખમાં અનાથતાનાં આંસુની છાલક હતી; અશ્રદ્ધા ન હતી, પણ ધૈર્યનો અંત આવ્યો હતો ! અરે ! હવે મરિયમને કાગળ ક્યાંથી પહોંચે ?

એક કારકુન એની પાછળ આવતો લાગ્યો. અલી તેના તરફ ફર્યો: ' ભાઈ !'

કારકુન ચમક્યો. પણ તે સારો હતો.

' કેમ ? '

' જુઓ; આ મારી પાસે છે. ' એમ કહી પોતાની પાસે એક જુની પતરાની ડાબડી હતી તેમાંથી અલીએ પાંચ ગીની કાઢી. કારકુન ભડક્યો.

' ભડકો નહિ. તમારે આ ઉપયોગી ચીજ છે. મારે હવે તેનો ઉપયોગ નથી. પણ એક કામ કરશો ? '

' શું ?'

' આ ઉપર શું દેખાય છે ? ' અલીએ શૂન્ય આકાશ સામે આંગળી ચીંધી.

' આકાશ. '

' ઉપર અલ્લા છે. તેની સાક્ષીમાં તમને આ પૈસા આપું છું. તમારે મારી મરિયમનો કાગળ આવે તો પહોંચાડવો. '

કારકુન આશ્ચર્યમાં સ્થિર ઉભો:' ક્યાં ? ક્યાં પહોંચાડવો ? '

' મારી કબર ઉપર ! '

' હેં ?'

' સાચું કહું છું. આજ હવે છેલ્લો દિવસ છે !—અરેરે,

છેલ્લો ! મરિયમ ન મળી—કાગળ ન મળ્યો.' અલીની આંખમાં ઘેન હતું. કારકુન ધીમે ધીમે તેનાથી છુટો પડી ચાલ્યો ગયો. તેનાં ખીસામાં ત્રણ તોલા સોનું પડ્યું હતું!

o o

પછી અલી કોઈ દિવસ દેખાયો નહિ. અને તેની ખબર કાઢવાની ચિંતા તો કોઇને હતી જ નહિ. એક દિવસ પોસ્ટ માસ્તર જરાક અફસોસમાં હતા. એમની દીકરી દૂરદેશાવર માંદી હતી, ને તેના સમાચારની રાહ જોતા એ શોકમાં બેઠા હતા.

ટપાલ આવી ને કાગળોનો થોકડો પડયો. રંગ ઉપરથી પોતાનું કવર છે એમ ધારી પોસ્ટ માસ્તરે ઝપાટાબંધ એક કવર ઉચકી લીધું. પણ એના પર સરનામું હતું: 'કોચમીન અલી ડોસા !'

વીજળીનો આંચકો આવ્યો હતો તેમ એમણે તે નીચે નાખી દીધું ! દિલગીરી અને ચિંતાની થોડી ક્ષણમાં એમનો અધિ-કારીનો કડક સ્વભાવ જતો રહી માનવસ્વભાવ બહાર આવ્યો હતો. એમને એકદમ સાંભર્યું કે આ પેલા જ ડોસાનું કવર;– અને કદાચ એની દીકરી મરિયમનું.

'લક્ષ્મીદાસ !' એમણે એકદમ બૂમ પાડી.

લક્ષ્મીદાસ તે જ માણસ કે જેને અલીએ છેલ્લી ઘડીએ પૈસા આપ્યા હતા.

'કેમ સાહેબ ?'

'આ તમારા કોચમીન અલી ડોસા ! ... આજ હવે ક્યાં છે એ ?'

'તપાસ કરશું.'

તે દિવસ પોસ્ટ માસ્તરના સમાચાર ન આવ્યા. આખી

રાત્રિ શંકામાં વીતાવી, બીજે દીવસે સવારે ત્રણ વાગ્યામાં તે ઑફિસમાં બેઠા હતા. ચાર વાગે ને અલી ડોસા આવે કે હું પોતે જ તેને કવર આપું, એવી આજ એમની ઇચ્છા હતી.

વૃદ્ધ ડોસાની સ્થિતિ પોસ્ટ માસ્તર હવે સમજી ગયા. આજ આખી રાત તેમણે સવારે આવનાર કાગળના ધ્યાનમાં ગાળી હતી. પાંચ પાંચ વર્ષ સુધી આવી અખંડ રાત્રિઓ ગાળનાર તરફ એમનું હૃદય આજે પહેલવહેલું લાગણીથી ઉછળી રહ્યું હતું. બરાબર પાંચ વાગ્યે બારણા પર ટકોરો પડયો. પોસ્ટમેન હજી આવ્યા ન હતા; પણ આ ટકોરો અલીનો હતો એમ લાગ્યું. પોસ્ત માસ્તર ઉઠયા. પિતાનું હૃદય પિતાના હૃદયને પિછાને તેમ આજે તે દોડયાઃ બારણું ખોલ્યું.

'આવો અલીભાઇ! આ તમારો કાગળ' બારણામાં એક વૃદ્ધ દીન ડોસો લાકડીના ટેકાથી નમી ગયેલો ઉભો હતો. છેલ્લાં આંસુની ધાર હજી એના ગાલ પર તાજી હતી, ને ચહેરાની કરચલીમાં કરડાઇના રંગ પર ભલમનસાઈની પીંછી ફરેલી હતી.

તેણે પોસ્ટ માસ્તર સામે જોયું ને પોસ્ટ માસ્તર જરાક ભડકયા. ડોસીની આંખમાં મનુષ્યનું તેજ ન હતું!

'કોણ સાહેબ? અલી ડોસા...' લક્ષ્મીદાસ એક બાજુ તરફથી સરીને બારણા પાસે આવ્યો.

પોસ્ટ માસ્તરે તે તરફ લક્ષ ન આપતાં બારણા તરફ જ જોયા કર્યું. પણ ત્યાં કોઈ ન લાગ્યું. પોસ્ટ માસ્તરની આંખ ફાટી ગઇ! બારણામાં કોઇ જ હતું નહિ એ શું? તે લક્ષ્મીદાસ તરફ ફર્યા.

'હા, અલી ડોસા! કોણ ? તમે છો ના?'

'જી, અલી ડોસા મરી ગએલ છે! પણ એનો કાગળ લાવો મારી પાસે!'

'હેં! કે દિ'? સાચું—લક્ષ્મીદાસ?'

'જી હા, એને તો ત્રણેક મહિના થઇ ગયા!' સામેથી એક પોસ્ટમૅન આવતો હતો તેણે બીજો અરધો જવાબ વાળ્યો.

પોસ્ટ માસ્તર દિઙ્મૂઢ બની ગયા. હજી મરિયમનો કાગળ બારણામાં પડ્યો હતો! અલીની મૂર્તિ એમની નજર સમક્ષ તરી રહી. લક્ષ્મીદાસે, અલી છેલ્લી વખત કેમ મળ્યો હતો તે પણ કહ્યું. પોસ્ટ માસ્તરના કાનમાં પેલો ટકોરો ને નજર સમક્ષ અલીની મૂર્તિ બંને ખડાં થયાં! એમનું મન ભ્રમમાં પડ્યું: મેં અલીને જોયો, કે એ માત્ર શંકા હતી, કે એ લક્ષ્મીદાસ હતો?

o o

પાછી રોજનીશી ચાલી: 'પોલિસ કમિશ્નર! સુપરિટેન્ડન્ટ! લાયબ્રેરીઅન'—કારકુન ઝપાટાબંધ કાગળ ફેંકયે જતો હતો.

પણ દરેક કાગળમાં ધડકતું હૃદય હોય તેમ પોસ્ટ માસ્તર આજે એકી નજરે એ તરફ જોઇ રહ્યા છે! કવર એટલે એક આનો ને પોસ્ટ કાર્ડ એટલે બે પૈસા એ દૃષ્ટિ ચાલી ગઇ છે. ઠેઠ આફ્રિકાથી, કોઈ વિધવાના એકના એક છોકરાનો કાગળ એટલે શું? પોસ્ટ માસ્તર વધારે ને વધારે ઉંડા ઉતરે છે.

મનુષ્ય પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જુએ તો અરધું જગત શાંત થઇ જાય.

o o

તે સાંજે લક્ષ્મીદાસ ને પોસ્ટ માસ્તર ધીમે પગલે અલીની કબર તરફ જતા હતા. મરિયમનો કાગળ સાથે જ હતો. કબર

પર કાગળ મુકી પોસ્ટ માસ્તર ને લક્ષ્મીદાસ પાછા વળ્યા.

'લક્ષ્મીદાસ ! આજે સવારે તમે જ સૌથી વહેલા આવ્યા ક્રાં?'

'જી હા.'

'અને તમે કીધું અલી ડોસા...'

'જી હા.'

'પણ—ત્યારે...ત્યારે સમજાયું નહિ કે...'

'શું ?'

'હા, ઠીક...કાંઇ નહિ.' પોસ્ટ માસ્તરે ઉતાવળે વાત વાળી લીધી. પોસ્ટ ઑફિસનું આંગણું આવતાં પોસ્ટ માસ્તર લક્ષ્મીદાસથી જુદા પડી વિચાર કરતા અંદર ચાલ્યા ગયા. એમનું પિતા તરીકેનું હૃદય અલીને ન સમજવા માટે ડંખતું હતું, ને આજે હજી પોતાની દીકરીના સમાચાર ન હતા માટે પાછા સમાચારની ચિંતામાં તે રાત્રિ ગાળવાના હતા. આશ્ચર્ય, શંકા ને પશ્ચાત્તાપના ત્રિવિધ તાપથી તપતા એ પોતાના દીવાનખંડમાં બેઠા, ને પાસે કોલસાની સગડીમાંથી મધુર તાપ આવવા લાગ્યો.

# ભૈયાદાદા

રંગપુરના નાના સ્ટેશન પર ત્રણ માણસો અધિકારીના જેવી તોછડી ઢબથી ઉભા હતા. દૂરથી આવેલા ગામડિયાઓ, પરગામના ઉતારુઓ અને પ્રથમ જ ગાડીમાં મુસાફરી કરવા આવેલી કેટલીક સ્ત્રીઓ, સૌમાં તરી નીકળે એવા આ ત્રણ ગૃહસ્થો તરફ વારંવાર જોઈ ને કૈંક છાની વાતો કરી લેતાં હતાં.

'પણ એ જગ્યાએ સાંધાવાળો કોણ છે?' પોતાની સાહેબશાઇ ટોપી હાથમાં ફેરવતાં ફેરવતાં એક જુવાને પ્રશ્ન કર્યો. એની પ્રશ્ન કરવાની ઢબથી એમ લાગતું હતું કે તે સૌમાં વડો હતો.

લાંબા સુકાઇ ગએલા મોંવાળા એક પ્રૌઢ માણસે વિનયથી જવાબ આપ્યો:

'સાહેબ! ત્યાં પચીસ વર્ષથી એક જ માણસ રહે છે.'

'પચ્ચીસ વર્ષ!'

ત્રીજો માણસ, જે ન કારકુન કે ન અધિકારી જેવો— વચ્ચેની સ્થિતિનો લાગતો હતો તેણે મોં મલકાવી હા પાડી.

'અને એ માણસ પાસેથી તમે નિયમિત કામની આશા રાખો છો?' જુવાન અધિકારીએ પોતાની નેતરની સોટી જમીન સાથે ભરાવીને વાંકી વાળતાંવાળતાં કહ્યું.

બંનેમાંથી કોઈએ જવાબ આપ્યો નહિ. અંતે પેલો કારકુન જેવો બોલ્યો, 'સાહેબ! વૃદ્ધ માણુસ છે. આજ પચીસ વર્ષે ક્યાં જાય? આપણે જ નભાવ્યે છુટકો.'

જુવાન અધિકારીના હોઠ સખ્તાઇમાં જરા દબાયા. સોટીથી એક કાંકરો આઘે ઉડાડી તે બોલ્યો, 'આપણે માણુસ સાથે કામ નથી, કામ સાથે કામ છે. ક્યાં જાય એ જોવાનું એને રહ્યું; કેવું કામ કરે છે એટલું જ આપણે જોવાનું છે.'

કારકુનનો લાંબો અને નિસ્તેજ ચહેરો જરા વધારે નિસ્તેજ બન્યો. એનું હૃદય કંઈક નિખાલસ હતુ. પંદર વર્ષનો હતો ત્યારથી તે કારકુન રહ્યો હતો. તેણે કાળાંધોળાં કરીને તો નહિ, પણ અનેક અધિકારીઓની નીચે અનેક સ્વભાવ રાખીને શિરસ્તેદારી મેળવી હતી. એટલે એનામાં પોતાનું તેજ કે પ્રભાવ તો ન હતાં, છતાં સારો સ્વભાવ હોવાથી સારું કરવા તરફ વલણ રહેતું. સાહેબના હોઠની સખ્તાઈ જોઈ એ વધારે નરમાશથી બોલ્યો: 'ભૈયો બદ્રીનાથ ત્યાં પચીસ વર્ષથી નોકરી કરે છે.'

'એની ઉમર કેટલી છે?'

'હશે...આશરે સત્તાવન–અઠ્ઠાવન.'

'ત્યારે એ કામને માટે નાલાયક છે!' સાહેબે ફેંસલો આપ્યો. સાહેબના મગજમાં અત્યારે અધિકારનું તોફાન છવાયું છે એ ચતુર શિરસ્તેદાર સમજી ગયો અને તેથી બીજી વખત સમજાવાશે, એમ વિચારી શાંત રહ્યો.

એવું બન્યું હતું કે રંગપુરના સ્ટેશનથી આશરે બેએક માઇલ દૂર રેલવેની સડક જાહેર સડકને કાપીને જતી હતી એટલા માટે એ ક્રૉસિંગ આગળ રેલવે સત્તાવાળાઓએ એક ઓરડી બાંધી ત્યાં એક માણસ રાખ્યો હતો. બદ્રીનાથ ભૈયો,

આજે પચીસ વર્ષ થયાં, એના એ જડ જબરદસ્ત લાકડાને, ગાડી આવવાને વખતે આડું ઠસાવતો ને ગાડી જાય એટલે ઉભું કરતો. પણ થોડા વખત પહેલાં એની સરતચુકથી એક અકસ્માત થતો રહી ગયો હતો. રંગપુરના સ્ટેશન પર ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ, ટ્રાફિક ઈન્સ્પેક્ટર અને શિરસ્તેદાર આજે એ જ વાત કરી રહ્યા હતા.

એટલામાં સ્ટેશન પર ગાડી આવી ને સાહેબ પોતાના ડબ્બામાં ગોઠવાઈને બેઠા. બેસતાંબેસતાં પણ એના તુંદમિજાજી સ્વભાવને આનંદ આવતો હોય એમ વારંવાર કારકુન સાથે એની એ વાત કરતા હતા: ' એ જગ્યાએ કોઈ અનુભવી અથવા છેવટ ચપળ માણસ નીમવો પડશે. '

તેના છેલ્લા શબ્દો ગાડીની સીટીમાં ડુબી ગયા. બંને નીચલા અધિકારીઓએ સલામ કરી ને ગાડી રવાના થઈ ગઈ.

શિરસ્તેદાર વિનાયકરાવ હમેશાં ગામની એ સડકે બેત્રણ માઈલ ફરવા જતો. એની રૂપાના હાથાવાળી લાકડી, જુનો જાળવી રાખેલો રેશમી દુપટ્ટો, દક્ષિણી પાઘડી ને ચંપલ આ રસ્તા પર છેલ્લાં દસ વર્ષ થયાં નિયમિત મુસાફરી કરતાં. બદ્રીનાથની ઓરડીએ જાઈ તે બે ઘડી બેસે ને રાવસાહેબને આવેલા જોઈ ભૈયો પણ પોતાની નાનીશી વાડીમાંથી બહાર નીકળી ઠંડું પાણી ભરી પાસે મુકે. પછી બંને પરદેશીઓ સુખદુઃખની વાતો કરે ને એમ હમેશાં સાંજ વીતી જાય.

આજે પણ સાંજે વિનાયકરાવનાં મંદ પગલાં એ તરફ વળતાં હતાં. ધીમે ધીમે એ ત્યાં પહોંચ્યો ને ભૈયાને ન જોઈ, કંઈક આરામ પામી, પોતાના હમેશના ઓટલા પર બેઠો. ઉંડા વિચાર કરતો તે ભૈયાની સુંદર કૃતિ જોઈ રહ્યો હતો. ભૈયાએ

પોતાની ઓરડીની પાછળ વાડા જેવું કરી એમાં ગલ, ગલગોટા, કરેણ, કેળ ને પોપૈયાં વાવ્યાં હતાં. એક કારેલીનો ને એક વાલોળનો એમ બે માંડવા પણ બનાવ્યા હતા. ઓરડીના બારણા પાસે થોડાક મરચીના રોપ, અજમો, કોથમીર ને તુલસીના ક્યારા હતા, અને આગળના ભાગમાં બેચાર નાન નાનાં ઝાડવાં પર ફુલવેલની જુદીજુદી જાત ચડાવી માંડવા જેવું કરી લીધું હતું. એની ચારે તરફ થોડાક વાંસ ખોસી ખપાટો બાંધી લઈ ભીંત બનાવી હતી. ને નીચે જમીન પર ધોળી ફુલ જેવી સ્વચ્છ ગાર કરી હતી. ભૈયાની એક બકરી આમ બંધાતી હતી. વિનાયકરાવ ભયાનું ઘર અને તેનું કલાવિધાન જોઇ રહ્યો.

એટલામાં ભૈયાના ઘરમાંથી એક બારતેર વર્ષની છોકરી બહાર નીકળી. વિનાયકરાવને જોઇ એ એકદમ પાછી અંદર ગઇ ને ભૈયાને કહ્યું. ભૈયાદાદા! બહાર તો કોઈક બેઠું છે.

'કોણ છે?' કહી ભૈયો બહાર આવ્યો.

આજે આઠેક દિવસ થયાં તે જરાક અસ્વસ્થ હતો તેમજ વિનાયકરાવ પણ એકાદ અઠવાડિયું થયાં આ તરફ આવ્યા ન હતા, એટલે વિનાયકરાવ હશે એ ડોસાને યાદ રહ્યું નહિ. બહાર આવતાં જ તેણે વિનાયકરાવને જોયા.

'ઓહો! પાની છોકરી! આ તો આપણા રાવસાહેબ છે. ઠંડા પાણી લાવો, ગલો.' અને ભૈયો પોતાની હમેશની ઢબથી વિનાયકરાવ પાસે જઇ બેઠો. બિલાડીનાં બે ત્રણ બચ્ચાં એના વૃદ્ધ શરીરને ઘસાઇ ઘસાઇને ફરવા લાગ્યાં.

વિનાયકરાવનું જિગર ચીરાઇ રહ્યું હતું. ભૈયાને આ જગ્યા પર કેટલો પ્યાર છે એનો ખરો ખ્યાલ આજે જ તેને આવ્યો. આસપાસ થોરની વાડ હોય, બાવળનું ઝાડ હોય કે બોરડીનો

છોડ હોય, પણ દરેક દરેક ઝાડને એ કલાવિધાનમાં પોતાનો ભાગ આપતું કરી ભૈયાએ બે ઘડી ઠરી જવાનું મન થાય એવું સુંદર નાનીશી વાડી બનાવી હતી.

પણ આજે તો તેણે એક નવું દશ્ય જોયું. ભૈયાએ વળી, વાડીવાળાની છોકરીને પુત્રી જેવા લાડથી બોલાવી. રાવને આ દશ્ય નવીન લાગ્યું, કારણકે પાનીને આજે જ તેણે જોઇ હતી.

'આ છોકરી કોની ભૈયાદાદા ? આજે વિનાયકરાવ 'ભૈયા' એમ ન કહી શકયો.

'આ વાડીવાળાની છે. બિચારી આઠ દિવસ થયાં બકરી દોહી દે છે. ઇશ્વર એનું કલ્યાણ કરે !'

પાની ઠંડા પાણીનો ચળકતો લોટો લાવી હતી. નાની આઠ દસ વર્ષની છોકરીની આંખમાં કાજળ એવું સુરેખ આવી રહ્યું હતું કે વિનાયકરાવની દષ્ટિ ત્યાં ચોંટી ગઇ.

'ભૈયાદાદા ! હવે હું જાઉં છું હો !'

'ટીલાળીને દોહી ?'

ટીલાળી ભૈયાની બકરીનું નામ હતું. ભોળા વૃદ્ધભૈયાએ ટીલું જોઇને તેનું નામ ટીલાળી પાડયું હતું. એવાં નામ માણસનાં પડતાં હોય તો માણસ પશુ કરતાં સારો લાગે ! તેમજ 'શબ્દો યથાર્થાક્ષરઃ' થાય.

'હા ભૈયાદાદા.'

'ઠીક જા. કાલે વહેલી આવજે હો !'

પાની ચાલી ગઇ. પણ થોડીવાર ન થઇ ત્યાં પાછી ફરીઃ 'ભૈયાદાદા ! બાર દિવસ પછી દીવાળી છે; તમારે બાપશી ભારડાવવી નથી ?'

વૃદ્ધ ભૈયો આનંદ પામ્યો, તે મીઠું હસી પડચોઃ 'મારે વળી લાપશી શી ?'

'એમ કૈં હોય ભૈયાદાદા ? સૌ જમશે જુઠશે ને તમે કાંઇ નહિ કરો ?'

વિનાયકરાવે નિઃશ્વાસ મુકયો.

'ઠીક લે, થોડાક ઘઉં લેતી જા. પણ બહુ જાડા ભરડતી નહિ હોં !'

'ના દાદા ! હું તો હવે ઝીણા ભરડું છું.'

પાની ગઈ. કણબીની એ નાની છોકરી ભૈયાને આટલી મમતાથી ચાહી રહી હતી તે વિનાયકરાવે આજે જ જાણ્યું. એણે ધીમેથી કહ્યું, 'ભૈયાદાદા ! આ નોકરી તમે છોડી દ્યો. હવે અવસ્થા થઇ કહેવાય.

'હવે મારે કેટલાંક વર્ષ કાઢવાં છે ?' ભૈયાએ જવાબ વાળ્યો; 'બહુબહુ તો પાંચ.'

'એટલે જ કહું છું કે હવે ભજન કરો !'

'આજ આટલી અવસ્થાએ કોને આશરે જાઉં ? છોકરો પ્લેગમાં ગયો; છોકરાની વહુ ભાગી ગઇ. હવે એકનું એક પેટ છે તે ભગવાન દેહ હાંકે ત્યાં સુધી કામ કરવું ને ખાવું' બદ્રીનાથે જવાબ વાળ્યો. વિનાયકરાવનું અંતઃકરણ ભૈયાના જવાબથી વધારે ને વધારે નરમ બનતું હતું.

તે જવા ઉઠયો ત્યારે એને ચોક્કસ લાગ્યું. કે ભૈયાને એની વાડી પર મા કરતાં યે વધારે પ્રેમ હતો.

બીજે દિવસે ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ બરાબર નિયમસર ઑફિસમાં હાજર થયા હતા ને સામે પોતાનું શિર ઝુકાવીને વિનાયકરાવ ઉભો હતો.

'કેમ રાવ! તમે પેલા ભૈયા બદ્રીનાથની જગ્યાએ કોને ફેરવો છો? મેં જોયું કે એ ડોસો બધો વખત ઝાડવાં નીંદવામાં જ ગાળે છે!' સાહેબે પોતાની અવલોકનશક્તિથી અજાયબી પમાડવાની શરૂઆત કરી ને વાઘના જેવી તીણી આંખથી તે વિનાયકરાવ તરફ જોઇ રહ્યા.

રાવના મનમાં ભાંજગડ ચાલતી હતી. એક વખત તેના ખીસામાંથી રાજીનામાનો કાગળ થોડો બહાર પણ દેખાયો; પણ તરત જ એના હાથપગ ધ્રુજવા લાગ્યા ને તેણે સાહેબ તરફ ઝુકીને સલામ ભરી.

'વિનાયકરાવ!' બિલાડી ઉંદરને રમાડે તેમ સાહેબે રમત શરૂ કરી; 'તમે શું ઠરાવ્યું?'

વિનાયકરાવે વિચાર કર્યો ને અરધો જુસ્સામાં ને અરધો ગુસ્સામાં તે બોલ્યો, 'એ નહિ બને!'

સાહેબે હોઠ કરડ્યા. 'હેં!'

હમેશની ગુલામી–નિર્બળતા પોતાનું બળ જમાવવા લાગી. રાવના હોશકોશ ઉડી ગયા. પોતે ઉતાવળથી ભુલ કરી તે એ સમજી ગયો. ફેરવી તોળવાની કળામાં તે પાવરધો હોવાથી તરત બોલ્યો, 'સાહેબ! એ તો હું બીજા જ વિચારમાં હતો. ભૈયા બદ્રીનાથની જગ્યાએ કાળુને ગોઠવવો ઠીક પડશે!'

'હા; અને ભૈયાને ચોવીશ કલાકની નોટીશ આપી દો!'

'બહુ સારૂં!' શિરસ્તેદાર નમીને સલામ ભરી બહાર ચાલ્યો ગયો.

તો પણ વિનાયકરાવે વૃદ્ધ ભૈયાને કૈંક મદદ કરી. બીજે દિવસે ભૈયાને સાહેબની હજુરમાં લાવવા માટે તેણે એક ટપ્પો મોકલ્યો. ડોસો હાજર થયો. સાહેબ પોતાના ઓરડામાં અધિ-

કારીના રૂઆબથી એકલા જ અક્કડ બેઠા હતા. ભૈયાને જોતાં જ તે બોલ્યા, ' તુમ્હારા નામ ભૈયા બદ્રીનાથ ? '

' જી હાં સાબ ! '

' તુમ બડે બુઢ્ઢે હો ગયે. સરકારકી ખુબ નોકરી કીઈ. અબ તો આરામ લીજીએ ! '

' જી હાં સાબ. ધોળાં નોકરીમાં જ આવ્યાં. '

' અચ્છા. '

ભૈયો તો એવી આશામાં હતો કે સાહેબ લાંબી નોકરી માટે કાંઈક ઇનામ આપવાની ગોઠવણુ કરતા હશે. એટલામાં સાહેબે કાગળમાંથી મોં ઉચું કરી તેના તરફ ફરી સમાચાર સંભળાવી દીધા. ' અચ્છા; તુમ વિનાયકરાવકુ મિલો. તુમ્હારા હિસાબ કરને કે લીયે હુકૂમ દીયા ગયા હૈ ! અબ તુમ આરામ લીજીયે ! '

વજ્રપાત થયો હોય તેમ ભૈયો મૂઢ જેવો સાહેબ સામે ઉભો રહ્યો: પોતાની હદમાં અકસ્માત થતાં બચી ગએલો તે વાત તેને યાદ આવી. સાહેબ એટલા માટે પોતાને બરતરફ કરે છે એ છેવટે સમજાયું. તે ગળગળો બની ગયો. ' સાહેબ ! આજ હવે...

સાહેબ બદ્રીનાથ તરફ જોઇ રહ્યો. બદ્રીનાથ એક ડગલું આગળ વધ્યો, ' સાહેબ ! હવે ઘરડેઘડપણુ શા માટે ભવ બગાડો છો ? આજ હવે મને કોણુ સંઘરે ? '

' ડોસા દીકરો છે ને ? '

' જી ના, પ્લેગ...' બદ્રીનાથ વધારે બોલી શક્યો નહિ, ' મારૂં ઝુપડું ને ઝાડવાં એ જ છોકરાં છે. હવે બેચાર છેલ્લાં વર્ષ ત્યાં ગાળવા દો ! '.

'એ ફૂલિશ સેન્ટિમેન્ટૅલિસ્ટ ! ('મૂર્ખ રોતલ !)' સાહેબે ડોસાના શબ્દોને માનસશાસ્ત્રમાં જોખી જોયા !

'ઠીક ઠીક, એ વિષે વિચાર કરશું; જોશું, હમણાં જાઓ.'

'પણ ભૈયો બદ્રીનાથ તો વિનાયકરાવને મળ્યા વિના જ ધીમે પગલે પોતાને ઝુંપડે ગયો. જે જમીન સાથે પચીસ વર્ષ બાળકની જેમ તે રમ્યો હતો તે જમીનને હવે થોડા દિવસ માટે છોડતાં એનું વૃદ્ધ હૃદય ધ્રુજતું હતું.

બીજે દિવસે વિનાયકરાવ ફરવા ગયો. બદ્રીનાથની નોકરીનો એ છેલ્લો દિવસ હતો. ભૈયો ઓટલા પર જ વિનાયકરાવની રાહ જોતો હતો.

'કાં ? કહીં હોઇલ કા ?' એણે વિનાયકરાવને આતુરતાથી પૂછ્યું.

'નાહિ, તુમાલા જાવેં લાગેલ. દુસરા મનુષ્યાંચી નેમણૂક ઝાલી.'

બદ્રીનાથ ગળગળો થઇ ગયો, પણ હિંમતમાં આવીને બોલ્યો, 'કાલે સંવારે ?'

'હા.'

અને વિનાયકરાવ તરત જ ભૈયાના પગમાં પડયો !

'અરે, અરે ! રાવસાહેબ ! આ શું ?

'ભૈયાદાદા ! અહીંથી પરભાર્યો કાલે મારે ઘેર આવજો. મને તમારા છોકરા જેવો માની ત્યાં રહેજો.'

'અરે રાવસાહેબ !' ભૈયો ફિક્કું હસ્યો, 'એ તમારી ઉદારતા છે; પણ હું તો આટલામાં જ આ જમીન પાસે રહીશ.'

વિનાયકરાવે ધાર્યું કે બીજે દિવસે ભૈયાદાદાને બરાબર સમજાવીશું. બંને છૂટા પડ્યા ત્યારે ભૈયો આંખમાં આંસુ સહિત

વિનાયકરાવને ભેટી પડયો. બીલાડીનાં બે ત્રણ બચ્ચાં તો એના વૃદ્ધ શરીર પાસે અટવાતાં જ હતાં.

'રાવસાહેબ! આ તમને સોંપું છું હોં' વૃદ્ધ એટલું જ બોલી શકયો ને બંને છુટા પડયા.

બીજે દિવસે સવારમાં દિવસ ન ઊગે ત્યાં તો વિનાયકરાવ આવ્યો હતો. પાની પણ બકરી દોહી લેવા હાજર થઇ હતી. વિનાયકરાવ ઓટલાપર બેઠો, કારણકે ભૈયો હજી બહાર આવ્યો ન હતો. અંતે થાકીને પાનીએ બારણું ખખડાવ્યું. પણ બારણું તો ખુલ્લું જ હતું.

'ભૈયાદાદા ! એ ભૈયાદાદા !' કણબીની છોકરીનો માયાળુ સ્વર એકાંત સીમમાં સ્પષ્ટ અસર કરતો રણકી રહ્યો.

'ભૈયાદાદા ! ચાલો ચાલો, ટીલડી દોઉં છું.'

પણ ભૈયાદાદાએ જવાબ આપ્યો નહિ.

પાની વધારે મોટે સાદે બોલી, 'અને આ તમારી દીવાળીની લાપસી દાદા !'

હવે વિનાયકરાવ ઉઠીને ત્યાં આવ્યો. ઝુંપડામાં અડગ ને અક્કડ વૃદ્ધ ભૈયાદાદા ઓઢીને નીરાંતે ઉંઘતા હતા. એના શરીરને ધસીને બીલાડીનાં બચ્ચાં ખેલી રહ્યાં હતાં ને બકરીનાં બચ્ચાં છેક એની પથારી પાસે બેસી કરુણ સ્વરથી બેં બેં કરતાં હતાં. . . .

વિનાયકરાવની આંખમાં આંસુ આવ્યાં ને તે અંદર ગયો.

પાની દાદાના શરીરને હલાવી હસતી હતી. અબઘડી ભૈયાદાદા 'ઉભી રહેજે પકડું' કહેતા ઉઠશે એવા વિનોદની આશાથી છોકરી આનંદમાં હસતી હતી. વિનાયકે પાસે જઈ શરીર હલાવ્યું ને મોટેથી બૂમ પાડી, 'ભૈયાદાદા !'

ઝુંપડીમાંથી કોઇ ન કાઢે માટે ભૈયાદાદા અડગ સુતા રહ્યા.

વિનાયકરાવનો સાદ ફાટી ગયો ને તેની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. તે પાની તરફ ફરીને બોલ્યો.

'પાની! બેટા! ભૈયાદાદા બોલશે નહિ.'

અને માની શકાય કે ન માની શકાય, પણ એ નાની છોકરીએ ભૈયાદાદાના શરીર પાસે જે રુદન કર્યું છે તે હજી જ્યારે સાંભરે છે ત્યારે મારા જીવનમાં વીજળીના આંચકા જેવા આંચકા વાગે છે. અનંત સમય ને અગાધ આકાશભેદી એ સ્વર ફરી ફરી અથડાયા કરશે.

* o *

ભૈયાદાદાની વાડીમાં હવે ક્યારે ય એવી સ્વચ્છતા રહેતી નથી. હોલા બેસતા, ચકલીઓ બોલતી ને કોયલ વાડ ને વેલાની અંદર ચાલી જતી એવી સૃષ્ટિ હવે ત્યાં નથી... વીસમી સદી કાવ્યમય જીવનને ..........—શું કરે? સંસ્થા વ્યક્તિના ખાનગી ભવ્ય જીવનને શું કરે? યંત્રવાદ નિયમિત જડત્વને બદલે રસમય ચૈતન્યને શું કરે? આ યંત્રવાદમાં એક વખત જગત પણ યંત્ર જેવું જ બની રહેશે.

# હૃદયદર્શન

પન્નાલાલ દિવાન એક ખુરશીમાં બેઠાબેઠા સીગારના ધુમાડા કાઢતા હતા ને ઘડીઘડીમાં દાદરા તરફ દૃષ્ટિ ફેરવતા હતા. વૃદ્ધ છતાં જુવાન જેવા જણાતા લઠ્ઠ શરીરમાં પણ સમય પોતાના પ્રહાર લગાવી ચુકયો હતો; ને તેથી દિવાનજીની ચકોર આંખમાં વૃદ્ધાવસ્થાની શિથિલતા આવી ગઇ હતી. ચહેરા પર એકબે કરચલીથી તેની સખ્તાઇમાં નરમાશની છાપ આવી હતી. દિવાનજી સીગાર પુરી કરી, છેલ્લી ફુંક લઇ સીગારનો કકડો બારી બહાર ફેંકવા ઉઠયા. તેટલામાં જ દાદરા પર કોઇકના આવવાનો અવાજ થયો.

નૂપુરના ઝંકાર પાછળ તરત જ રૂપાની ઘંટડી જેવો મધુર રણકાર આવ્યો, 'મામા! તમે બોલાવો છો?'

'હા હા, બેટા લક્ષ્મી! આવ.'

પંદરસત્તર વર્ષની ઠસ્સાદાર યુવતીએ ઓરડામાં પ્રવેશ કર્યો. તેના ચહેરામાં લક્ષ્મી જેટલી જ ચંચળતા હતીઃ ને વિલાસપ્રિય સ્વભાવની નિશાની તરીકે, તેની મસ્તીખોર આંખમાં જરાક વધારેપડતું પાણી હતું.

દિવાનજી ખુરશી પર બેઠા, ને સામેના કોચ પર તે બેઠી.

'લક્ષ્મી! તને એક વાત કરવી છે. તું શિક્ષિત છે એટલે જીવનની ગંભીરતા સમજી શકે છે. તેં હવે શો વિચાર કર્યો છે?'

'શાનો મામા ?'

'સાંભળ; લલિતમોહન ઉપર તારું ધ્યાન ચોંટે છે ?'

લક્ષ્મી શરમાઇને નીચું જોઇ ગઈ; અંગુઠાથી ભોંય ખોતરવા લાગી; તેના ચહેરા પર આછી સુરખી ફરી વળી.

'જો બેટા! શરમાવાનો વખત નથી. સાંભળી લે. તારું ચિત્ત કનૈયાલાલમાં ચોંટયું છે; પણ કનૈયાલાલ મૂર્ખ ને ઉડાઉ છે. તેને મેં દૂરનો સંબંધી જાણી ખાનગી કારભારી રાખ્યો છે એટલું જ; બાકી તેનામાં વિશ્વાસી સ્વભાવ સિવાય બીજો ગુણ નથી.'

લક્ષ્મી સાંભળી રહી. દિવાનજી આગળ વધ્યા. 'જો; બની શકે તો લલિતમોહન તરફ મન વાળજે. એ મારો ભત્રીજો છે. બસ હવે જા. આજથી પંદરમે દિવસે જવાબ આપીશ ના ?'

લક્ષ્મીએ ઉચું જોયું. તે શરમને હઠાવીને બોલી, 'ને લલિતમોહન પર ચિત્ત ન ચોંટે તો ?'

'તો તને વિલમાં પચાસ હજાર આપવાના લખ્યા છે તે રદ છે.' દિવાનજીએ જરા કડક જવાબ વાળ્યો.

લક્ષ્મી કાંઇ પણ બોલ્યા વિના ઘેર ગઇ. ત્યાં કનૈયો તેની રાહ જોતો હતો. છેવટની ફૅશનની બાબરી, મોહક ચહેરો ને ખુશનુમા સ્વભાવ. સ્ત્રીને જીતવાની ઘણી કળા કનૈયામાં હતી, તે જરાક નીચો નમી, લળીલળીને સલામ કરી બોલ્યોઃ

'પધારો! પધારો! આપને ક્યાંથી ધ્યાન હોય કે આ કનૈયો રાહ જુએ છે!'

ઘણા દિવસના પરિચયથી કનૈયાલાલ આટલી છૂટ લેતો. વળી શેઠ પન્નાલાલનો તે ખાનગી કારભારી હોવાથી, ને લક્ષ્મી શેઠની આશ્રિતા જેવી હોવાથી, આટલી છૂટમાં લક્ષ્મી ભાગ્યે જ વાંધો ઉઠાવતી. તેનું મન આવાઆવા રમુજભર્યા પ્રસંગમાંથી કનૈયા

પર ઠર્યું હતું. આ નાટક આટલી સ્થતિએ પહોંચ્યું ત્યાં રંગભૂમિ પર એક નવીન આવનારે પ્રવેશ કર્યો.

'ઓહો! કનૈયાલાલના હૃદયમાં તો સીસું રેડાયું' પણ મોઢેથી ખુશ ભાવ દર્શાવતો બોલ્યો, 'લલિતમોહન ! તું ક્યારે આવ્યો ?'

'કાલે જ રાત્રે.'

લલિતમોહન દિલ્હીમાં રહેતો હતો. તે અવારનવાર કાકાને ત્યાં આવતો. જાહેરકામમાં ભાગ લેતો તેથી આખું દિલ્હી તેને ઓળખતું, તેની ડૉકટર તરીકેની ધીકતી કમાણી વધતી જતી હતી.

પંદર દિવસ તો આંખના પલકારા જેમ વહી ગયા. પંદર દિવસમાં લક્ષ્મી લલિતમોહનના પરિચયમાં પણ આવી. તેનો સ્વભાવ એવો ગંભીર હતો કે લક્ષ્મી એ વાતાવરણમાં મુંઝાઇ જતી. કનૈયાના લ્હેકાભર્યા અવાજને સાંભળે ત્યારે જ આ ભારેખમ નરી સરલતામાં રસ રેડાય. લલિતમોહનની દરેક વાતમાં લક્ષ્મી આનંદ પામતી, એની ભાવના ગ્રહણ કરવા તલપતી, પણ એના ભારેખમ વાતાવરણમાંથી છુટકારાનો દમ ખેંચવા એકવાર કનૈયા તરફ ફરતી.

પણ એક વખત કનૈયાલાલે પોતાનો ખરો સ્વભાવ દર્શાવ્યો ને ત્યારપછી લક્ષ્મી લલિતમોહન તરફ વધારે ને વધારે ખેંચાવા લાગી.

ઘાડાં વાદળાંથી આકાશ છવાયું હતું ને વરસાદ ઘડી બે ઘડીમાં તુટી પડશે એવી આશા હતી. લલિતમોહન, એની મા, કલ્યાણ નાયક ને લક્ષ્મી સૌ સગડી પાસે ગપ્પાં મારતાં બેઠાં હતાં. કનૈયાલાલ થોડે દૂર એક ઝુલતી ખુરશીમાં પડ્યો પડ્યો હીંચકા ખાતો હતો. તે વખતે અરધા ગાંડા જેવા એક ગરીબ માણસે આવી તેને પ્રશ્ન કર્યો:

'શેઠ પન્નાલાલના કામદાર તમે ?'

'કેમ ?'

'આ ચિઠ્ઠી છે.'

કનૈયો ચિઠ્ઠી લઈ કસાણે મોંએ મનમાં બોલ્યો, 'વેઠ!'

લક્ષ્મી આ ફારસ જોતી હતી તે હસતાંહસતાં બોલી, 'શું છે કામદાર સાહેબ ?'

કનૈયાલાલે એકદમ ઉત્તર વાળ્યો, 'આ તો કામદાર-સાહેબની ચિઠ્ઠી છે.' અને એટલું બોલી લલિતમોહન તરફ હાથ કરીને તેની આગળ ચિઠ્ઠી ફેંકી.

લલિતમોહને ચિઠ્ઠી વાંચી કનૈયા તરફ જોયું. 'કનૈયાલાલ, તારી મશ્કરી ક્યારેક તો ગરીબને શ્રાપ રૂપ બને છે!'

પેલો માણસ આજીજી કરીને બોલ્યો, 'માબાપ! મારો એકનો એક છોકરો માંદો છે. જો આ વરસાદ પડશે તો એ મરી જશે. જલદી ચાલો.'

'હા હા, સાચી વાત છે બિચારાની, લલિતમોહન! એની મશ્કરી કર મા. જા એની સાથે.'

લલિતમોહને તિરસ્કારથી કનૈયાલાલ સામે જોયું. તે ગંભીર થઇને બોલ્યો, 'કનૈયાલાલ! જો આ માણસનું ઘર એકદમ બદલાવવાની જરૂર છે. એના ઘરમાં મંદવાડ છે. શેઠે લખ્યું છે કે આપણા નવા ડેલામાં, એના ઘરની પાસેમાં પાસેનો ઓરડો —સામાન ભર્યો હોય તો તે ફેરવીને પણ—ખાલી કરો. માટે તું જા, જોખમનું કામ છે.'

કનૈયાલાલ જવાબમાં માત્ર હસ્યો. 'વાહ વાહ! આ ગરીબ માણસને ઠીક ઉઠાં ભણાવે છે! જોયું ભાઈ ? દુનિયા આમ જ ચાલે છે કે ? પોતે કામદાર છતાં જવું નથી માટે

મારા જેવા અજાણ્યા માણુસને ઠેબે ચડાવે છે! હું કામદાર હોઉં તો આટલી વાર લાગે ખરી?'

લલિતમોહનનો પિત્તો ઉછળ્યો. કનૈયાલાલ મશ્કરી કરી રહ્યો હતો ને પેલા ગરીબનો જીવ જતો હતો. તે ઉભો થયો.

'કનૈયાલાલ! તારે જવું છે કે નહિ?'

'ના કામદાર સાહેબ!'

પેલા ગરીબ માણુસે ફરી આજીજી કરી, 'ભાઇ! તમારામાં કોણુ કામદાર છે તે મને ખબર નથી. મારા જેવા અજાણ્યા માણુસને ઠેબે ચડાવી હસવાનો વખત નથી. વરસાદ આવ્યા પહેલાં ઘેર ફેરવી શકું તો છોકરો બચી જાય. ભેજવાળા ઘરમાં મારૂં છોકરૂં જરૂર નીમોનિયામાં ઝડપાઇ જશે.'

'હા બાપુ હા' કનૈયાલાલે દાવકે મોંએ જવાબ વાળ્યો; 'જો આ કામદાર આવે છે, હો!'

લલિતમોહન એક પણુ શબ્દ બોલ્યા વિના ચાલતો થયો. તે બહાર નીકળ્યો ન નીકળ્યો ત્યાં વરસાદ તુટી પડયો. રાતના ઘાડા અંધકારને વીંધીને આવતો કનૈયાલાલનો હસવાનો અવાજ તેણે સાંભળ્યો.

બીજે દિવસે લક્ષ્મીને ખબર પડી કે પેલા માણુસનો છોકરો ભેજમાં બે કલાક વધારે રહેવાથી મૃત્યુ પામ્યો છે. લક્ષ્મી ગંભીર બની ગઈ. તેણે કનૈયાને તેના ખરા સ્વરૂપમાં જોયો. કનૈયાને મન જીવન પણુ જુગારની રમત હતી. તે આજે ગંભીર બની લલિતમોહન પાસે ઉભી હતી.

લલિતમોહને તેના તરફ જોયું. 'લક્ષ્મી' તું આજ કેમ શાંત છે?'

લક્ષ્મીના હૃદયમાં તોફાન મચ્યું હતું, આજે છેલ્લો દિવસ

હતો. કનૈયાલાલ સવારમાં મળ્યો ત્યારે વિલાસની સાક્ષાત્ મૂર્તિ સમો તે લક્ષ્મીનું મન ડગાવી ગયો હતો. નાજુક બાંધો, મોહક ચહેરો ને પાન ચાવેલા લાલ હોઠમાં રહેલો અકથ્ય રસપ્રવાહ; કપાળમાં ઝીણી ટીલી, છેલ્લી ફૅશનના વાળ ને આંખમાં જાદુઇ ભભક. કનૈયાને કેમ છોડાય ? આ તરફ લલિત મોહનના સાદા વેષ નીચે ઓપતો સુંદર આત્મા, પન્નાલાલનો વારસ, ખરો ગૃહસ્થ ને લક્ષ્મીને ગમે તેવો નિર્મળ સ્વભાવ.

આ બંનેની પસંદગી વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું. અંતે લલિતમોહન તરફ જ મન ખેંચાયું. પણ લલિતમોહન સાદો ઠંડો પુરૂષ હતો; મસ્ત રસિક નહિ.

' લક્ષ્મી ?... કેમ શાંત છે ?

લક્ષ્મીએ અકથ્ય ભાવ દર્શાવતાં તલવારની ધાર જેવાં નેણ ફેરવ્યાં.

ઠંડો લલિતમોહન શાંતિથી એક ડગલું આગળ વધ્યો, લક્ષ્મીનો હાથ પકડ્યો. લક્ષ્મી કાંઇ બોલી નહિ.

' લક્ષ્મી ! દીવાનજીએ શું કહ્યું છે ? '

' શું કહે ? કાંઇ નહિ. '

ને તે મસ્તી કરી દોડી ગઇ.

કનૈયાલાલ નિરાશ થયો. લક્ષ્મી સામી મળી ત્યારે તેણે એકવાર તેને રોકવા યત્ન કર્યો. પણ એના રોષમાં જ એ ચાલી ગઇ. અંતે તો લક્ષ્મી અને લલિતમોહનનાં લગ્ન પણ થયાં.

થોડા દિવસ પછી લલિતમોહનને અચાનક જવાનું થયું. એક દેશી રાજા કાશ્મીરની સફર મારવા જતા હતા. લલિત-મોહન લક્ષ્મીને પાછળ રાખી હાલમાં એકલો જ તેની સાથે ગયો. ન જાય તો બહુ જ સારૂં ભવિષ્ય ખોઇ બેસે તેમ હતું.

લક્ષ્મી પાછળ રહી. પણ હજી કનૈયાલાલ એના મનમાંથી તદ્દન ખસ્યો ન હતો.

લલિતમોહન કાશ્મીર ગયો. ત્યાંથી લક્ષ્મી સાથે પત્રવ્યવહાર ચાલતો હતો.

એટલામાં એક દિવસ અચાનક લલિતમોહનના મૃત્યુના સમાચાર આવ્યા. પાછા ફરતાં ટ્રેઇનમાં અકસ્માત થયો હતો ને તેનાં મૃત્યુ પામેલાંની નામાવલિમાં લલિતમોહનનું નામ પણ હતું. શેઠ પન્નાલાલને ત્યાં પણ એક સંતાનપ્રાપ્તિ થઇ હતી ને આ રીતે લલિતમોહનનો વારસાનો હક્ક પણ ગયો હતો.

એક વખત શ્રાવણ માસની ભયંકર અંધારી રાત્રે વરસાદના છાંટા પડવાની શરૂઆત થઇ હતી. લક્ષ્મી એકલી પોતાના ખંડમાં બેસી વિચાર કરી રહી હતી, કનૈયાલાલનો સંસર્ગ લલિતમોહનના મૃત્યુ પછી વધી ગયો હતો. લલિતમોહનના મૃત્યુથી પોતે નિરંકુશ હતી ને કનૈયાલાલ વધારે ને વધારે રસિક બનતો જતો હતો. આજે સવારે જ તે આવ્યો હતો; ખુબ છુટથી વાતચીત થઇ હતી.

‘ કેમ લક્ષ્મી ? પછી શો વિચાર કર્યો ? ’ કનૈયાલાલે સીગાર ફુકતાં આ સવાલ સવારે પૂછ્યો હતો.

લક્ષ્મી નીચું જોઇ ગઇ ને કહેવાનું બધું આંખથી કહી દીધું.

કનૈયાલાલના રસઝરતા શબ્દો આવ્યા, ‘ લક્ષ્મી ! થોડો વખત થોભી જઇ, આપણે હમેશને માટે જોડાઇ જવું એ જ ઠીક છે.

લક્ષ્મીએ હકારમાં માથું નમાવ્યું ‘ ભલે, પણ હાલ તો તમે આવવાનું પણ બંધ રાખો. ’

‘ એટલે પછી હું તને એક દિવસ નવીન લાગું, નહિ ? ’

‘ ના, લોકને પણ બોલવાનું બંધ થાય. પણ મને એમ

લાગ્યા જ કરે છે, કનૈયાલાલ, કે લલિતમોહન જીવતા છે !'

'અને તાર આવ્યો, છાપાંમાં નામ વાંચ્યું એ બધું જ ખોટું ?'

'જીવતા હોય એ અસંભવિત છે.'

આમ સવારે બંનેએ કબુલાત કરી હતી, ને હવે અત્યારે લક્ષ્મી વિચાર કરતી હતી. એટલામાં તેના બારણા પર બે ટકોરા પડયા. સ્ટવ પર ચાનું પાણી એમ ને એમ રહેવા દઈ લક્ષ્મી બારણા તરફ ફરી, 'કોણ ?'

'હું !' બહારથી સ્વર આવ્યો.

લક્ષ્મી ઉકળતા પાણીમાં ચા નાખવા કબાટ તરફ ગઇ ને જતાંજતાં મોટેથી જવાબ વાળ્યો. 'કોણ કલ્યાણ ? આવ; બારણું ખુલ્લું જ છે.'

લક્ષ્મીએ જાણ્યું કે કલ્યાણ નાયક હશે. તે તો પોતાના ચાના કામમાં મશગુલ હતી. એટલામાં આવનારનો પડછાયો તેની ખુરશી સામે આવી પડયો.

લક્ષ્મીએ એકદમ ડોકું ફેરવ્યું ને તેણે જે દશ્ય જોયું તેથી તે સડક થઈ ગઇ; એનાથી મોટેથી ચીસ નંખાઇ ગઇ: 'તું કોણ ?'

'હું ? તું મને નથી ઓળખતી શું ?' આવનારે ધીમેથી જવાબ વાળ્યો. એના શબ્દેશબ્દમાં કરૂણરસ વહેતો હતો: 'હું લલિતમોહન !'

'હેં !' લક્ષ્મી એકદમ ભડકી; 'લલિતમોહન કે ભૂત !

ફરસબંધી પર લાકડી ઘસાવાનો કર્કશ અવાજ થયો ને લલિતમોહન આગળ વધ્યો.

લક્ષ્મીનું ધ્યાન તરત તે તરફ ગયું. લલિતમોહન લાકડીની

ઘોડીની મદદથી ચાલતો હતો. તે એકદમ બોલી ઉઠી, ' તું લલિતમોહન નથી; ના, તું લલિતમોહન નથી. '

લલિતમોહનના ચહેરા પર વિષાદની ઘેરી છાયા આવી. તેના કદરૂપા બનેલા ચહેરામાં, જાણે અબઘડી બહાર નીકળી પડશે તેવી મોટી, માંસના લોચા જેવી ખોટી આંખ ફરકતી હતી. એક ઠૂંઠો હાથ તદ્દન નિરાધાર જેવો લટકતો હતો. તે અતિ ગંભીર કરૂણ સ્વરે બોલ્યો, 'લક્ષ્મી ! તું મને નથી ઓળખતી ? હું લલિનમોહન છું. રેલ્વેના અકસ્માતની ગંભીર ઈજાથી મારી આ દશા થઇ છે. '

લક્ષ્મીએ જાણે આ ખમાતું ન હોય તેમ મોં આડા હાથ દઈ દીધા. તે ધ્રુજતે સાદે બોલી, ' ઓ ! તમે ભલે લલિત-મોહન હો, પણ મારાથી આ જોવાતું નથી ! અરે પેલી તમારી આંખ ! પણ તમે તો. . . . '

' મરી ગયો છું એમ તેં સાંભળ્યું હતું ને ? '

' હા '

' એ ખોટું; હું જીવતો છું ! '

લક્ષ્મી ધરતી પર તેનાં ચરણ આગળ ઢળી પડી. 'લલિત-મોહન, એક દયા કરો. મહેરબાની કરી હતા તેવાજ રહો, પ્રગટ ન થાઓ. '

લલિતમોહનનો ચહેરો ગ્લાનિથી છવાઇ ગયો. પણ તરત જ તેની આંખમાં સાધુતાનું તેજ ઝળકયું. તે ધીમેથી ભાવપૂર્ણ સ્વરે બોલ્યો, ' અપ્રગટ રહું એમ તું કહે છે ? '

' હા. '

લાકડીનો એક કર્કશ ઘસારો થયો ને લક્ષ્મી હજી ઉઠે તે પહેલાં તો લલિતમોહન છેક બારણે પહોંચી ગયો હતો. તેણે

ગંભીર સ્વરે કહ્યું ' લક્ષ્મી ! તને વચન આપું છું કે હું અપ્રગટ રહીશ. તું સુખી થા. પણ યાદ રાખજે કે જીવનની દરેક સ્થિતિમાં કાંઇક ખરૂં સૌંદર્ય છુપાઇ રહે છે. જીવનની પ્રત્યેક અવસ્થા પવિત્ર છે. '

લલિતમોહન ધીમે પગલે ડૉ. કૃષ્ણમોહનને ત્યાં ગયો. તેને અકસ્માતમાંથી ઉગારી સારવાર કરનાર એ માણસ હતો.

ડૉકટને ત્યાં આજ દિવસ સુધી તે છાનો રહ્યો હતો ને આજે પોતાને ઘેર જવાની બહુબહુ કરગરીને રજા મેળવી હતી; કારણકે કૃષ્ણમોહન હજી તેને શ્રમ લેવા દેવામાં રાજી ન હતો. લલિતમોહને ગુપ્ત રહીને લક્ષ્મીને મળવા વિચાર કર્યો. આજે એ ઇચ્છા પુરી થઇ. તે ધીમા ગ્લાનિભર્યાં પગલે પાછો ડૉકટરને ત્યાં જવા ઉપડયો.

લલિતમોહને ધીમેથી બારણામાં પ્રવેશ કર્યો. સૌમ્ય સ્વભાવની મૂર્તિ હોય તેવી કૃષ્ણમોહનની પત્ની બારણામાં ઉભી હતી. એનું નામ પણ લક્ષ્મી હતું. પણ નામજ એક, હૃદય ફેર.

' લલિતમોહન! ભાઇ! જઇ આવ્યા ? ' લક્ષ્મીનો મધુર અવાજ લલિતામોહનનું હૃદય ભેદી રહ્યો.

' હા, લક્ષ્મી! ઓ લક્ષ્મી! ' લલિતમોહન તેના પગ પાસે ઢળી પડયો: ' મારી માતા બનીને તુ મને પાળ; આજે મારી માના ખોળામાં બેસું છું એવી શાંતિ મને ફરી મળી ! '

' શું થયું લલિતમોહન? જઈ આવ્યા કે નહિ ? '

લલિતમોહનની આંખમાંથી આંસુ ખર્યાં.

' મા! તુ મારી શાંતિ ફરી ડગાવે છે. એ વાત મુકી દે તો! એ વાત જવા દે. '

લક્ષ્મી સમજી ગઇ; તે બોલ્યા ચાલ્યા વિના લલિતમોહનની

પાસે બેસી ગઇ.

‘ લલિતમોહન ! ’

‘ મા ! ’

‘ એક વાત સાંભરે છે. મારો ભાઇ તારા જેવી જ અવસ્થામાં હતો, એની ખોડથી એ ગમગીન રહેતો. મારી મા પાસે જ્યારે તે ધ્રુસકેધ્રુસકે રોતો ત્યારે માતા તેને માથે હાથ ફેરવતી કહેતી, ‘ બેટા ! સ્નેહ દોષને પી જાય છે. દોષ ન પીવાય તો સ્નેહ ન થાય. જ્યારે સૌ ધિક્કારે ત્યારે આ ખોળામાં એટલું જ વહાલ ભર્યું હશે. ’

‘ હું ભાઇને ખીજવતી. ભાઇ તો બિચારો ગયો; પણ આજે એ પ્રસંગ મને વીંધી રહ્યો છે. લલિતમોહન ! મારા ભાઇ ! એ સમય પાછો આજે ઇશ્વરે આપી પેલા દોષનું નિવારણ કરવાની મને તક દીધી ! ’

વેરાઇ જતાં વાદળમાંથી આછી રોશની ખીલી રહી. તેના ઉજાસમા લલિતમોહન અને લક્ષ્મીની આંખો મળીઃ એકમાં આભાર, કરુણા ને આશ્ચર્ય હતાં; બીજીમાં માતા જેવો નીતર્યો સ્નેહ;–જીવની પૂર્ણાહુતિ !

પ્યારા ચિત્રકાર ! આ ચિત્ર દોરી દે.

# બિલીપત્ર

## ૧ જુમો ભિસ્તી

આણંદપુરના એ ખુણામાં ઝુંપડાં જેવાં માત્ર ત્રણ મકાનો પોતાના દેખાવથી આવતાંજતાંનું લક્ષ ખેંચી રહેતાં. જુની ખોખડધજ આમલી ત્રણે મકાનોને ઢાંકતી, ચારે તરફ ગટરની દુર્ગંધ છુટતી અને ધૂળના ગોટા ઉડતા. પતરાનાં, પાટિયાનાં અને ગુણિયાનાં, એમ અનેકરંગી થીગડાં મારેલી ખડકી ખુલ્લી રહેતી. અંદર એક ફાટેલતુટેલ સાદડી પર જુમો ભિસ્તી પોતાનો હોકો ગગડાવતો બેઠો હોય. જુમાએ સોનારૂપાનાં વાસણથી માંડીને ઠીકરાની ફુટેલી હાંડલી સુધી બધા તડકાછાંયા જોઈ લીધા હતા. જન્મ્યો ત્યારે શ્રીમંત માબાપને ત્યાં એક હાથમાંથી બીજા હાથમાં ફર્યા કરતો. હજી એને સાંભરતું હશે કે પોતે દશ વર્ષનો થયો ત્યારે હાથીપર બેસીને પરણવા નીકળેલો. એ વખતે તેણે એક પાડો શોખની ખાતર પાળેલો. આજ અનેક રંગો જોયા પછી એ બંને જણા—વેણુ અને જુમો સાથે રહેતા. વેણુ નામ વિચિત્ર હતું. પણ જ્યારે પૈસાની છોળ આંગણે રેલાતી ત્યારે જુમાને અનેક મિત્રો હતા; તેમાંથી કોઈક સાહિત્યરસિક હિંદુ મિત્રે પાડાને આવું કુમળું—વેણુ જેવું નામ આપી દીધેલું પછી તો એ ચાલ્યું. જુમો લક્ષાધિપતિ હતો; ભિખારી બની ગયો. વળી ચડયો,

પાછો પડયો; અને આજે છેવટ આ ત્રણ તુટેલાં ઝુંપડાંમાં એનો બધો સામાન સચવાઇ રહેતો. એકમાં વેણુ બંધાતો; વચ્ચે બારણું હતું તેમાંથી શેઠ ને નોકર આખો દિવસ એકબીજા સામે જોઇને બેસી રહેતા; અને ત્રીજા ઝુંપડામાં ઘાસ ભરાતું. અનેક મિત્રો આવ્યા, ગયા; મળ્યા અને ટળ્યા. માત્ર જુમો અને વેણુ બાળપણથી આજ સુધી અખંડ રહ્યા હતા.

આજે હવે વેણુની પીઠ ઉપર મોટીમોટી મસક ભરીને જુમો સવારના પાંચ વાગ્યામાં નીકળતો. વેણુની ઘંટડી ધીમે વાગતી હોય, ને પાછળ જુમો એકાદ ગઝલ કે ગીત લલકારતો ચાલ્યો જતો હોય. બારણેબારણે પાણી ભરી દીધા પછી શેઠ ને નોકર બંને પાછા વળતા. જુમાએ એક પૈસાનાં ગાજર, કે બહુ તો ટમેટાં કે ભાજી પોતાના શાક માટે અને બથ ભરીને ગદબ—જેને વેણુ પાછળથી ખાતો આવતો હોય—પાડા માટે લીધાં હોય. બસ, હમેશની આ ખરીદી. આ જીવન ને આટલું કામ. એથી વધુ કયારે ય કરવું નહિ, કોઇ વધુ કામ આપે તો લેવું નહિ, ને ઘરાક હોય તેમાંથી ઘટે તો બીજાને ઘરાક થવા કહેવું નહિ. બપોરથી માંડીને છેક સાંજ સુધી જુમો હોકો ગગડાવ્યા કરતો, અને તેના સંગીતમાં લીન થયો હોય તેમ, પેલો પાડો પણ માખીને ઉડાડવા કાન ફફડાવતો. આંખ મીંચીને ઉંઘતો હોય કે જાગતો સુતો હોય. શેઠ ને નોકર બપોરથી સાંજ સુધી સામસામે એકબીજાને નિહાળ્યા કરતા!

છેક સાંજે બંને મિત્રો ફરવા નીકળતા અને નદીના કાંઠા સુધી જઇ પાછા વળતા. વખતે સવારે કામ થોડું હોય તો સવારે પણ નીકળી પડતા.

એક દિવસ સવારમાં પાંચ વાગ્યે આ પ્રમાણે બંને ફરવા

નીકળ્યા. જુમાનો વિચાર હતો કે પાડો થોડુંઘણું ચરે તો સારૂં પણ વેણુને લાગ્યું કે એમ બહાર ખાતા ફરવું એ ગૃહસ્થાઇનાં લક્ષણ નહિ ! એટલે જુમો ખવડાવવાનું કરે તો-પણ પાડો રણુકીની સામે ઉભો રહે, અને ' ના નહિ ખાઉં, એમ સ્પષ્ટ સંભળાવી દે !

અંતે જુમો થાકયો. ' ચાલ ત્યારે ઘેર જઇને ખાજે; તને પણ લાડ કરવાની ટેવ પડી છે !'

વિજય થયો હોય તેમ પાડો આનંદમાં રણુકયો, પોતાના પુંછડાને બરડા પર પછાડયું ને જુમાની સામે જોઇ કાન ફફડાવીને ' રણુક ' કરતોક ને ચાલ્યો. જીતના આનંદનાં પહેલાં તો એ થોડુંક દોડયો.

' જો ! જો! હવે પાછો વાળું કે ? દોડવાનું છે ?' જુમાએ મોટેથી ઠપકાની બૂમ પાડી. પણ તે પહેલાં તો વેણુ રસ્તે ચડી ગયો હતો. રસ્તામાં આડે રેલ્વેની સડક હતી. જરાક ઉતાવળે ચાલતાં, પાડાનો પગ રેલના બે પાટાની વચ્ચે આવી ગયો. પગને કાઢવા તેણે પ્રયત્ન કર્યો, પણ ફોકટ. ધબ દઇને તે નીચે બેસી ગયો ને જેમજમ પગ કાઢવા પ્રયત્ન કર્યો તેમતેમ વધારે ને વધારે ભરાતો ગયો. જુમો પાછળ હતો. શ્વાસભેર દોડયો આવ્યો; તેણે આવીને પાડાનો પગ લઇ આમતેમ મચડયો; પણ બધું વ્યર્થ !

આછું અંધારૂં ને આછો ઉજાસ હતો. થોડે દુર સિગ્નલનો હાથો નમેલો દેખાતો હતો. જુમાના પેટમાં ધ્રાસકો પડયો. ગાડી આવશે તો ? !

તે એકદમ રસ્તા તરફ દોડયો. સવારના વહેલા ફરવા નીકળેલા બે શોખીન જુવાનને તેણે આવતા જોયા. તેમના

અકેક હાથમાં નેતરની સોટીઓ ઉછળતી હતી અને ખુશનુમા હવા લેવા માથા પરથી ટોપીઓ ઉતારી બીજા હાથમાં લઇ લીધી હતી. ગાંડો દોડે તેમ જુમો દોડ્યો.

' એ ભાઈશાબ ! મારો વે ... મારો પાડો. અબઘડી કપાઈ જશે. જુઓ પણે જુઓ—પેલા પાટામાં સપડાયો છે ?'

બંને જણાએ જુમાએ દેખાડ્યું ત્યાં જોયું. કાંઇક કાળું કાળું તરફડતું લાગ્યું.

' શું છે ? '

' મારો વેણુ—પાડો ! '

' ઓહો ! ... જા જા, ફાટકવાળા પાસે દોડ ... '

' તમે માબાપ, ટેકો દો તો પગ નીકળી જાય; જીવ બચે'

' અમે ? તું દોડ—દોડ—ફાટકવાળાને કહે—' એમ કહીને એ બંને જણા તો ચાલતા થઇ ગયા ! જુમો ફાટકવાળા તરફ દોડ્યો. પણ ઘરમાંથી આવતા ઘંટીના અવાજ સિવાય કોઇ માણસ ફરકતું લાગ્યું નહિ. એટલામાં છેટે ગાડીની સીસોટી સંભળાઇ. જુમાએ ચારે તરફ એક નિરાશ દૃષ્ટિ ફેંકી. પણ માણસનું કોઇ છેયું સરખું યે જણાયું નહિ. તે ઝપાટાબંધ સિગ્નલના થાંભલા તરફ દોડ્યો. સાંકળ ખેંચી; પણ ત્યાં તાળું હતું ! એકદમ ફરી ફાટકવાળાને ઘેર દોડ્યો. ઘંટીના અવાજમાં તેનો સાદ સંભળાય તેમ હતું નહિ ! તેણે જોરથી બારણામાં પાટુ માર્યું.

' કોણ ? '

' એ ચાલો ! ભાઇ–બેન ! સિગ્નલ ફેરવો; મારૂં જનાવર કચરાઇ જશે. '

' ઘેર કોઈ ભાઇ માણસ નથી.'—બસ, આટલા બેદરકાર

જવાબની સાથે જ ઘંટી ફરીથી ગાજવા મંડી.

'હવે ? ટ્રેનનો અવાજ તો સ્પષ્ટ સંભળાવા લાગ્યો.'

'દોડો ! દોડો ! ... મારૂં જનાવર કપાય છે !' જુમાએ હતું તેટલું બળ કરીને ચીસ પાડી; પણ એના કર્કશ પડઘા સિવાય શાંતિ જેવી હતી તેવી જ રહી !

જુમાએ આકાશ તરફ જોયું. છેલ્લો તારો આથમતો હતો. અજવાળું વધવાને બદલે ધુમસ પથરાતું હતું. ગાડીનો અવાજ તદ્દન નજીક આવતો હતો. તેણે પોતાની લાકડી ફેંકી દીધી.

'યા પરવરદિગાર !' તેણે મોટેથી બુમ પાડી.

એટલું બોલીને જુમો એકદમ દોડયો. વ્યર્થ મહેનત પછી વેણુ થાકીને હાંફતો પડયો હતો તેની ગોદમાં ભરાઇ બેઠો. વેણુએ તેને શાંત રીતે બજવાવ્યા કર્યું.

'દોસ્ત ! ભાઇ ! વેણુ આપણે બંને સાથે છીએ હો' ! અને એમ કહીને જુમો તો છેક તેના પગ પાસે પડયો.

દર પળે ટ્રેનના ધમકારા વધ્યા. સીસોટી પર સીસોટી થઇ. જોસબંધ ફરતાં પૈડાં સંભળાયાં. જુમો વેણુને ભેટી પડ્યો. પણ જેવી ગાડી છેક પાસે આવી કે તરત જ, પોતે બેભાન થાય તે પહેલાં, વેણુએ માથું ઉચક્યું. અને પોતાના શેઠને બચાવવા, એક ઝપાટે માથુ મારીને તેને પાટાથી દૂર ફેંકી દીધો'!

વેણુ પર થઇને આખી ટ્રેન ચાલી ગઇ. તેના ધગધગતા લોહીના પ્રવાહથી જુમાનું કડિયું ભીંજાઈ ગયું. તેને કળ વળી ને બેઠો થયો ત્યારે લોહીના ખાબોચિયામાં ઢંકાએલા થોડા ફુટાઈવાયા ભાગ સિવાય તેના પ્યારા મિત્ર વેણુનું કાંઇ પણ નામનિશાન રહ્યું ન હતું !

* * *

હજી પણ હમેશાં જુમો સવારમાં જ એકલો, અશાંત, એ રસ્તે ફુલ લઈને આવતો દેખાય છે, અને એક માનીતાં પથ્થર પર ફુલ મુકીને 'વેણુ!.. વેણુ!.. વેણુ!..' એમ ત્રણ બૂમ પાડીને ચાલ્યો જાય છે!

## ૨ ભીખુ

સાંજના સાત થવા આવ્યા હતા. અને ઉંચે ચડેલા મીલના ધુમાડા નીચે ઉતરીને વિજળીની રોશનીને ઝાંખી કરી રહ્યા હતા. મોટર, ગાડી, સાયકલ અને માણસોના ટોળારાથી બજાર ભરચક્ક હતું. અકસ્માતથી બચવા માટે હું ફુટપાથ પર ચાલતો હતો.

મગજમાં આટલી ધૂન હતી કે આજે બને તો 'પ્રતિભા' વિષે જુદા જુદા લેખકોએ દર્શાવેલા મતનો અભ્યાસ કરી લેવો. એ જ ધૂનમાં હું આગળ વધ્યે જતો હતો.

'એક કંગાલ પર ઇતની રહમ કરો.!'

દર્દથી બોલાએલા આટલા શબ્દોએ પગને આગળ જતાં થંભાવ્યા. પાછા ફરીને જોયું તો હું ત્રણ દરવાજા પાસે ઉભો હતો. ફરી એજ શબ્દો સંભળાયા. મેં ડોકું જરાક ફેરવ્યું, તો બે દરવાજા વચ્ચેની સાંકડી કમાનમાં એક અત્યંત કંગાળ સ્ત્રી બેઠી હતી. એટલી વારમાં તો મને રસ્તા વચ્ચે ઉભેલો જોઇને કેટલાક માણસો ધક્કા મારીને આગળ ચાલ્યા ગયા હતા.

એવામાં વચ્ચેના સરિયામ માર્ગ પર એક નાના છોકરાને રસ્તો ઓળંગતાં મોટરના મોંમાં–મૃત્યુના મુખમાં–જતો જોઇ

મારી રાડ ફાટી ગઇ ! સહજ જ એ તરફ હું દોડયો. પણ તે પહેલાં તો શૉફરે અત્યંત ચાલાકીથી છોકરાને ઉગારી લીધો, ને તેની મા આગળ વધીને હાંફળીફાંફળી દોડતી હતી તેના તરફ એક ઠપકાભરી નજર નાખી હૉર્ન વગાડી મોટર આગળ ચલાવી મુકી. હું પાછો હટયો ત્યાં એક જણા સાથે ભટકાયો, 'માફ કરજો માસ્તર' કહીને એક જણો ભટકાતો ચાલ્યો ગયો, ને એટલામાં તો પેલી કંગાલ સ્ત્રીના એના એ શબ્દો ત્રીજી વખત સંભળાયાઃ 'એક કંગાળ પર ઇતની રહેમ કરો!'

‡

એ સ્ત્રી બેઠી હતી તે ખુણામાં અંધારામાં મેં નજર ફેરવી. તેના પગ પાસે ઉઘાડે શરીરે ત્રણ છોકરાં સૂતાં હતાં ને તેના ખોળામાં એક નાનું બચ્ચું દયામણું મોં રાખીને, આવનાર-જનારની સામે જોયા કરતું હતું. બાઇ અશક્ત હતી ને ગરીબી તેના પર અસહ્ય જુલમ કરી રહી હતી. ઉંડા ખાડા જેવી આંખો-માંથી તેજ પરવારી રહ્યું હતું. પોતે છોકરાં માટે જ જીવનદોરી લંબાવતી હોય એમ તેના મોં પરથી દેખાતું હતું. મારો હાથ એકદમ કોટના ખીસમાં પડયો. એ ખીસાએ બે કલાક પહેલાં જ કલદાર રાણી છાપના રૂપિયા સાથે ભદ્રમાંથી શહેર તરફ મુસાફરી કરી હતી. પણ અત્યારે હાથ ભોંઠો પડયો. માત્ર ત્રણ પૈસા જ હાથે ચડયા ! નવ આના સિનેમાએ ને રોકડા સવા છ આના લક્ષ્મીવિલાસ હૉટલે ઉપાડી લીધા હતા ! 'સાધારણ માણસોના આવા તદ્દન સામાન્ય વિલાસમાંથી પણ ઘણાં જણ પોષી શકાય તેમ છે' એ પસાર થઇ જતા વિચારની સાથે હાથ ખીસામાંથી બહાર આવ્યો, ત્રણ પૈસા પેલી બાઇના હાથમાં પડયા ને પૈસાના ખડખડાટથી જાગેલું એક છોકરું

મને ફરી સતાવે તે પહેલાં જ હું દૂર થઇ ગયો. પણ અનાયાસે જ છોકરાના શબ્દો કાન પર પડયાઃ 'મા! કાંઇ ખાવાનું છે? શું છે લાવ જોઉં!'

'ખાવાનું તો ભાઇ લાવે ત્યારે...પણ એ ગયો કયાં? કયારનો ગયો છે.'

પાછળથી લારીવાળાનો 'હટો ભાઈ હટો'નો અવાજ આવતાં હું એક તરફ ખસ્યો, ને 'લ્યો શીંગોડે' વાળા એક જ જાતના સ્વરોની વચ્ચે થઇ પગથી પર ચડી ગયો.

‡

ફુલોની છાબડીઓ પર, નાળિયેર પર, સાબુ પર, ગોળ પર, એમ અનેક પદાર્થો પર ફરતી દૃષ્ટિ સામેના રસ્તા પર મીઠાઈની બે દુકાનો છે તેની આગળ જામેલી લોકોની ઠઠ તરફ ખેંચાઇ. કાંઇક તહેવાર હતો ને બંને દુકાનદારોએ રોશની કરી હતી. મારાં પગલાં સહજ તે તરફ વળ્યાં.

દુકાનમાં ગોઠવેલી મીઠાઇને જોવા માટે જ ઘણાખરા ઉભા હતા. ઘડીમાં રોશની થાય ને હોલાય એવી, દુકાનના પાટિયા પર ગોઠવેલી વિજળીની બત્તીઓ પર કેટલાકની નજર ચોંટી હતી. ત્યાં વળી એક નાની સરખી આગગાડી આવજા કરી રહી હતી. કેટલીક પારસી બાઇઓ મીઠાઇની ખરીદી કરતી હતી. પણ સૌથી દૂર ખુણામાં, એક નાનો દસબાર વર્ષનો છોકરો, અત્યંત તૃષ્ણાથી, અનિમેષ દૃષ્ટિએ મીઠાઈના થાળ તરફ–ખાસ કરીને સૌથી આગળ પડેલા પીળી જલેબીનાં ચકચકિત ગુંચળાંઓ તરફ જોઇ રહ્યો હતો. અચાનક જ મેં એને જોયો. ભક્તિભાવથી જાણે એની દૃષ્ટિ ત્યાં ચોંટી રહી હતી.

એના અંગ પર એકે સાજું લુગડું ન હતું; કે એના ચહેરા

પર આશા–નિરાશા કે એવા કોઇ જાતના ભાવ ન હતા. એની પાછળના અંધારામાં બે મિયાંભાઇ ઉભાઉભા વિજળીની આ ગોઠવણુ પર કંઈક તર્ક ચલાવતા હોય તેમ લાગ્યું. હું ધીમેથી ગોળ ચકરાવો ખાઈ પેલા છોકરાની પડખે—પણુ જરા દૂર અંધારામાં જઇ ઉભો ને એના પર નજર ઠેરવી. તે શાંત—લીન બનીને જલેબી નિરખી રહ્યો હતો.

અચાનક રોશની જરા મંદ થઇ. જુગજુગની સમાધિ પછી પ્રાપ્ત થએલું કોઇ પ્રિય દર્શન લુપ્ત થવાનો ભય હોય તેમ, એ રોશની મંદ થતાં જ દુકાન તરફ જરાક ખસ્યો. એની આ સમાધિથી આકર્ષાએલા એક જુવાને મારા તરફ જોઇને હાસ્ય કર્યું; પણુ મારા તરફથી કશો જવાબ ન મળતાં તે દુકાન તરફ વળ્યો, પાશેર જલેબીનું પડીકું બંધાવ્યું ને તેમાંથી એકાદ કાઢીને ખાતોખાતો પેલા છોકરા પાસેથી પસાર થયો. અરધી આશામાં, અરધી ઘેલછામાં, પેલા છોકરાએ જરાક હથેળી લંબાવી. સુગંધ લઇ શકાય એટલે નજીકથી પડીકાવાળા જુવાન સાથે જલેબીને પસાર થતી જોઇ તેનું મોં પાણીપાણી થઇ ગયું. તે પગના અંગુઠા પર જરાક ઉભો થયો : નીચો થયો : ફરી શરીર ઉચક્યું: અને તરત જ નીચા થઇ પોતાનો ભોંઠો પડેલો હાથ તેણે પોતાના લઘરવઘર કંગાલ પહેરણુમાં છુપાવી દીધો.

પણુ એ અરધી મિનિટમાં તો તેનો ચહેરો ભારે દુઃખની, લાલસાની ને જબરદસ્ત યત્નની પરાકાષ્ટા અનુભવી ચુકયો હતો.

‡

પાછળથી મોટરના ભુંગળાનો અવાજ થયો; આગળથી ‘એઇ—આંખ પણુ નથી કે શું’? એમ કોઇ પારસી બાનુની સાથે આવેલા પટાવાળાએ ધમકાવ્યો, ને પાસે ઉભેલા કોઇએ

'જા—જા—જા—અહીં કેમ ઉભો છે ? તારે શું લેવાનું છે ? ભીખારચટા ! તારે શું લેવાનું હોય ? એમ કહી તેને ધિક્કાર્યો. બધા વેગને દાબતો હોય એમ તે ધીમે દઢ પગલે પાછો હઠયો, એકદમ દુકાન પરથી નજર ખેંચી લીધી ને અત્યંત આર્ત સ્વરે ફિક્કા હાસ્ય સહ બોલ્યો, ' હા ભાઇ, સાચું ! હું સવારનો ભુખ્યો છું, પણ મારે ભિખારીને શું લેવાનું હોય ?' તેણે જોરથી મુઠી વાળી. અંદર ખખડેલા પૈસાનો અવાજ સ્પષ્ટ સંભળાયો. એક પણ દષ્ટિ પાછી ફેંકયા વગર તે ચાલ્યો ગયો.

આ બધા વ્યવહારથી ખિન્ન થઇને, ' આ મનુષ્યત્વનું ભારે અપમાન છે. શ્રીમંતોએ . . . ' એવી વિચારશ્રેણીમાં હું સમાજવાદનું મૂળ શોધતો હતો, ત્યાં તો તેને એટલીવારમાં મેં સામેની બજાર પર ઉતાવળે પસાર થતો જોયો.

‡

ધુમાડા વધારે નીચે ઉતર્યા હતા ને ધાટા થયા હતા, વિજળીનો પ્રકાશ ધૂળની ડમરીમાં ઢંકાતો હોય તેવું લાગતું હતું, પ્રેમાભાઇ હૅાલની સભામાંથી પાછા વળનારા, ભાષણ વિષે રાખેલી આશા અને પરિણામની નિરાશા વચ્ચેના તફાવતને સાંધવા યત્ન કરતા જતા હતા, અને ' એ ભાઈ, ઓ બાઇ 'ના ગાડીવાળાના લહેકાઓ મોટરના અવાજમાં ઢંકાઈ જતા હતા. ત્યારે, એ બધાથી પર, આ ભિખારી, એક દુકાને ઉભો રહી છ પૈસાના દાળિયા જોખાવતો હતો, અચાનક મને પેલી સ્ત્રીના શબ્દો યાદ આવ્યા. અરે, કદાચ એ દરવાજાની સાંકડી નેળમાં સડતા કુટુંબનો આ નાનો છોકરો સ્તંભ હશે ! કદાચ શું ? એમ જ હશે. સામેની જ દુકાને, નીચે બેસીને, ધૂળમાં પોતાનું ચીંથરૂં પાથરી તેમાં એ દાળિયા બાંધી રહ્યો હતો. તેણે એક

મુઠી તેમાંથી ભરી, વિજળીના પ્રકાશમાં એ મુઠી અદ્ધર જતી મેં જોઇ, અને એને ઝડપી લેવા આતુર મોં પહોળું થતું દેખાયું.

‡

'એક આઇસક્રીમ સોડા—' પાસેની દુકાનદાર કૉલેજના વિદ્યાર્થી જેવા કોઈ ભાઇએ ઑર્ડર મુકયોઃ ને એટલામાં તો સામેથી તેના બેએક મિત્રોએ હસતાંહસતાં આવીને વાંસામાં ધબ્બાક, ધબ્બાક, પોલા હાથની થપાટો લગાવી.

'ભાઇ, બીજી ત્રણ આપજો.' કહીને તે એમની સાથે વાતે વળગ્યો. એમના પરથી ફરેલી મારી નજરે પેલા ભિખારીના મોંને બંધ થઇને નીચે આવતું જોયું. તેનું વદન કરમાઇ ગયું હતું ને તેણે ભરેલી દાળિયાંની મુઠી એમ ને એમ પાછી ચીંથરામાં પેસી જતી હતી! ભૂખનું દુઃખ ગળી જઇને ચીંથરું વીંટાળી તે ત્રણ દરવાજા તરફ ચાલ્યો.

અને પેલી સ્ત્રી પાસે જ ગયો. પેલાં છોકરાં એને વળગી જ પડયાં, ને સ્ત્રીએ પોતાની ફાટેલતુટેલ ગોદડી પર તેને બેસાડીને પૂછ્યું, 'બેટા! તેં કાંઇ ખાધું?'

મારા અંગેઅંગમાંથી ટાઢની ચમકારી પસાર થઇ ગઈ.

'હા મા!' તે શાંતિથી બોલ્યો, 'મેં તો બહુ દાળિયા ખાધા, ખુબ પાણી પીધું ને પછી આવ્યો.'

'અત્યાર સુધી કયાં રોકાણો' તો ભાઇ?'

'મા! પેલી જલેબીની દુકાન છે ના, ત્યાં એક શેઠીએ મને જલેબી ખવડાવી!'

'હેં!'

'હા, મા.'

'અમારો ભાગ—અમારો ભાગ' કહેતાં છોકરાં કુદી

પડચાં. છોકરો શરમિંદો થઇ ગયો. માએ તેની સામે ઠપકાથી ને સંતોષથી જોયા કર્યું.

'બેટા! એવુ હોય તો પોતાનાં ભાંડરડાંને માટે થોડુંક રાખીએ! તું તો મોટો. તારાં પાળ્યાં આ મોટાં થાય તેમ છે. દાળિયા કયાંથી કાઢયા?'

'બરફ સાર્યો તેના દસ પૈસા આવ્યા ને?'

'હાં . . . કેટલા પૈસાના દાળિયા લાવ્યો?'

'છ . . છ . . છ . .' એમ બોલતાંબોલતાં તેણે છેવટે કહી નાખ્યું, 'દસ.'

આના જીવનને જરાક ટેકો આપ્યો હોય! બધાને જ ભિખારી ગણી ઘણી વખત આપણે ઉદ્યોગ કરવાનો ઉપદેશ આપીએ છીએ; પણ આ છોકરો ભાંડુ માટે જલેબી જતી કરી, દાળિયા ન ખાધા અને ખોટું બોલ્યો. એને મદદ . . . .

ઉતાવળથી ખીસામાં ગએલો હાથ પાછો ફર્યો. ધોબીનો ધોએલ કોટ આજે જ પહેરેલો હોવાથી સાબરમતીની થોડીક ઝીણી રેતી જ હાથ સાથે ચોંટી. મેં હૉટેલ ને સિનેમાને આજે બીજી વખત સંભાર્યા!

છેક એમની પાસે સરીને મેં કહ્યું, 'છોકરા! તારૂં નામ?'

અવિશ્વાસભરી રીતે એ મારી સામે જોઇ રહ્યો. અત્યંત પ્યારથી તેનો હાથ હાથમાં લઇને મેં કહ્યું, 'છોકરા, તેં જલેબી ખાધી એ તો મેં જોઇ. દાળિયા ખાધા એ પણ જોયું. પણ તારૂં નામ તો બોલ?'

પોતાની વાત કળાઇ ગઇ જાણીને તેણે લુચ્ચાઇમાં જરાક મોં મલકાવ્યું ને નીચું જોઇ બોલ્યો, 'મારૂં નામ ભીખુ, સાબ!'

# ૩ અરીસો

દિલ્હીના લાહોરી દરવાજા પાસે આવેલા એક સુંદર રોનકદાર મકાનમાં પચીસેક વર્ષનો એક જુવાન બેઠોબેઠો નવા ખરીદેલા આરસામાં પોતાનું મો જોયા કરતો હતો. જુવાન અવસ્થા, ગર્ભશ્રીમંત પિતાનો પોતે પુત્ર, અસલી તુર્કી લોહીની માતા, અને કુદરતે પક્ષપાત કરીને આપેલું શરીર,—એ બધાનો યોગ થવાથી, જુવાનનો ચહેરો ખરેખર સુંદર લાગતો હતો. અને એ સૌન્દર્ય પર મુગ્ધ થઇને પોતે પોતાને વારંવાર જોયા કરતો હતો. તેણે પોતે પોતાના પર મોહ પામીને અરીસામાં પડેલા પોતાના પ્રતિબિંબને એક મીઠું લાંબુ ચુંબન કીધું અને પોતાને કોઇ જોતું તો નથી ના, એમ જાણવા માટે પાછળ દૃષ્ટિ ફેરવી.

તરસી, રાગભરી, વીજળીના ચમકારા જેવી દૃષ્ટિથી એક જુવાન સ્ત્રી તેને જોઈ રહી હતી. તેણે ચડાપ દઇને અરિસાને નીચે મુકી દીધો. પોતે અરધો બેઠો થઇ ગયો. પણ પાછો તરત જ ખુરશી પર સ્વસ્થ થઇને બેઠો. ફરી તેણે દૃષ્ટિ ફેરવી ત્યારે તે તેને તેણે ઝડપથી પાછી ફરતી જોઇ. એ જ '— બીજું કોણ ? આસમાની ઓઢણાવાળી એના પાડોશીની સ્ત્રી અયેશા. અત્યારે કાંઈ કામે વળગી હશે.

* *

ખુશનુમા પ્રભાત ખીલતું હતું. તે ક્યારનો ઉઠયો હતો. પોતાના બગીચામાં જરા લટાર મારતો ફરતો હતો. ગુલાબની

પાંખડી પર જામેલાં તુષારબિંદુ જોઇજોઇને હસતો હતો. ઉપર આસમાન તદ્દન સાફ હતું. નીચે પૃથ્વી ચોખ્ખી હતી. ક્યાંય મેલ કે ડાઘ ન હતો. અચાનક તેની દૃષ્ટિ સામેની મેડી ઉપર પડી. પોતાના બાલને સમારતી. મંદ સ્મિત કરતી અયેશા ત્યાં ઉભી હતી. એ મંદ સ્મિત પોતા માટે છે એ વિચારથી, અનેક ફુલછોડની પાંખડીઓ ખેરવતો તે આગળ વધ્યો. એના ફડફડાટ કરતા ઓવરકોટથી ઘણાં ફુલ ખરી પડતાં હતાં. આજે એના જીવનમાં અજબ સ્ફૂર્તિ હતી, આજે અયેશા એને જોઇને હસતી હતી. તે જુસ્સાથી, રાગથી, વેગથી આગળ ધપતો હતો.

નીચે રસ્તા પર કોઇ ઉભું રહીને અયેશા સાથે વાત કરતું હતું, અને અયેશા તેની સાથે વાત કરીને હસી રહી હતી!

પ્રભાતનો ખુશનુમા મંદ સુગંધી અનિલ વહેતો હતો, પણ તેની કલ્પનાની મીઠી લહેજતમાંથી તે જાગ્યો જ નહિ. જે જોયું તે બધું ખરૂં હતું, છતાં અયેશાનું સ્મિત પોતા માટે હતું તે પણ એટલું જ ખરૂં હતું. એ સ્વપ્નનો તે પૂજારી બની ગયો.

* *

ઘણા દિવસ ચાલ્યા ગયા છે. કાંઇ નવીન નથી. પણ તે પેલા સ્વપ્નની કલ્પનાની હસ્તી અયેશાને પૂજે છે.

એક વખત બપોરે એણે પોતાના માથામાં ચમેલીનું તેલ નાખ્યું હતું, કેશ બરાબર સમાર્યા હતા, મિષ્ટાન પર લીધેલા પાનથી હોઠ ચણોઠી જેવા લાલ બન્યા હતા; આંખમાં રાગ હતો, મગજમાં ઘેન હતું શરીરમાં ઇશ્કનો વેગ હતો. તેણે સહજ જ પોતાનો નવો અરીસો હાથમાં લીધો.

એ અરીસામાં એનું મોં કેવું સુંદર, સ-રસ લાગતું હતું!

જાણે રસનો અવતાર !

તેણે પોતાના ચહેરાને ફરીફરી નિહાળ્યો. અને .. છેવટે, પોતાને મોહ થાય તેવા પોતાના ચહેરા પર, તેણે એ: વખત ચુંબન લીધું. તેણે અરીસાને હોઠથી દૂર કર્યો ! .. પણ .... પણ .... આ શું ! તે આભો બની ગયો અરીસાને દૂર કરતાં જ અંદર અયેશાની હસતી મુખમુદ્રા તે‍ જોઈ ! અને અરીસા પર જ્યાં તેના હોઠની તાજી ભીનાશ હત ત્યાં જ, જાણે એ ભીનાશને પોતા પર લઈ લીધી હોય, તે‍ અયેશાનાં બે સુંદર નેણ હતાં.

આજે તેણે પાછળ જોવાનું મન ન કર્યું. હતો તેમજ અરીસે રાખીને તે ઘડીભર થંભ્યો. થોડી વારમાં હસતીહસતી અયેશ પાછી ફરતી લાગી. તેણે પાછા ફરી જોયું. સામેની મેડીગ અયેશા પોતાના ખંડમાં પાછી ફરી રહી હતી. એ જ આસમા‍ ઓઢણી અને એ જ વિજળીનો વેગ !

તે અરીસા પર જોઈ રહ્યો. જાણે અયેશાએ તેને સ્પ‍ કર્યો હોય તેવો અકથ્ય રોમાંચ તેણે અનુભવ્યો. અને પે‍ અરીસા પરની ભીનાશ ! આજે એ ભીનાશ એને વધારે મોહ લાગતી હતી: એ ભીનાશમાં રાગ ભર્યો હતો: એનું ચાલત‍ એને સાચવી મુકત.

* *

ઘણા દિવસો એમ જ વીત્યા. એ અરીસો લઈને હમે‍ એમ બેસવાનું. પણ ... જે સ્મિત એ પોતાનું માનતો બીજાને માટે જ હતું. અને છતાં તે એ સ્વપ્નને પૂજ્યા કરત

અયેશાને તો આ સ્વપ્નસ્થ પુરુષની ખબર પણ ન હ‍ એમ ને એમ ઘણા દિવસો વીત્યા.

એક દિવસ એ અરીસો લઇને અયેશાની પ્રતીક્ષા કરતો હતો. પણ આજે સામેનું દ્વાર ખુલ્યું નહિ: અયેશા બહાર આવી નહિ: અને દિવસ ચાલતો થયો. અયેશાની ધૂનમાં હવે એ પોતાના ચહેરાને જોવાનું ભૂલ્યો હતો. આજે અયેશા ન દેખાઇ, એટલે એણે સહજ જ પોતાના ચહેરાને વધારે બારીકીથી નિહાળ્યો.

પણ એનું અવલોકન અધુરૂં રહ્યું. તે ધ્રૂજતોધ્રૂજતો ઉભો થઇ ગયો. જાણે વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ, તે સ્તબ્ધ બનીને અરીસા તરફ જોવા લાગ્યો.

અરીસામાં એનું પ્રતિબિંબ હતું.

પણ પેલા સુંદર સુકુમાર રસભર્યા ચહેરાને બદલે કોઇ નિર્લજ્જ પુરુષનો કદરૂપો ચહેરો ત્યાં પ્રતિબિંબમાં આવીને રહ્યો હતો !

તે ધ્રૂજવા મંડયો, ને ધ્રૂજતોધ્રૂજતો ફરવા લાગ્યો. મરણ પામતો મનુષ્ય દુરાશાથી જેમ જીવન માટે વલખાં મારે તેમ, તે અહીંતહીં વલખાં મારીને અરીસા શોધવા લાગ્યો. પહેલો જે અરીસો હાથ લાગ્યો તે તેણે ચટ દઇને પોતાના મોં સામે ધરી દીધો. અંદર કદરૂપું, અકાલવૃદ્ધ, ઝાંખી કરચલીઓ વાળું, નિસ્તેજ વિષયી પુરુષનું મોં દેખાયું !

'ધબ'! એક ધબાકો થયો, ને તેણે અરીસાને નીચે ફેંકી દીધો !

'શું ત્યારે' હું ખરેખર આવો કદરૂપો છું ?' તેણે ફરીને પોતાના પેલા માનીતા અરીસાને હાથમાં લીધો. પણ અરીસો તો હજી એનું એ કદરૂપું ચાઠું ધરી રહ્યો !

એ જ વખતે સામેની મેડીમાં અયેશા દેખાઇ. તેનો હમેશનો હસતો ચહેરો તેણે અરીસામાં જોયો !

. . . પણ તેણે પ્રબળ વેગથી અરીસાને જમીન પર ફેંકી દીધો:

'કડાક' કરતો એક કડાકો થયો, ને અરીસાના હજાર કટકા થઇ ગયા! ચમચમાટી બોલાવતા બૂટથી એ અરીસાના દરેક કટકાને ચગદતોચગદતો તે અંદર ખંડમાં ચાલ્યો ગયો, અને 'હું મારૂં મૂળ સ્વરૂપ પાછું મેળવીશ જ' એમ અત્યંત દઢતાથી બોલીને, તેણે ખંડનું કમાડ જોરથી વાસી દીધું.

# અખંડ જયોત

અમે ત્રણે ભાંડુ સ્વભાવે મૂળ આનંદી તો હતાં જ અને તેમાં હજી વહી જતું નાનપણ અને ઉગતી જુવાનીની રમ્ય સંધિ હતી, એટલે અમારાં મા પૂજાપાઠ કરીને ' હે ઈશ્વર! મને જન્મોજન્મ આ ઘર દેજે ! ' એમ સાચી શ્રદ્ધાથી બોલીને, ' લ્યો છોકરાં પરસાદી ' એમ છેલ્લું વાકય બોલે ત્યાં અમે, એક ખુણામાં ઉભાં રહી કુતૂહલથી અત્યાર સુધી જોતાં હોઇએ તે, એકદમ ખડખડાટ હસી પડીએ ને ' જન્મોજન્મ ' એ શબ્દને જુદીજુદી રીતે બોલીને ' પરસાદી ' લેવા દોડીએ. ઘડીભર માતાનું મોં પણ મલકી જતું ને અમે તો પ્રસાદીનાં ભુખ્યાં પ્રસાદી લઇ બહારના આનંદી ફળિયામાં દોડી જતાં. તે વખતે હજી સુંદર બાલપણુ હતું ને જીવનમાં અજબ જોમ હતું.

આજ એ વાતને ઘણાં વર્ષ વહી ગયાં છે. નાનપણનાં બધાં રમકડાં તો મારા ઘરના કબાટમાં ભરેલાં છે; પણ જેમની સાથે એ રમકડાં માટે હું લડયો છું, કયારેક એમને હરાવ્યાં છે ને ઘણી વખત હાર કબુલ કરી છે, તે બંને ભાંડુ આજે નથી. અમારાં ત્રણેનાં બાલપણનાં સાક્ષી મા પણ નથી. આજે હું એકલો જ રહ્યો છું ને બીજા બધા ધંધાના અભાવે મારા ઘરની અગાસી ઉપર બેસીને સાંજે આકાશમાંથી

ઝાંખાઝાંખા અંધારપછેડા ઉતરે છે તે જોયા કરૂં છું. કલ્પનાની પાંખ મને ઉપાડીને ભૂતકાળમાં મૂકે છે, ત્યારે બાલપણના દિવસો, માતાની પ્રસાદી ને અમારો તનમનાટ યાદ આવે છે. પેલો શબ્દ 'જન્મોજન્મ' પણ પોતાના બધા વાતાવરણ સહિત હાજર થાય છે. પણ આજે એ શબ્દમાંથી એક બીજો અર્થ સમજાય છે: 'જન્મોજન્મ આ ઘરમાં જ મા પાછાં આવશે ખરાં ?...'

અને માતાની મૂર્તિ પાસે જ એક શરમાળ મુગ્ધા, નવી ઢબની લાજ કાઢી, સાડલાનો એક છેડો એક આંગળીથી એક તરફ ખેંચી, મારી તરફ ખોટો રોષ દેખાડતી, સ્નેહભરેલી સાચી આંખો ફેરવતી ઉભી રહેતી તે દિવસ યાદ આવે છે.

તે વાત આમ બની ગઇ:

અમારા ઘર પાસે જ શાસ્ત્રી ગંગાપ્રસાદ રહેતા. શાસ્ત્રીજી અનેક રીતે ઇશ્વરનું માણસ હતા. સવારથી સાંજ સુધી તે કર્મકાંડમાં જ મશગુલ રહેતા. સવારે 'હરિ ૐ' કરતા ઉઠે ને પોતાની ચાંખડી પર ચડી ફળિયામાં આંટા મારે, ઉગતા સૂર્યને અર્ધ્ય આપવા સ્નાનાદિ ક્રિયા કરે ને છેક બાર ઉપર બે વાગે મિતાહાર લે. જરાક આડે પડખે થઇ, શાસ્ત્રીજી બેઠા થાય ત્યાં પાડોશમાંથી અનેક સ્ત્રીઓ હાજર થઈ હોય. શાસ્ત્રીજી પોતાની મધુર ભાષામાં 'શિવમાહાત્મ્ય' કે 'વિષ્ણુપુરાણ' વાંચે અને, જાણે ભૂતકાળનો એક માનવસંઘ વર્તમાનકાળની ધમાલો વચ્ચે જીવવા માટે છેલ્લો શ્વાસ ખેંચતો હોય તેવો એ બધો સમાજ બે કલાક ભગવત્સ્મરણમાં લીન બની રહે.

શાસ્ત્રીજીનું શરીર સુદામા જેવું હતું, તો ઘરમાં પણ તાંદુલની કોથળી જ મોટી સમૃદ્ધિ મનાય તેમ હતું. શાસ્ત્રીજી પણ

કાલની ફીકર ન કરતાં આજનું આજ વાપરી નાખતા ને કોણજાણે કેમ હજી કાલની સવાર ન પડે ત્યાં કોઇ ને કોઇ ભાવિક જન સીધાસામાન સાથે શાસ્ત્રીજીના દ્વાર પાસે ખડું હોય.

તે શેરીમાં પણ શાસ્ત્રીજીની ભારે મર્યાદા જળવાતી. ને હમણાંહમણાં કોલેજમાંથી આવેલા નવા જુવાનો પણ તેમના સંસ્કૃતના જુની ઢબના જ્ઞાનને વખાણતા ને માર્ગમાં મળે તો બે હાથ જોડવા ચુકતા નહિ.

તેમનો સ્વભાવ મૂળ વૈરાગ્યવાન્ તો હતો જ. તેમાં શાસ્ત્રીજીનાં પત્ની મૃત્યુ પામ્યા પછી તો એકલી વૈરાગ્યની જ ભરતી થતી ચાલી. પોતાની એકની એક પુત્રીને ઠેકાણે પાડવાની જ ચિંતા માત્ર રહી હતી. મારાં મા શાસ્ત્રીજીનાં ભાવિક જનોમાં લેખાતાં ને શાસ્ત્રીજીની પુત્રીનું શ્રદ્ધાભર્યું ગોરૂં મોં એમની આંખોને ભારે ભાવી ગયું હતું. એક દિવસે મારાં મા કથા સાંભળીને પાછાં આવ્યાં ત્યારે શાસ્ત્રીજીની પુત્રી સાવિત્રી તેમની સાથે હતી. પછી તો સાવિત્રી વારંવાર અમારે ત્યાં આવતી ને એ વખતની ઉગતી જુવાનીમાં એનું સુંદર મોં કલ્પનાના ને સૌંદર્યના તરંગ ભરતું. સૌને ઠીક લાગ્યું ને શેરીમાં ઘેરઘેર એ વાત પ્રશંસાપાત્ર બની રહી, કે ' સાવિત્રીનું સગપણ ગંગાના નાના પુત્ર સાથે થવાનું છે. ' ત્યાર પછી ધરતીકંપ જેવા અનેક ફેરફારો અમારા નાના કુળિયામાં જ બની ગયા. અમે ત્રણ ભાંડુ હતાં તેને બદલે હું એકલો થઇ રહ્યો. મારાં માનાં જુનાં મિત્ર નર્મદા ડોશી મૃત્યુ પામ્યાં. પણ એ બધા ધરતીકંપો વચ્ચે અમારૂં અનેરૂંઅનેરૂં જીવન નવાનવા અંકુરોથી શણગારાતું ચાલ્યું. સાવિત્રી હવે સામી મળે તો નીચું જ જોઇ રાખે ને હું

તેને બોલાવ્યા વિના રહું જ નહિ. શાસ્ત્રીજીને ત્યાં કૈં કામ હોય તો હું દોડીને જ જાઉં. મારાં માને મારો આ ફરેલો સ્વભાવ—એકદમ આજ્ઞા ઉઠાવવાનો—જરાક વિચિત્ર તો લાગ્યો, પણ તે પોતે વારંવાર સાવિત્રીને જરાજરામાં અમારે ઘેર તેડી લાવતાં એટલે પોતે બધું જ સમજતાં ને મીઠું હસતાં!

શાસ્ત્રીજીએ સાવિત્રીનું સગપણ મારી સાથે કરવાનું નક્કી કર્યું. મંગલ પ્રસંગને આજનો કાલ ઠેલવામાં એ જમાનામાં તો હૃદય ધડકતાં. બધી વાત નક્કી થઈ ગઇ ને થોડા માસ પછી તો નવી ચુંદડીમાં નવાનવા રંગ ધરતું સાવિત્રનું શરમભર્યું મોં અમારા ઘરમાં હેરાફેરા કરતું થયું. સગપણ પછી વિવાહ પણ તરત થઇ ગયા ને મૂળથી જ સ્થિતપ્રજ્ઞ જેવા શાસ્ત્રીજી જાત્રાએ ચાલ્યા. તે દિવસે આખું ગામ વળાવવા ગયું ને આબાલવૃદ્ધ સૌ એમને પગે પડીપડી પાછાં આવ્યાં. ગામનો જુનોપુરાણો આત્મા ચાલ્યો જાય તેમ શાસ્ત્રીજી ચાલ્યા ગયા. તે હતા ત્યાં સુધી તોફાનીમાં તોફાની માણસને એમની આંખની શરમ આવતી ને પોલીસને પણ ગોથું ખવડાવી દેનાર અઠંગ ઉઠાવગીર પણ તેમને જોનાં નરમ બની જતો. ગામના જીવંત ધર્માસન જેવા શાસ્ત્રીજી ચાલ્યા ગયા, ને જાણે આ જમાનામાં હવે જુની મંગલ મૂર્તિઓને પણ ઠેબે ચઢાવવાનો પવન વાયો તેની ગંધ આવી કે ગમે તેમ, પણ તે પાછા ફર્યા નહિ. મને સાંભરે છે કે ઘણાં ઘરમાં કંકુના સાથીયા પુરી પુરી ભીંતો પર એમના જાત્રાના દિવસ મંડાતા ને ચોરે ભોળા કણબી ભેગા થઇ શાસ્ત્રીબાવાએ એક વખત કહેલી સાદીસાદી નીતિની વાતો સંભારતા ને આનંદ પામતા. ગામમાં ફરતો નવો પવન પણ શાસ્ત્રીજીના નામને સ્પર્શ કરી આવતો, મેં ઉધાડાં માથા

મુકી બંગાળી જેવા નવજુવાનો સડક પર ફરવા જતા ત્યારે શાસ્ત્રીજીએ એક વખત ' બૅાય ' નું ' ઓય ' કરી શી રમુજ કરી હતી તે વાત યાદ કરતા.

એક વખત એવું બન્યું કે એક તદ્દન અંગ્રેજી ઢબનો જુવાન પોતાના ઘરના બારણા પાસે બેઠોબેઠો ચાકરને બોલાવવા ' બૅાય ! બૅાય! ' કરે ને ત્યાં શાસ્ત્રીજી તેની મા પાસે ' એકાદશી માહાત્મ્ય ' વાંચવા બહારથી અંદર આવે. શાસ્ત્રીજીને લાગ્યું કે છોકરાને પેટમાં દુખવા આવ્યું છે માટે ' ઓય ઓય ' કરે છે, એટલે પોતાના સ્વભાવ પ્રમાણે તે બોલી ઉઠયા: ' બેટા નાનુ ! જરાક અજમો ફાકી લે ને ! પેટમાં દુખતું તરત મટી જશે ' નાનુને લાગ્યું કે મારી ને મારા જમાનાની આ જુનો ' સ્પિરિટ ' મશ્કરી કરે છે ! તે જરાક રાતો પીળો થયો ત્યાં બારણામાં વૃદ્ધ માતા દેખાયાં: ' નાનુ બેટા ! શાસ્ત્રીજી ઉભા છે ને તું ખુરશી પર બેઠો છે ? ' એટલા કોમળ શબ્દો સાથે ડોશીમા શાસ્ત્રીજીના ધુળવાળા પગ પાસે નમી પડ્યાં ને વાત ત્યાંથી જ અટકી ગઇ. પણ નવા મંડળમાં એ વાત ભારે રમુજ આપે છે.

શાસ્ત્રીજી ગયા પણ શ્રદ્ધાની મૂર્તિ જેવું સાવિત્રીનું મોં મારી માને સોંપતા ગયા. જેમ પુત્રી ઉપર માતા વહાલભર્યો હાથ ફેરવે તેમ સાવિત્રીના વાંસા પર ને માથા પર હાથ ફેરવતાં મારાં મા વારંવાર સાવિત્રી પાસે ઉભાં રહેતાં ને ' મારી દીકરી તો બહુ ડાહી છે ! ' એ છેલ્લું ઉમળકાભર્યું વાક્ય બોલી કામે લાગતાં, ને અમારી વચ્ચેના મતભેદમાં મને ધમકાવીને સાવિત્રીનો એવો પક્ષ ખેંચતાં કે સાવિત્રી પણ જરા જરા બેશરમ બનીને પોતાની તોફાની આંખો મારા તરફ ફેરવ્યા

વિના રહી શકતી નહિ. એની આંખો પણ બોલી ઉઠતી, 'કાં ? લેતા જાઓ ! માજીએ કેવા અડાવ્યા છે ?' એની તોફાની આંખો આ શબ્દો કહેતી હતી એવી ખબર જયાં અમે એકાંતમાં મળતાં કે તરત પડી જતી. કારણકે હજી તો હું પુરો ઓરડામાં ન આવું ત્યાં હસતીહસતી સાવિત્રી મારી સામે અંગુઠો રાખીને ભારે લટકાં કરતી બોલી ઉઠતી, 'હાં જી આજે માજીએ કેવા અડાવ્યા છે ?' હું જો ધુંઆપુંઆં થયો હોઉં તો તો સાવિત્રી ચોક્કસ આ વાત લંબાવવાની, ને કાં આંખમાંથી ક્રોધનાં આંસુ ઝરે ત્યારે ને કાં હસીહસીને પેટ દુખે ત્યારે જ એને નીરાંત થાય. સાવિત્રી વળી મારી વિરુદ્ધ માજીનો પક્ષ પણ ઉઘાડેછોગ લેતી ને કયારેક તો બંને 'મા દીકરી' મને સખત હાર આપતાં.

આમ અમારું નાનું ઘર સુખી હતું. લીમડાની શીતળ છાયા જેવી શાંતિ ફેલાઇ ગઈ હતી ને સાવિત્રીનાં રમુજી તોફાનોની અને મારી વચ્ચે ન્યાયાધીશના જેવી ગંભીરતાથી બેસીને માજી જે ચુકાદો આપતાં તેમાં સાવિત્રી તરફ હમેશાં પક્ષપાત હોય જ. પણ એ મીઠા વાતાવરણમાંથી તો અમારી બંનેની જીવનગાંઠ એક જ બની રહેતી હતી. સાવિત્રીના મોં પરનો નાનો સરખો તલ મારે મન કાલિદાસનાં કાવ્યો જેવો રસભર્યો હતો, ને મારી ઉગતી મૂછ સાવિત્રીને મ.ા પ્રેમાનંદના ઓખાહરણ જેવી—ધનુષની પણછરૂપ—હતી. અમે એ અવસ્થામાં હતાં કે જ્યારે જીવનમાં તોફાન એ જ પ્રેમ મનાય છે.

મને સાંભરે છે કે એક દિવસ હું નહાવા બેઠો ત્યારે સાવિત્રી ઉનું પાણી લાવી ને તેમાં ટાઢું પાણી ઉમેરતાં પહેલાં ઉના પાણીનો એક પ્યાલો ભરી રાખ્યો. માજી જરા નજર

ચુકયાં ત્યાં તો તેણે મારા વાંસા ઉપર એ પાણી રેડ્યું. મારાથી 'ઑય વૉય !' થઈ ગયું ને માજી બૂમ પાડી ઉઠ્યાં; 'શું છે ? શું છે ?' પણ સાવિત્રી તો એની હમેશની રીત મુજબ તોછડી લાજને એક આંગળીથી ઝાલી રાખીને ઉભી રહી, એની આંખ તો હસતી હતી અને હું 'પણ મા ! આ તમારી દી–' એ વાકય બોલવા જતો હતો ત્યાં તો ફરી ટાઢા પાણીનો કળશિયો મારા પર રેડ્યો ને ઉતાવળમાં 'લ્યો હવે સમાધાન થઇ ગયું છે. બોલતા નહિ'—એટલું બોલીને સાવિત્રી એવી ઠપકાભરેલી આંખે મારા તરફ જોઈ રહી કે જાણે હવે અબોલા લેશે ! ટાઢા પાણીનો કળશિયો રેડ્યો એ તો માજી પણ જોઇ ગયાં હતાં, એટલે આટલું જોઇને 'દીકરા; તું પણ એ જ લાગનો છે ! . . . .' એટલું બોલી ઘરમાં ખખડાટ થયો કે તરત જ 'બિલાડી !' કહેતાંકને માજી જરાક હસતાં ચાલ્યાં ગયાં અને પેલી અબોલા લેનારી તો તરત જ મોટેથી હસી પડી. 'એમાં શું ઑયવૉય કરો છો ? જેટલું ઉનું પાણી રેડ્યું તેટલું જ ટાઢું પાણી રેડ્યું છે ને ? . . . .'

અમારો વિનોદ લખતાં અર્ધું જીવન પુરૂં થાય ને આખું જીવન આંસુમાં સરી જાય એટલે હવે આગળ જ ચલાવું છું.

હા. અમારો નિર્દોષ–આનંદ લાંબો વખત ટકી શકયો નહિ. થોડા વખત પછી મારે પણ કૅાલેજમાં જવાનો વારો આવ્યો. વૅકેશનમાં જ્યારે પાછો આવું ત્યારે સાવિત્રી તે દિવસે ખાસ કરી મારાં મા પાસે જ બેસી રહે, ન કામ હોય તો કામ કાઢે ને કૈં ન મળે તો માજી પાસે ગીતા વાંચવા બેસે એને ખબર હતી કે હું એની રાહ જોતો હઈશ એટલે છેવટ આટલું પણ તોફાન કર્યા વિના સાવિત્રી રહી શકે નહિ.

છેવટ અમે જુદાં પડયાં ત્યારે મને સાંભરે છે કે કોઇ દિવસ નહિ ને તે દિવસે સાવિત્રી ભારે ગંભીર બની ગઇ હતી. તે મને છેવટ મળવા આવી ત્યારે મારા પગ પાસે નમી પડી ને—જરાક વિચિત્ર તો લાગશે પણ—જાણે કે હું એનો મોટો ગુરુદેવ હોઉં તેમ, મારી પાસે એક રેશમી કપડાં પર કંકુ ભરેલાં બે પગલાં કરાવ્યાં ને એક નાનીસરખી છબી પણ માગી લીધી ! મારૂં આ મહત્ત્વ શરમભરેલું લાગશે, પણ નાના માણસને એકલા નિર્મળ પ્રેમે તો ઈશ્વર જેવડા મહાન કલ્પ્યા છે ને તેથી તે મહાન બન્યા છે પણ ખરા.

તે દિવસે સાવિત્રીને મેં પહેલવહેલી પ્રેમનાં તોફાનમાંથી પ્રેમની ગંભીરતામાં જતી જોઇ. તે મારી સામે જોઇ રહી ને ગંભીરતાથી બોલી, ' કદાચ આપણે ન મળીએ તો . . . . ' એની આંખમાં આંસુ આવી ગયાં, પણ તે તેણે રોકયાં ને વાક્ય પુરૂં કર્યું, ' માજીની પેઠે હું પણ જન્મોજન્મ આ ઘરમાંજ અવતાર માગું છું . . . . અને તે પણ ' ત્વમેવ ભર્તા ન ચ વિપ્રયોગઃ '

મેં પણ એની ગંભીરતામાં આજે કૈંક નવું અનુભવ્યું. જ્યારે જુદાં પડયાં ત્યારે સાવિત્રીએ તો કોણ જાણે કેમ ફરી ન મળવાનાં હોઇએ તેમ ફરીફરી મને રોકયો ને ફરીફરી આંસુ પાડીને નીરખ્યો—નીરખ્યો, કારણકે પ્રેમની સૃષ્ટિમાં કોઇ અસ્થાને કે કદરૂપું છે જ નહિ.

વાત એવી હતી કે મારાં માજીમાં વૃદ્ધાવસ્થાની શિથિલતા ઘર કરીને રહી હતી ને હવે એ પાકું પાન ગમે તે વખતે ઉડી જાય. એમના છેલ્લા મંદવાડમાં તો ભારે ચિંતા થઇ હતી,

પણ સદ્દભાગ્યે તે ટકી ગયાં હતાં. અને પોતાના પિતાને સાચા સંન્યાસીની માફક જગત છોડતાં જોયા હતા, તેથી સાવિત્રીને હવે માજી જાય એ ભારે ઘા લાગતો હતો. મેં તો ભારે પગલે ઘર છોડયું. ફળિયામાં માજીને પ્રણામ કરી ફળિયું છોડયું. પણ કોઇ દિવસ નહિ ને આજે માજીએ કહ્યું, 'બેટા! સાવિત્રીને પ્રાણુની માફક જાળવજે હો! હું તો હવે ખર્યું પાન છું, ને મારો ભરોસો શો? જાઓ ને ફતેહ કરી આવો!'

ફતેહમાં તો દસ ચોપડી ગોખીને ઓકી કાઢવી હતી, પણ તે વખતે તો એ પરીક્ષામાં જ જીવન હતું.

પછી હું કૉલેજમાં ગયો. થોડા દિવસમાં જ સાવિત્રીનો તાર આવ્યો. એકદમ ઘેર આવ્યો, પણ ત્યારે મારાં માને મૃત્યુ પામ્યે આઠ કલાક થઇ ગયા હતા. સવિત્રીનું મોં શોકથી વિહ્વલ બની ઘેલછા લાગશે તેવું દેખાતું હતું.

તે વખતની પરીક્ષા ગુમાવી. પણ સાવિત્રીને જે કારી ઘા લાગ્યો તે રૂઝાયો નહિ. તોફાન, મસ્તી ને આનંદ બધું જ ગયું. રહ્યું માત્ર ગમગીન મોં ને ભારે હૈયું.

સંસ્કારથી તે શુદ્ધ પિતાની પુત્રી હતી, બાળપણથી જ મારાં માને ઓળખતી ને છેલ્લાછેલ્લામાં તો લાડકી દીકરીની જેમ તેના ખોળામાં જ માથું રાખી ઘણી વખત સુઇ જતી. સાવિત્રી મારાં માને ભુલી ન જ શકી. એ શોકમાં ને શોકમાં એને પણ ભારે વ્યાધિ લાગુ પડયો. જ્યાં મન પોતે જ માજીની પાછળ દોડયું ત્યાં કોઈ દવા શું કરવાની હતી? સાવિત્રીનો વ્યાધિ અસાધ્ય બની ગયો ને છેલ્લી ઘડી આવી પહોંચી. મેં રોતાંરોતાં પુછ્યું, 'સાવિત્રી! તારી છેલ્લી ઇચ્છા શી છે?'

અને સાવિત્રીએ મારી સામે જોયું. હસતું મોં વધારે હસ્યું ને તેના શુદ્ધ સંસ્કારની જ્યોતિ જેવો એક જ શ્લોક આવ્યોઃ 'ભૂયો યથા મે જન્માંતરેપિ ત્વમેવ ભર્તા ન ચ વિપ્રયોગઃ'

એ દૃષ્ટિ છેલ્લી હતી, પણ શબ્દો બીજા જીવનની શરૂઆત જેવા હતા.

* * *

સાવિત્રીની વાત થઇ રહી. આજ હવે બીજા ધંધાને અભાવે આકાશમાંથી ઉતરતા અંધારપછેડા હું જોયા કરૂં છું ત્યારે જન્મો-જન્મ આ ધર માગનાર માતાની મૂર્તિ પાસે સાવિત્રીનું—તે આવી ત્યારે જેવું હતું તેવું—શરમાળ મોં ' ત્વમેવ ભર્તા ન ચ વિપ્રયોગ: ' કહેતું ખડું થાય છે. પછી કલ્પનામાં બધાં જુદાંજુદાં દશ્યો ખડાં થઈ ચાલ્યાં જાય છે ને છેવટે એ બધાંમાંથી જાગી મારા ખંડમાં જઇ હું સુતોસુતો જાગ્યા કરૂં છું ! એમ ને એમ આજ પંદર વર્ષ વહી ગયાં છે.

એક દિવસ આ પ્રમાણે હું મારી અગાશીમાં બેઠો હતો. વાંચનાર ક્રોધ ન કરે તો હું ખાતરી આપું છું કે આ બનેલી બીના છે, જોડી કાઢેલી વાતો નથી. હું બેઠો હતો ને મારી સામે ગિરનારનાં લીલાં ઝાડવાં વધારે ને વધારે ઝાંખાં થતાં હતાં. સૂર્યની લાલી શમી ગઇ હતી ને આછા અંધારપછેડાથી પૃથ્વી ઢંકાતી હતી. રાત્રી પહેલાંની થોડીક પળો એવી હોય છે કે જ્યારે ઝાંખીઝાંખી પૃથ્વીમાં ભુરા રંગનો ધુમ્મસ જેવો આછો અંધારપછેડો ચારે તરફ વીંટાઇ રહે છે. આ પળ એવી હતી, ને એ ઘડીમાં જ અનેક અર્થપૂર્ણ અગમ્ય આયાઓ ભરેલી હોય છે. હું બેઠો હતો ત્યાંથી થોડે દૂર—વાહળથી મણે નીચે,

પણ પૃથ્વીથી ઠીકઠીક ઉંચે—આછુંઆછું વાદળું ફેલાતું લાગ્યું. મેં આંખ ચોળી ને ચોખ્ખું જોવા મહેનત કરી. આછા આસમાની રંગની એક મૂર્તિ—પવન જેવી પાતળી ને પાણી જેવી પારદર્શક, પણ પૃથ્વી જેવી ઘન–ત્યાં ઉભી હતી. આંખે ઝાંઝવા વળે છે એમ ધારી મેં ફરી આંખ ચોળી. પેલી મૂર્તિ ત્યાં જ હતી, પણ આકાશ જેવી સ્પષ્ટ હતી ને અગ્નિ જેવી તેજસ્વી. હું આંખ ખેંચીને એ તરફ જોઇ રહ્યો ત્યાં મૂર્તિમાં—આહ ! શું જોયું ? સાવિત્રીના મોંની સ્પષ્ટ રેખાઓ દેખાઇ. એ જ તોફાની આંખ, મસ્તીભરેલો પ્રેમ ને એની સાથે વિરલ એવી શ્રદ્ધાની સ્પષ્ટ રેખાઓ !

હું બેઠો હતો ત્યાં જ સડક થઇ ગયો. જીવતાં જેને પૂજ્યા હોય તેને મૃત્યુ પછી કેવા ડરથી આપણે જોઈએ છીએ ? પણ સાવિત્રી તો નિર્મળ હતી. એનાથી ડરવાનું શું ?

એક પળમાં સાવિત્રી તરફથી સુગંધી પવન આવતો લાગ્યો. અજાયબી પર અજાયબી હું અનુભવું છું ત્યાં સાવિત્રીના મીઠા શબ્દો મેં સાંભળ્યા, ' ત્વમેવ ભર્તા ન ચ વિપ્રયોગઃ ' હવે ખરેખર ભ્રમ છે એમ ધારી હું ઉઠયો, પણ ત્યાં ' વહાલા પ્રિયતમ ! હું તારી રાહ જોઉં છું. . . . . ને ત્યાં . . . . ગામમાં તપાસ કરજે !'

તે જ ક્ષણે આકાશમાં કૈં હતું નહિ.

હું કલ્પનાના ભૂત પર હસતોહસતો ચાલ્યો ગયો.

* * *

બીજે દિવસે સવારે હું ઉઠયો ત્યારે રાતની વાત તાજી હતી ને શબ્દો તો સ્પષ્ટ સાંભળ્યા. આ નવાઇ શી ! મેં એ

વિષયની તપાસ કરવા નિશ્ચય કર્યો એટલામાં જ મારા નામનો કાગળ બારીમાં ફેંકી 'સાહેબ, લે .... જો–' એમ લહેકો કરતો પૅાસ્ટમેન સીસોટી વગાડતો ચાલ્યો ગયો.

એ કાગળ અક્ષરશઃ નીચે પ્રમાણે છે:

'રા. રા. ....

આપને ખબર છે કે આપણી જ્ઞાતિમાં કન્યાઓનો સુકાળ છે. મારી પુત્રી .... નું મારે સગપણ કરવું છે, પણ યોગ્ય સ્થળના અભાવે આજે પાંચ વર્ષ કાઢી નાખ્યાં. મેં સાંભળ્યું છે કે આપ ..... ટુંકમાં જો આ વાત આપને અનુકૂળ હોય તો એક વખત આંટો મારી જજો.

એજ. લિ. ......

મેં બે હાથથી આંખો દાબી દીધી. કાલે રાત્રે સાવિત્રીએ જે સ્થળ ને જે નામ આપ્યું હતું તે જ સ્થળ ને નામ આજે આ પત્રમાં હતું.

* * *

હું બીજે દીવસે ત્યાં ગયો. હકીકત સાવિત્રીની મૂર્તિએ આપી હતી તે જ પ્રમાણે હતી. જાણે સાવિત્રીની બીજી પ્રતિકૃતિ હોય તેવી તે મારી નજર આગળથી બે વખત પસાર થઇ ગઈ. એ જ મસ્તી, એ જ નિર્દોષતા ને એ જ શ્રદ્ધા; જોકે મોં જુદું હતુ. ....

બીજે દિવસે હું ......

# કલ્પનાની મૂર્તિઓ

કેટલાંક માણસો વિચિત્ર હોય છે ને કેટલાંક વિચિત્ર દેખાવાનો પ્રયત્ન કરે છે. પણ આ વૃદ્ધ માણસ તો ખરેખર વિચિત્ર હતો. જમનાનાં કાળાં ભમ્મર જેવાં પાણી જોવામાં એને એટલો આનંદ પડતો કે કેટલીક વખત છત્રીશ છત્રીશ કલાક તે પાણી પાસે જ બેઠો રહેતો. એની માન્યતાઓ બધી હસાવે તેવી હતી. તે માનતો કે જળસુંદરી ઘણી વખત અરધી રાત્રે જમીનપર રમવા આવે છે! સાવ કલ્પનાના બનેલા આ માણસે ઘણી વખત જળસુંદરી જોઇ હતી એમ એ કહેતો. એ વાત કોઇ માનતું નહિ ને સૌ તેને બેવકુફ સમજતા. વળી જળતરંગમાંથી દિવ્ય સ્વરમૂર્તિ આવી શકે તેમ એ માનતો. ઘેલો માણસ! ઘણી વખત તારા અને નક્ષત્રની સૃષ્ટિમાં જ આનંદ લેતો! આ ગાંડો શુકન અપશુકન ને પક્ષીની બોલી વિષે પણ ગપ્પાં છોલતો. સૌ જાણતા હતા કે તે ધૂની માણસ છે. તેને પહેલાં તો સંગીત સાથે નશાખોરના જેવી દૃઢ પ્રીતિ હતી. તેનું પ્રિય વાજીંત્ર હતું બંસી. એ કહેતો કે મુંગા સ્વરોમાં સંગીતની જે મજા છે તે બોલેલા શબ્દોમાં નથી જ. શબ્દ જો લાગણી વિના બોલાય છે તો કૃત્રિમ બની જાય છે. એટલે

અત્યંત કોમળ હૃદયનો માણસ જે ગાય તેમાં જ સંગીતની છાયા આવે છે બીજે નહિ. તે કહેતો કે લયપામતા સ્વરમાં જે મીઠાશ છે તે મુંગા શબ્દને લીધે જ છે. ગમે તેમ તે પોતે બસી આબાદ છોડતો. કલ્પનાનો બાળક હોવાથી ઘણી વખત વિચારતો કે જમનાનાં જળ આ બંસી થંભાવી શકે! પણ પાણી તો સતત વહ્યા જ કરતું ને એ બંસી બજાવ્યા જ કરતો. એ બંસીનો આશક હતો: જમનાનાં જળ કાંઠે બંસી બજાવવી એ એનો ઇશ્ક હતો: ને સમુદ્રકન્યા કે જળસુંદરીને નિહાળવી એ એનો આદર્શ હતો—ખોટો, વ્યર્થ ને અશક્ય. પણ આદર્શ એટલે જ સાચાદિલથી કરેલી ખોટી અશક્ય કલ્પના!

એનો આ ઇશ્ક ચાલ્યો ગયો ને એ આશક મટી ગયો. જીવનનું રૂપાંતર અચાનક થયું પણ તેમ થવાનાં પ્રબળ કારણો હતાં. આ ઘેલો માણસ જુવાનીમાં એક સુંદર સ્ત્રી પરણ્યો હતો. એ સ્ત્રી સંગીતની અત્યંત શોખીન હતી. શોખ લગભગ ગાંડપણ જેવો. એક વખત દિલ્હીમાં જલસો થયો ત્યારે તેણે ગાયું હતું. સૃષ્ટિને રસમાં નવરાવતી હોય તેમ તે દિવસે તે ખરેખર ખીલી હતી. અને જ્યારે આખું મંડળ ચિત્રવત્ સ્થિર બન્યું હતું, તે વખતે પંચમ સૂરથી વાતાવરણને આરપાર વિંધી નાંખવાની તેની શક્તિ એકદમ લયપામતી લાગી. રણકાર કરતા સ્વરની માફક તે એકદમ બંધ થઇ ગઈ. વિજળીનો આચકો લાગે તેમ પ્રેક્ષક વર્ગ અકસ્માત ઉંઘમાંથી ઉઠ્યો. પણ તેની સામે ગાનારી ધીમે ધીમે મંદ—અતિમંદ બની રહી હતી. એ આશ્ચર્યમાંથી પ્રેક્ષકો જાગે તે પહેલાં એક ધબાકો થયો: ગાનારી નીચે પડીઃ અને થોડીવારમાં તેનું મૃત્યુ થયું. ત્યાર પછી આ ગાંડાના મનમાં ધૂન ભરાઇ બેઠી હતી કે તેની સ્ત્રી

જલસુંદરી થઇ છે! કેવો વિચિત્ર ખ્યાલ! આ ઘેલા માણસે ત્યારથી સંગીતની પ્રીતિ તોડી હતી;–તે એટલે સુધી કે તેના ઘરમાં આજે વર્ષો થયાં વંશપરંપરાથી ચાલી આવતી સંગીતની પ્રણાલિ તેણે તોડી નાખી. સંગીતનાં સાધન માત્ર તેણે ફેંકી દીધાં. પોતાના છોકરાને સંગીતનો કક્કો યે શીખવ્યો નહિ. અને જયારે એ છોકરો જુવાન થઈ ક્ષયથી મરણ પામ્યો ત્યારે તે પોતાની સાતઆઠ વર્ષની પૌત્રીને લઇને દિલ્હી છોડી ચાલી નીકળ્યો!

હવે એ વૃદ્ધે પોતાની પૌત્રીને પણ સંગીતથી દૂર રાખવા તનતોડ મહેનત કરી. અને થયું પણ તેમ જ. પરંતુ દેહ બદલાયા પણ પ્રાણ ન બદલાયો. દિલ્હી છોડયા પછી તેઓ આગ્રામાં આવ્યાં હતાં. જમના નદી જયાં વળાક લે છે ત્યાં, પૃથ્વી પરના અમૃતબિંદુ જેવો તાજ ઉભો છે. તાજની પાછળ ખુલ્લું ભૂરૂં આકાશ ને આગળ હરિયાળાં નીલાં મેદાનો, એ દશ્ય ખરેખર રમ્ય છે. આ ઘેલો માણસ બંસીનો ઇશ્ક છોડી બેઠો, પરંતુ હવે તાજનો ઇશ્ક લઇ બેઠો. ચોવીસે કલાક એ પડયો-પાથર્યો આ ફુલ જેવા મકાનની પાસે જ ભમ્યા કરતો! અને આ બધો વખત એની પૌત્રી તો સાથે જ હોય. એ જાણ્યે-અજાણ્યે એ સૌંદર્ય પીધા કરતી. દાદાને જ્યારે બંસીની ધૂન હતી અને દાદી જ્યારે સંગીતમાં જ મસ્ત હતી, ત્યારે આ છોકરીએ તે વાતાવરણ પીધું હતું. વખત જતાં વૃદ્ધને સંગીતનો તિરસ્કાર છૂટયો ને પોતે પૌત્રીને સંગીતથી દૂર રાખી; પણ સંગીતની લગની લગાડનારી જે ધૂન હતી તે ધૂન તો કાયમ જ રહી. છોકરી સંગીત પરથી શિલ્પ અને ચિત્ર તરફ વળી ગઇ. દેહ બદલાયા, પ્રાણ તો એ જ રહ્યો. તેણે તાજનાં, અડતાં જીવ ન ચાલે એવાં કોમળ ફુલ જોયાં; નાજુક બદનમાં મીઠાશ

ને પ્રાણનો જે વિરલ સંયોગ છે તે જોયો: ‘ નાનકડી નાર ’ વીંધ્યા અણવીંધ્યા નાકમાં મોતી પહેરે એ ચિત્ર તેણે અનુભવ્યું. એ તાજની કન્યા થઇ. તેના જેવી સુંદર ને સાચી; કોમળ, મીઠી ને જાણે અમી ઝરશે તેવી. તેની આંખે જે કળા પીધી ને તેણે સૌંદર્યની જે તાલીમ મેળવી તે જાણે સાંગોપાંગ તેના શરીરમાં ઢળી પડી હોય તેમ તે એક બેનમૂન કન્યા બની ગઇ. એનું નામ સિતારા.

સવારે, બપોરે, સાંજે, રાત્રે, ચાંદની રાત્રે જ્યારે તાજને જુઓ ત્યારે તે કંઇકને કંઇક નવીનતા દાખવે છે. સિતારાએ આ દશ્યો વારંવાર જોયાં હતાં, અને તેના ઘેલા વૃદ્ધ દાદાએ તો એમને પૂજ્યાં હતાં. આ તાજના જ સાન્નિધ્યમાં ચારપાંચ વર્ષ ચાલ્યાં ગયાં. થોડે છેટે જમનાના કાંઠાપર, બરાબર તાજની સામે તેમનું ઝુંપડું હતું; છેટે સુમનબુર્જનો નાજુક ગોખ દેખાતો; ને સામે તાજ. સિતારાના દાદાએ ભરવાડનો ઉદ્યોગ હાથ કર્યો હતો. થોડાં બકરાંઘેટાં તેમનું બધું ગુજરાન ચલાવી દેતાં. હાથમાં ડાંગ લઇ, ખભે ધાબળી નાખી, જમના નદીના કાંઠા પર એ ચારતાં જવાં ને તાજમહેલ નીરખતો જવો, એવી ઇર્ષા ઉપજાવે તેવી સ્થિતિમાં તે રહેતો. ને સિતારા પણ કાંઇ કામ ન હોય ત્યારે સાથે સાથે ફર્યા કરતી. વૃદ્ધ માણસ તેને સમુદ્રની દેવીની વાતો કરતો, કે નક્ષત્ર ને તારાની અસર સમજાવતો કે તાજનો ઇતિહાસ કહેતો. ક્યારેક એના પ્રિય વિષય ‘ જલસુંદરી ’ પર પણ વ્યાખ્યાન આપે. ગમે તેમ, પણ જેવો તે પોતે કલ્પનાનો આદમી હતો, તેવો જ વારસો પોતાની પૌત્રીને તે આપી રહ્યો હતો.

કલ્પનાનો પણ પડઘો પડે છે અને સ્વપ્નની સૃષ્ટિ પણ મળી આવે છે. વૃદ્ધ માણસ જે સ્વપ્ન રાતદિવસ ઝંખી રહ્યો

હતો તે જ સ્વપ્ન એક આદમી નીરખી રહ્યો હતો. આગ્રાનો એક જુવાન ચિત્રકાર છેક સંધ્યાકાળે જ્યારે તાજના પારદર્શક દેહમાં આકાશી રંગના ઓળા ઉતરી જાય ત્યારે જમનાનાં કાંઠા પર ફરતો તેનું નામ વિધુશેખર. બહુ અચ્છો જુવાન હતો. કાળાં ઝુલ્ફામાં સંતાયેલું તેનું મોં ખરેખરા ચિત્રકારને શોભાવે તેવું મધુરું ને મોહક હતું. તેણે જમનાના પાણીનો, આકાશના રંગનો, ને તાજમહાલનો વર્ષો થયાં એક ચિત્તે અભ્યાસ કર્યો હતો. સિતારા જેવી તાજની કન્યા હતી તેવો એ તાજનો ચિતારો હતો. તાજનું સૌન્દર્ય પી પીને એ ચિતારો બન્યો હતો,

એક વખત સંધ્યા હતી. સંધ્યા ખીલે છે ત્યારે જલપ્રવાહમાં વહેતા ગુલાબી રંગો સુંદર લાગે છે. પરંતુ જ્યારે આકાશ કુમળાં ભૂરાં વાદળાંથી ઢંકાયલું હોય છે, ને પૃથ્વી પર વરસાદના જરાતરા છંટકાવથી ભીનાશ આવી હોય છે, ને હરિયાળી લીલોતરી પર તેજને બદલે છાયા પથરાયેલી હોય છે ત્યારે અત્યંત ગૂઢ ને ઉંડા સંવેદન વાળી લાગણીઓ જન્મ લે છે. આજે એવી ઘડી હતી. આજે વિધુશેખર તાજનાં હરિયાળાં મેદાનો પર થઈ, સાહેલીનો બુર્જ પસાર કરી, ધીમે પગલે જમનાના કાંઠા તરફ ચાલ્યો. તેજ અને છાયાની ચાદર ઓઢી પૃથ્વી કાંઇક ઝાંખી પડી હતી ધૂમસ ન છતાં ધૂમસ જેવું લાગે એ સમય હતો. વિધુશેખરની દૃષ્ટિ એ વખતે અકસ્માત સામેના કિનારા પર પડી ને તે હતો ત્યાં સ્થિર થઈ ગયો. એ સ્થિર થઇ ગયો પરંતુ એનું ચાલત તો એ કુદત. સામેના કિનારા પર, જલતરંગમાંથી જ જન્મેલી હોય તેવી એક સ્ત્રી ઉભી હતી. એ ઉભી હતી ત્યાં કેડ સમાં પાણી હતાં ને તે પાણીમાં એવી રીતે ઉભી હતી કે જાણે જલસુંદરી જ હોય!

વિધુશેખરના મનમાં પણ બીજો વિચાર ન જ આવ્યો. એની કલ્પનામાં આવ્યું કે: ' એ જલસુંદરી ! '

• કલ્પનાની મૂર્તિ તરફ તે જોઇ રહ્યો. ભીના કાળા કેશ વિંખાઇ જઇને એના વાંસાને ઢાંકી રહ્યા હતા. અનિમિષ નયને જાણે એ તાજને પી રહી હતી. તાજના ચિતારાએ આ દૃશ્ય જેવું જોયું તેવું લીધું. તેના ખ્યાલમાં કલ્પનાની રાણી ઘૂમી રહી. પણ થોડીવારમાં અંધારું વિંટાવા લાગ્યું ને રાણી અદૃશ્ય થઇ. તે પાછો ફર્યો. સંવેદન કલ્પના ને ગૂઢ અગમ્ય વાતાવરણ એને ઘૂમાવી રહ્યાં હતાં. પાછો ફરતાં ફરતાં તે સહેજમાં જ બચી ગયો. તેની સામે જ કોઇ અણઘડ આદમી ભટકાયો હતો. તે આદમી ગાંડાની માફક તેના મોં પાસે મોં લાવ્યો ને બોલ્યો:

' તમે—તમે એ—એ—એ—જોયું ?

વિધુશેખર સમજ્યો નહિ: ' એ એ શું ?

' કેમ વળી તમે જોયું નથી ? ખોટું બોલો છો ? ખોટું ? તમે એ . એ . . એ જોયું ' ?

' એ શું ?

' એ એ એ . . . . એ દૃશ્ય. કોણ હતું ખબર છે ?

' ના.

' એ આ નદીમાં રહે છે. જલસુંદરી. તાજનાં દર્શન કરવા ઘણી વખત આવે છે. જલસુંદરી. જલસુંદરી. . . સમજ્યા ? જ. . . લ . . . સું . . . દ . . . રી . . . ' . . .પેલો માણસ ઘેલછામાં લવતો લાગ્યો.

' તમારૂં નામ ?

' મારૂં ? . . . જલસુંદરી . . . મારૂં નામ ? હા, મારૂં

નામ મને સાંભર્યું . . હું સિતારાનો દાદો . . '

' પણ સિતારા—? '

' તમે અહીં કદિ અરધી રાત્રે આવ્યા છો? આહા! ત્યારે જમનાનાં રૂપાનાં પાણી ને સામે આ તાજ! રૂપેરી . . . આહા ! એક દિવસ એવે વખતે જલસુંદરી આવ્યાં હતાં.'

પણ આ ઘેલછાએ ચિતારાની જલસુંદરીની કાલ્પનિક માન્યતાને તોડી. ' ત્યારે એ કન્યા . . . આ ડોસાની પૌત્રી સિતારા લાગે છે. . .' તેના મનમાં એકદમ ખ્યાલ આવ્યો. એ ખ્યાલ થતાં જ તેની કલ્પનાની રાણી, પાર્થિવ—પૃથ્વીની બની ગઇ. નશો ઉતરી ગયો; સંવેદન ચાલ્યું ગયું; વાતાવરણ ટળી ગયું. એ કલ્પનાની રાણીને પૂજનારો ચિતારો મટીને પાર્થિવ કન્યાના સૌંદર્યનો ખ્યાલ કરનાર મનુષ્ય બની ગયો! તેના મનમાં દશ્ય રહી ગયું, કલ્પના રહી ગઇ અને સિતારાની મૂર્તિ રહી ગઇ.

' મેં એવું કાંઇ—જલસુંદરી જેવું જોયું નથી.' એમ બોલી તે પેલા ઘેલા આદમીને છોડી આગળ ચાલ્યો. એક તરફ એક સિપાઈ હસતો હતો. ' પેલો ઘેલો જ મળ્યો હતો ના?'

' હા. પણ એ છે કોણ?'

' બીજું કોણ? ગાંડો છે. એ કયારનો અહીં બેઠો હતો. અંધારૂં વીંટાયું ને એ વખતે જમનામાં કોઈ નહાવા આવ્યું. તરત જ એ જલસુંદરી—જલસુંદરી કરતો ઉઠયો ને દોડયો. ત્યાં તમે જ સામા મળ્યા.'

' એમ કે?'

ચિતારો વિચાર કરતોકરતો ઘેર ગયો. તેણે સિતારાને મનમાં તો પોતાની બનાવી પણ દીધી!

ત્યાર પછી તો ઘણી સંધ્યાઓ ચાલી ગઇ. પણ કેટલીક સંધ્યાઓ, અંધારપછેડામાં લપાતાં પહેલાં શરમની મીઠી સુરખીનો રંગ જોવા જમનાનાં જળમાં ઘણીવાર થંભી જતી. કારણકે વિધુશેખર મીઠું હાસ્ય કરીને સિતારાને ભીંજવતો તે વખતે શરમની મીઠી સુરખીથી છવાતું એનું મોં જમાનાનાં જળમાં પ્રતિબિંબિત થાય તે આ સંધ્યા છાનુંમાનું જોઇ લેતી.

સિતારાનો ગાંડા જેવો દાદો દૂરદૂરથી જલસુંદરી નિહાળવાનાં સ્વપ્નાં ઘડતો હોય ત્યારે સિતારા ને વિધુશેખર એકબીજાની મશ્કરી કરતાં હોય ! આવી રીતે તાજની કન્યા તાજના ચિતારાની થતી હતી, તે વખતે તેનો વૃદ્ધ દાદો ઘણી વખત ફરિયાદ કરતો કે હવે જલસુંદરી આવતાં જ નથી !—ને આવે છે તો એકલાં આવતાં જ નથી !

સિતારા એ કાંઇ સમજતી નહિ. દાદાની આટલી ઘેલછા જોવાને એ ટેવાઇ ગએલી હતી. બીજી બધી રીતે દાદો ડાહ્યા હતા.

'તું આની સાથે પ્રીતિ જોડ.' એમ કોઈ આજ્ઞા કરે ને પછી પ્રીતિની શરૂઆત થાય તો એમાં હમેશાં ગાંઠ રહી જવાની. પ્રેમ સ્વયંભૂ છે; તેમ જ કલા પણ સ્વયંભૂ છે.

એક વખત ચિતારો જમનાના કાંઠા પર બેઠો હતો. કાળાંભમ્મર પાણી દોડયાં જતાં હતાં ને તાજ એકલો ઊભો હતો. હમેશનાં પરિચિત સિતારાનાં પગલાં તેણે સાંભળ્યાં. તેણે પાછું વાળીને જોયું તો સિતારાનું મીઠું હસતું મોં દીઠું. ચિતારો એક વિચારની ધૂનમાં હતો. તેની કલ્પના છેક ઇ. સ. ૧૧૯૯ની સાલ જેટલી પાછળ ગઇ હતી. તે આગ્રામાં બેઠો-બેઠો, તાજની સામે નિહાળીને, પૃથ્વીરાજની સંયુક્તાને મનમાં ને મનમાં ઘડી રહ્યો હતો.

રાયપિથોરાનો રાતા પથ્થરનો દિલ્હીનો કિલ્લો તેની નજર આગળ ખડો થયો હતો. સુઘડ રજપૂતાઇ * ( શિવલ્રી )નો છેલ્લો છેલ્લો નમૂનો તે પૃથ્વીરાજ. આ ચિતારાએ ઘડેલી તેની સ્ત્રી સંયુક્તા પાણીદાર મોતી જેવી નિર્મળ અને તેજસ્વી હતી; બાળભાષામાં કહીએ તો રૂપરૂપનો અંબાડ હતી. રૂપનો પાર નહિ, તેજનો પાર નહિ અને નિર્મળતાનો પાર નહિ. રજપૂતાણીઓ ઘણી થઇ ગઇ છે પણ સંયુક્તા જેવો પ્રેમનો નશો કોઇનામાં ન મળે. ચિતારો એને જોઇ રહ્યો હતો. આબેહૂબ જાણે એ જ. કલ્પનાએ સૃષ્ટિ રચી હતી ને પ્રેરણાએ પ્રાણ મૂકયા હતા. તાજને બરાબર પાછળ રાખીને રજપૂતાણીની અસલ આદર્શ પ્રતિમા હોય તેવી સંયુક્તા ઉભી હતી. તેના સેંથામાંથી સાચા મોતીની લટ બન્ને બાજુ લટકતી હતી.

તાજના જેવી જ નાજુક શરીરની, પણ તેજના ફુઆરાથી નાહી રહી હોય એટલી જાજ્વલ્યમાન સુંદર અને પવિત્ર.

ચિતારો કલ્પનામાં આ દૃશ્ય જોઇ રહ્યો હતો—પી રહ્યો હતો, તેટલામાં સિતારાએ તેના ખભાપર હાથ મૂકયો. આંગળીઓ ફરતાં જેમ વાજીંત્ર બોલે, તેમ આ કોમળ સ્પર્શે થતાં વિધુશેખરનું હૃદય જાગી ઉઠયું. એની કલ્પના—પ્રેરણા વેરાઇ જવા લાગ્યાં.

હજી એ દૃશ્ય જ જોતો હોય તેમ તે બોલ્યો, 'કેમ સિતારા આજ તો કાંઈ મોડી ?' અપમાન થયું હોય તેમ કલ્પનાની સંયુક્તા દૂર ને દૂર જવા લાગી.

ચિતારાની પાસે આવીને સિતારા ધીમેથી બેઠી, પોતાની સોડમાંથી એક કાગળ કાઢયો.

---

* નવલરામ ઇંગ્લંડનો ઇતિહાસ.

'એ—ત—તારી! તું વળી ચિત્ર કરતાં ક્યારની શીખી?' સિતારા પ્રેમથી તેની પાસે સરી. કાંઈક ચાલ્યું ગયું હોય—જીવન જતું હોય—તેમ ચિતારો બેબાકળો બનીને તાજ તરફ જોઇ રહ્યો. સંયુક્તાની છબી ઝાંખી બનતી હતી. તેણે વેદનાથી છાતી પર હાથ મુકયો ને એક નિશ્વાસ નાખ્યો, 'ઓ! રે! ગઇ કે શું?'

અત્યંત માયાથી સિતારાએ તેનો હાથ પોતાના હાથમાં લીધો: 'વિધુ! તને શું થાય છે? તું ધ્રુજે કાં? અને . . . તું શું બોલ્યો? કોણ ગઇ ?'

ચિતારાએ શૂન્ય આંખે તાજ તરફ જોયું.

એની કલ્પનાની મૂર્તિ—પૃથ્વીરાજની સંયુક્તા—ત્યાં હતી નહિ. તે પીગળી ગઇ હતી. કોણ જાણે ક્યાં? અને ચિતારાને ખબર હતી કે આવી મૂર્તિઓ આવે છે માત્ર ઘડીભર. જો એનો સત્કાર ન થયો તો તેઓ બસ જાય છે—જાય છે હમેશને માટે. આજે પણ આ મૂર્તિ ગઇ તે ગઇ! પછી એ કોઈ દિવસ આવે નહિ. કલ્પનાની મૂર્તિ આવી માનભરી હોય છે,

વિધુશેખરે સિતારા તરફ જોયું. એક ઘડીભર એ ધ્રૂજ્યો 'અરેરે! આણે મારી સંયુક્તા ખોવરાવી!' એ વેદનાથી એ વીંધાઇ ગયો. 'મારી પ્રિયતમા કલાને રોકનાર આ કોણ?' એ પ્રશ્નથી એ વ્યાકુળ બની ગયો. ત્યાં સિતારાએ અત્યંત કોમળ સ્વરે ફરીથી કહ્યું. 'વિધુ! તું ધ્રુજે કાં? બોલ તો ખરો. મારા સમ છે,—તને શું થયું છે?'

સિતારાએ એનું મન વાળવા એને તાજનું સૌંદર્ય ને આકાશી રંગો દેખાડયા. પણ ચિતારો તાજમાં શું જુએ? તાજ જેના વડે શોભતો હતો તે સંયુક્તા ક્યાં?

સિતારાએ ધીમેથી તેના હાથમાંથી ચિત્રનો કાગળ સેરવ્યો. તેણે તે લઇ લીધો. જાગ્યો હોય તેમ વિધુશેખર સિતારાનું ચિત્ર જોઇ રહ્યો.

'આ શું દોર્યું છે સિતારા!' વેદના દાબીને તે બોલ્યો.

'એ છે જલસુંદરી.'

ચિતારાએ તે દિવસે જલસુંદરી જોઇ હતી તે યાદ આવ્યું. જલસુંદરીની એની કલ્પના સિતારાના નામથી વેડફાઇ ગઇ હતી. આજની સયુક્તાનું વિધાન પણ સિતારાના આગમનથી પડી ભાંગ્યું હતું! અરેરે કલ્પનાની મૂર્તિઓ! તમારા મૃત્યુનો ઘા જીવન પર ગજબ અસર કરે છે, ને જીવન પછીના જીવનને પણ રંગે છે, ત્યારે તમે જ સાચી મૂર્તિઓ ને, સાચી મૂર્તિઓ એ કલ્પના એવો ક્રમ તો નહિ હોય ના?

'આ જલસુંદરી છે કાં? જળતરંગો તો આબેહૂબ છે. ને મૂર્તિ . . . પણ . . . રમ્ય છે. તેં આ ક્યાંથી ચીતરી સિતારા!'

'મેં—? હું પણ કાંઇક છું હો!'

'એમ કે? લાગે છે સાચી. પણ—આ મૂર્તિ કોણે ઘડી?' એમાં અભ્યાસ છે ને કલ્પના નથી; તેં આ ચિત્ર વાંચ્યું છે ને જોયું નથી.

સિતારાએ હસતાંહસતાં જવાબ વાળ્યો, 'દાદાજી જે વર્ણન કરતા તે પરથી મેં એ ચિત્ર દોર્યું.'

ચિતારાએ તે ચિત્ર સિતારાના હાથમાંથી ખેંચી લીધું. ને તેમાં ઝપાટાબંધ થોડા ફેરફાર કરી નાખી, પાછું સિતારાના હાથમાં મુકી દીધું. ચિત્ર સજીવન થઈ ગયું.

સિતારાએ તેના તરફ જોયું ને વ્હાલથી કહ્યું, 'વિધુ! એક

ચિત્ર તું મારે માટે ન ઉઠાવે ?'

ચિતારાએ દયાભર્યા અવાજે કહ્યું, 'તારે માટે ? કોઇ માટે ઉઠાવું—કોઇ આપે તે કરૂં એ સ્વયંભૂ મૂર્તિ ન થાય. હું કોઇ માટે કાંઇ કરતો નથી.'

'પણ હું ક્યાં કોઇ છું ? તું મારે માટે તો કરી જ દે. તું એક જળસુંદરી કરી દે. ઘણા કહે છે કે દાદા જુએ છે એવી જળસુંદરી જો કોઇ ચીતરે ને દાદાજી જુએ તો દાદાજીની ઘેલછા જાય.'

વિધુશેખરે ઉદાસીથી કહ્યું, 'ઘેલછા રહે કે જાય. મારાથી એ ન બને. એવું હું કરી શકતો નથી.'

'ત્યારે વિધુ ! તુ મનુષ્ય નથી. તને માણુસ પર પ્યાર નથી. તને મારા પર પ્યાર નથી. એ કલા ન હોય.'

વિધુશેખર ઉભો થયો; તેણે બે હાથે અદબ વાળી: 'કોણ કહે છે હું માણુસ નથી ? શું મારામાં પ્યાર નથી ?

'ના. પ્યાર હોય તે પીગળે. દયા હોય તે દ્રવે. મનુષ્ય હોય તેને લાગે.'

અત્યંત દુઃખથી ચિતારો બોલ્યો, 'સિતારા ! હું માણુસ છું હો !'

સિતારાએ ગર્વથી કહ્યું, 'માણુસ હો તો જળસુંદરી કરી દે. એક ઘેલાનું એમાં કલ્યાણ છે.'

'અરેરે ! કોણ સમજે કે હું કલ્પનાનો—પ્રેરણાનો—ઘેલી કલાનો દાસ છું, મિત્ર નથી. સેવક છું, સ્વામી નથી. જેટલી અને જેવી જ્યોતિ જાગે એવી જ મૂર્તિ હું ઘડું !'

'અભિમાન !' સિતારા બોલી, 'આ તાજના કારીગરને કાંઈ ન નડ્યું અને તને . . .'

'બસ, બસ, બસ—' વિધુશેખર વચ્ચે બોલી ઊઠ્યો,' જા હું એ ચિત્ર કરીશ. જીવન . . .'

'એક ચિત્રમાં જીવન ને એક ચિત્રમાં મૃત્યુ—આમ તમને જીવનમૃત્યુની વાતો કરવાની ટેવ પડે છે કે શું ?'

વિધુશેખર માત્ર ફિક્કું હસ્યો. તે દિવસે સિતારા કાંઈ બોલી નહિ ને ચાલી ગઈ.

કલાનાં અનેક રૂપો છે; અનેક રીતે એ રૂપો મળે છે. પરંતુ કલા સાંગોપાંગ વરે છે માત્ર આજીવન અભ્યાસીને; એના ખરેખરા ભકતને. બીજા બધાને તો એ જરાજરા મીઠું હસાવી, ફોસલાવી, પટાવી રવાના કરી દે છે.

ચિતારો તે દિવસે લથડતે પગે ઘેર ગયો. જાણે જીવન હરાઈ ગયું હોય તેવો એ નાસીપાસ હતો. પણ હજી એને આશા હતી. આજે એણે કલ્પનાની મૂર્તિ ખોઈ હતી. બીજે દિવસે એ આવીને સરી ગઈ. ત્રીજે દિવસે આવુંઆવું થઈને ચાલી ગઈ. ચોથે દિવસે એ આવી જ નહિ. પાંચમે દિવસે એ હાથતળી દઈને નાસી ગઈ. છઠ્ઠે દિવસે તેણે એને ખૂબ આશા આપી પણ પોતે તો સંતાતી જ ફરી. આમ એક, બે, ત્રણ અઠવાડિયાં વીતી ગયાં. એ કલ્પના ફરી ન જ આવી.

અને જેવી એની અંદરની દુનિયા હતી તેવી જ બહારની હતી. સિતારા એને મળતી અને ન મળતી. એ ચિત્રની રાહ જોતી હતી. ચિતારાની વેદના એ સમજતી, પણ માત્ર જળસુંદરી મળી જાય તો પછી 'પોતાના' ચિતારાને એ કાંઈનું કાંઈ કરવાની હતી.

ખરેખર, ૭ માસ ચાલ્યા ગયા ! આજે રાત્રિ સુંદર બનીને તાજને આંગણે બેદરકારપણે પડી હતી. ચંદ્રનાં શીતળ કિરણો

જમનાનાં જળમાં સંતાકુકડીની રમત માંડી બેઠાં હતાં. કુદરતમાં અનુપમ રૂપ ભર્યું હતું.

• વિધુશેખરે છેવટે પેલું જળસુંદરીનું ચિત્ર પુરૂં તો કર્યા જેવું કર્યું હતું. તેને સંતોષ ન થયો, પણ તેણે એને પુરૂં માન્યું હતું, ને હમણાં તે દિવસની સંયુક્તાને ઘડી રહ્યો હતો ! અરેરે પણ એ સ્ત્રી જબરી ચાલાક હતી. એક અંગ પકડે ત્યાં બીજે અદ્દશ્ય થઇ જતી. ચિતારો એને પકડી ન જ શક્યો. આજે આવી રૂપાળી રાત્રિએ એ છેક નિરાશ હતો ! માનસિક અકથ્ય સંવેદન ઉત્પન્ન કરવામાં ઇશ્વરનો શો સંકેત હશે ? આજે તો તે છેક જ લોથ થઇ ગયો હતો. પેલા ચિત્રની નાયિકા આવી તો નહિ જ, પણ મોં ચડાવીને જાણે બોલી હોય એવું તેને લાગ્યું. ' ચિતારા ! તું ચિતારો જ નથી. ચિતારાને વળી બીજે ઇશ્ક શો ? બીજી માશૂક શી ? તારા માટે જ તેં મને બોલાવી હત તો હું આવત. પણ યાદ છે ના ? તેં મને છોડીને પેલા સિતારાને બોલાવી. મારે કલાને કોઇ શોકય હોય ?—' અને સંયુક્તા સરી ગઇ !

તેણે છેક મોડી રાત્રિ સુધી એનું વિધાન કરવામાં આકાશ-પાતાળ એક કર્યાં. પરંતુ ' ન માગે દોડતી આવે ' એવી કલાદેવી જાગી જ નહિ. તે શૂન્ય જેવો—ઘેલા જેવો થઇ ગયો. એણે પોતાના ચિત્રપટ પર એક નજર ફેરવી. ત્યાં શું હતું ? માત્ર ડાઘા ! તે નિરાશ બનીને જમનાના કિનારા પર જ ચાલ્યો ગયો. આવી રીતે છેક નિરાશ થઇને એ ખુબ વાર બેઠો. એટલામાં, કોઇ દિવસ બંસી ન બજાવવાની પ્રતિજ્ઞા લેનાર પેલા વૃદ્ધ પુરુષે—સિતારાના દાદાએ—બંસી બજાવવી શરૂ કરી. જ્યારે મન તદ્દન શૂન્ય હોય છે ત્યારે જે એકાદ સ્વર તે સાંભળે છે

એનાથી એ એકદમ આકર્ષાય છે. અને આજે તો વર્ષોથી બંધનમાં રહેનાર સ્વરને પેલા વૃદ્ધ માણસે છોડી મુકયો હતો. રાત્રિ રૂપાળી હતી, સ્વર અખંડ બુલંદ હતો અને બજાવનારો કારીગર હતો. અખંડ રસની એક ધાર ચાલે તેમ જમનાના આ કાંઠાથી પેલા કાંઠા સુધી સ્વરોની ધારા ચાલી રહી હતી પવન પાણી ને તેજ: જમીન આકાશ ને પડછાયાઃ બધામાં સ્વર સોંસરવો વહી રહ્યો હતો. જળ થંભે, ચંદ્ર થોભે, સૃષ્ટિ ઘડીભર અટકે એવી આ પળ હતી. એવા સ્વર ને એવો બજાવનાર હતો!

અને જેમ કોઈ દોરથી ખેંચે તેમ તે ઉપડયો.

* * *

કોઇ અકથ્ય વેદનાથી નાસતો હોય તેમ તે ઉપડયો. સામે કાંઠે કેવી સુંદર બંસી વાગે છે! બસ તે આગળ વધ્યો. હજી વધ્યો. વધતો જ ગયો. ખેંચાતો ગયો. જમનાના પાણીને તેનો પગ અડયો ત્યારે તે હસ્યોઃ ફિક્કું, શૂન્ય, ગાંડા જેવું અટ્ટહાસ્ય!

એ હાસ્યના પડઘાથી પોતે જાગ્યો. પણ બંસીનું આકર્ષણ અનિવાર્ય હતું. એના મગજમાં બધે શૂન્યતા હતી. એના હાસ્યના પડછંદથી કોઈ એના તરફ દોડી આવ્યું. એ સિતારા હતી. ચિત્રકાર જ્યારે નિરાશ થઇ જમનાના કાંઠા પર ચાલ્યો ગયો હતો, ત્યારે એની મઢુલીમાં બે જણાં ગુપચુપ પેઠાં હતાં સિતારા અને તેનો દાદો. વિધુશેખરનું અધુરૂં ચિત્ર, રૂદનની યાદ હોય તેવું પડયું હતું. તેનું પુરૂં ચિત્ર 'જલસુંદરી' પણ એક તરફ પડયું હતું. સિતારાના દાદાએ ત્યાં જોયું. પોતાની માન્યતાને આજે જબરો ટેકો મળ્યો હોય તેમ તે ઉછળ્યો! 'બસ, એ જ આ જલસુંદરી! પેલા જુવાને કરી ના? મેં તે દિવસે એને પૂછ્યું ત્યારે એણે ઇનકાર કર્યો હતો. પણ આજે

એ પકડાયો! એ જ જલસુંદરી!' એટલું બોલી તે નાઠો. એને ખાતરી થઇ ગઇ કે પોતે જુએ છે તે સત્ય જ છે. એની ઘેલછા તો ઉલટી વધી, કારણ કે આજે એની માન્યતાને આ ચિત્રથી ટેકો મળ્યો હતો. પણ સાથેસાથે તેણે જુગજુગનો વિજોગ છૂટયો હોય તેમ બંસી--એકવાર ફરીથી—બજાવવી શરૂ કરી દીધી! તે બંસી બજાવતો હતો ને ચિત્રકાર તેના તરફ—હજી આગળ ને આગળ વધતો હતો.

સિતારા દોડતી આવી. તેણે અત્યંત કોમળતાથી તેનો હાથ ઝાલ્યો, 'વિધુ! વિધુ! તું આમ ક્યાં જાય છે? હવે તો પાણી ઉંડાં છે!'

* * *

તે હસ્યો. અરેરે! કેટલું ભયંકર હાસ્ય!

એક ઘડીમાં નિશ્ચય કરીને સિતારાએ તેને પાછો ખેંચ્યો. પણ વ્યર્થ: એ આગળ વધતો જ ગયો.

બીજી ક્ષણે વિજળીના જેવી ઝડપથી તે બહાર નીકળી: 'દાદા! દાદા બંસી બંધ કરો!' તેણે બુમો પાડી.

જવાબમાં બંસીનો સ્વર મોહક ને મોહક થતો ગયો.

* * *

તરત જ તે પાણીમાં પડી. એના જીવનમાં પથરાએલું તાજનું સૌંદર્ય ઝળક્યું. મુમતાજ—શાહજહાંના અમર પ્યારની ભાવના તાજના પથ્થરમાં કોતરાઈ છે એ યાદ આવ્યું. તે એકદમ ઉઠી, ને ચિતારાના હાથને પકડી લીધો. તે તાજની કન્યા હતી ને તેણે તાજના ચિતારાને પકડયો.

મૃત્યુનો સમય સુંદર હોય ને સ્થળ પવિત્ર હોય તો ઘણી વખત મરણ પામવાની ઇચ્છા થાય છે. એ ઇચ્છા સાવ સ્વાભાવિક છે. ચિત્રકાર પાણીમાં વધતો ગયો. છાતી સુધી

પાણી આવ્યાં: 'વ્હાલા! ક્યાં જવું છે?' સિતારા બોલી,

'બસ, આ ઉભી એને પકડવા!'

'કોણ છે? વિધુ! કોણ છે એ?'

'સંયુક્તા!—કલ્પનાની રાણી--'

'પેલા ચિત્રની--તે દિવસની રાણી!' સિતારાના મનમાં તે દિવસ વેગથી પસાર થઇ ગયો.

એના ખભાપર માથું નાખી સિતારા રડી, 'તું પાછો ફર વ્હાલા! તું પાછો ફર. તારી તે દિવસની કલ્પનાની રાણી હજી અખંડિત મળશે!'

* * *

પણ ચંદ્ર વધારે સુંદર બન્યો હતો: સમય પણ રાત્રિનો ઠંડા ભારથી વધારે ઉજ્જવલ લાગતો હતો: અને પેલી બંસી વધારે ને વધારે મોહક થતી જતી હતી. સિતારા વિધુશેખરને વળગી પડી. પગલાં આગળ ભરાતાં ગયાં: એક . . . બે . . . ત્રણ . . .

—અને અચાનક પેલી બંસી બંધ પડી.

બંધ કરી નહિ. બંધ થઇ નહિ. બંધ પડી ગઇ . . .

રાત્રિ શાંત બનતી હતી; શાંત હતી તેવી જ બની રહી: અને જમનાનાં જળમાં ચંદ્ર ને તારા ડુબવા ને તરવા લાગ્યા.

જમનાનાં કાળાં ભમ્મર પાણી એમ જ ચાલ્યાં જાય છે . . . હજી અને હવે પછી . .

# ગોવિંદનું ખેતર

નીલી નાઘેરમાં નદીના કિનારા પર ગોવિંદનું ખેતર હતું. ગોવિંદના પિતા રઘુનાથ મહારાજ રાજપુરમાં પ્રસિદ્ધ પુરુષ લેખાતા. વેપારી આલમના સરદાર તરીકે એમનું નામ આસપાસનાં બેચાર ગામમાં મશહૂર હતું. ભોળા અને ભલા ખેડુતોની ધીરધાર આ કામદારને ત્યાં થતી, અને રાજપુરના ભંગીથી માંડીને ત્યાંના ભાયાતી દરબાર જેવા મુળુભા સુધી સૌ રઘુનાથ મહારાજની સુવાસને ઓળખતા. ઘણી વખત સાધારણ કજીઆ એમની હાજરીની શેહમાં જ દબાઇ જતા. રાજપુરના ધર્મમંદિરમાં, ચોરામાં, હનુમાનની દેરીમાં ને ઝાંપામાં, બધે સ્થળે જ્યારેજ્યારે કોઇ નવો પ્રશ્ન આવે, કાંઇક અડચણ પડે કે અસાધારણ વાત બને, કે તરત રઘુનાથ મહારાજ એનો નિકાલ લાવવાના.

રાજપુરમાં એ સૌના ગુરુ પણ હતા. કંકુ પટલાણી, ધનુ રબારણ ને સંતોક શેઠાણી, એ ત્રણને હમેશ ને હમેશ નવ ગ્રહમાંના એકાદની પીડા તો રઘુનાથ મહારાજને દ્વારે મુકવાની હોય જ. શ્રદ્ધા હશે કે અજ્ઞાન, પણ એના જ્યોતિષથી સારું પણ થઇ જતું. સવારમાં દિવસ ઉગતાં રઘુનાથ નદીએ નાહીને પોતાનું

મજબુત ગોળમટોળ શરીર ચંદનથી શોભાવતા, 'જય નીલકંઠ' કરતા મંદિરમાં જતા. એમનો સાદ પણ ખાસ્સો ધાટો ઘેરો; ઘેર બેચાર ભેંશ, ખેતર વાડી અને બેત્રણ ગામમાં જામેલી જુની પ્રતિષ્ઠા. અરધો કામદાર જેવો, અરધો શેઠ જેવો, ગામના ગુરુ જેવો, ને નાનાંમોટાં સૌને મીઠો લાગતો આ પૂજ્ય પુરુષ રાજપુરમાં સુખી હતો ને એને લીધે આસપાસના ત્રણચાર ગામડાં પણ સુખી હતાં.

રઘુનાથ મહારાજે પોતાના ગોવિંદને શહેરમાં ભણવા મોકલ્યો હતો. રાજપુરની નાનીશી સરહદમાં ગોવિંદ ચાર અંગ્રેજી ભણ્યો ત્યાં તો એની કીર્તિ પ્રસરી ગઇ. ગોવિંદની મા નાનપણથી નહિ, એટલે એનામાં કાંઈક લાડનું અભિમાન વધારે હતું. ગામડિયાઓને તાજુબીમાં તરબોળ કરે એવાં 'હોરેશ્યસ'નાં પાનાં બે પાનાં તે કયારેક વાંચતો. તેને સૌ વખાણતા, કારણકે વખાણનારૂં મંડળ તદ્દન અજ્ઞાન હતું. ગોવિંદ ચોથી અંગ્રેજીમાં પાસ થયો. જોકે એને તો વર્ગ ચડાવવામાં આવ્યો હતો, પણ પરીક્ષાની આ જાદુભરી જુદાઈ ગામડિયાના ભેજામાં આવે તેમ હતું નહિ. તે દિવસે રઘુનાથ મહરાજે મોટી મીજબાની જેવું કર્યું. જોકે શાક ભીંડાનું હતું, અથાણું ચીભડાનું, ને ને મુંબઇનાં સંતરાં મોસંબી' ની ગંધાતી બદબોને બદલે મગની તાજી શીંગો ને તાજગીભર્યા શેરડીના સાંઠા હતા. એની જ વાડીમાંથી લાવેલાં બોર ને દાડમ પણ ખરાં. ગામડિયા આ મેવામાં અનહદ આનંદ ભોગવી રહ્યા હતા.

ગોવિંદ પરણ્યો. ત્યાર પછી રઘુનાથ મહરાજ પોતાના પુત્રને બહુવાર મદદરૂપ ન થઇ શકયા. એમનું વૃદ્ધ શરીર લથડયું. ગોવિંદ ત્યારે છઠ્ઠી અંગ્રેજીમાં હતો. એનું મન પણ

પરણ્યા પછી અભ્યાસમાંથી ઉઠયું હતું, એટલે વૃદ્ધ પિતાની હાજરીમાં રહેવા માટે તેણે અભ્યાસને તિલાંજલિ આપી. ન આપી હોત તો પણ ગાડું હવે અટકે તેમ હતું. થોડા દિવસ પછી રઘુનાથ મહારાજ દેવ થયા, ને ભર્યાં ઘરમાં ગોવિંદ અને તેની ભાગીરથી બંને બિનઅનુભવી રહ્યાં.

ગોવિંદમાં અપૂર્ણ અંગ્રેજી જ્ઞાનના ને શહેરી જીવનના દોષ ધીમેધીમે ઘર કરી બેઠા હતા. ભાગીરથી પણ આ ગામડામાં રસ ભર્યો છે એવું સમજતી નહિ.

પરેવારયે રબારી ઢોરને ' પહર 'માં લઈ જવાની બૂમ પાડે ત્યારે, પોતે નવ વાગ્યે પથારીમાંથી બેઠો થઇ મહારાજને દાતણ-ની બૂમ પાડતો તે હૉસ્ટેલના દિવસો ગોવિંદને યાદ આવે ! ભાગીરથીનો નવરંગી સાળુ ભેંસના છાણમાં જરાક બગડે તો એનો આખો દિવસ બગડતો. ગામડા ગામમાં તો પાંચ વાગ્યે ઘંટીના ઘેરા નાદ વચ્ચે ઝીણા સુરની હલક જામતી હોય; છ સાત ન વાગે ત્યાં દધિમંથનના સ્વરથી ફળીએ ફળી ગાજતું હોય ! પણ ભાગીરથીની વાંકી સેંથીઃ ગોવિંદના ખમીસનો અક્કડ કફ, ઝીણું ધોતીયું કે નવરંગી સાળુ એમાંનું કાંઇ પણ બગડે એ કેમ ખમાય ? શહેરી જીવનની ટાપટીપના મોહમાં પડેલ આ દંપતીને ગ્રામ્ય જીવન ખુંચવા લાગ્યું. સવારની તાજી સુગંધી છાશ, મીઠું ગોરસ, ને ઇંદ્રને દુર્લભ દુધઃ આ ચીજો ચાના કપને બદલે ઘરમાં અથડાતી જોઇ ભાગીરથી તો અરધી થઇ જતી.

ક્યાં હૉટેલ મોટર, ચેવડા, ચા ને સુંદર બાગઃ ને ક્યાં તાજી છાશ, ગાયના સ્વર, ને વડનો મીઠો છાંયો ? ગોવિંદને લાગ્યું કે જો પોતે ગામડામાં બહુ દિવસ ગાળશે તો સમાજમાં બહુ

પછાત રહી જશે. વર્તમાનપત્ર પણ રાજપુરમાં ક્યાંથી ? ને જાહેર સભા ? બેચાર પટેલિયા, એકબે શેઠિયા ને ચારપાંચ નાગાં છોકરાં ચોરાને ઓટલે બેઠાં હોય એ રાજપુરની જાહેર સભા ! શહેરની જાહેર સભા, ધમપછાડા, ઢોંગ ને દંભ ત્યાં ન મળે. શબ્દના ઠરાવ નહિ ને ખોટાં અનુમોદન નહિ. અહીં તો બે ચાર પટેલિયા મળી વાત કરે કે ગોંદરામાં અગિયારશે ખડ નાખવું છે, ને બકરાંને દુધ પાવું છેકે ઠરાવ પસાર થાય. એમાં પ્રવૃત્તિની ધમાલ ન મળે. સાદી વાત અને સાદું વર્તન. ગોવિંદના ચશ્માામાં આ બધું માઠું ભાસ્યું, ને તેણે ગામડામાંથી જેમ બને તેમ જલદી ઉપડવાનો નિશ્ચય કર્યો. ગ્રામ્ય જીવનની ખોડ-ખાંપણને સમારી એમાંથી દરેક પળે તંદુરસ્તી ને રસ ખેંચવાને બદલે શહેરના ઉપરના ભભકામાં અંજાઇ જવાથી ગોવિંદને દરેક પળે એ ગામડું ખુંચવા લાગ્યું. તેણે ગામડામાં હિસાબ પતાવવાનું કામ શરૂ કર્યું. રઘુનાથ મહારાજની પ્રમાણિકતા ને ચારિત્રબળ એવાં વિખ્યાત હતાં કે એનું બધું લહેણું પતી ગયું. ગોવિંદ તથા ભાગીરથી હવે શહેરમાં જવાની તૈયારી કરવા લાગ્યાં. 'ભગરી' ભેંસ, 'કલ્યાણી' ગાય, વાછરડાં ને ઘોડી; પોતાનું સુંદર ફળી, વાલોળનો માંડવો ને તુળશીનો ક્યારો; એક ધોળી બિલાડી, પારેવાને પાણી પીવાનું કુંડું, ગલના છોડ ને અજમાનાં પાનનાં કુંડાઃ બધું જ ગોવિંદે કાંઇ પણ અફસોસ વિના છોડ્યું. એનું ચિત્ત શહેરની ભભકા ભરી જીંદગીમાં એવું ચોંટ્યું હતું કે કોઇ વસ્તુ એના હૃદયને સ્પર્શી શકી નહિ.

ગાડામાં બેસી ગોવિંદ રવાના થયો. સૌ દૂર સુધી વળાવી પાછાં ફર્યાં. એટલામાં ગોવિંદે પોતાના પિતાના વૃદ્ધ મિત્ર નારણ ભટ્ટને આવેલ જોયા.

'ગોવિંદ! જાય છે? બાપુ, ગામડું સંભારજે હો.'

'હા કાકા, કાંઈ ગામ ભુલાય છે?' ગોવિંદે વિવેકના શબ્દો બોલવા ઘટે તે વાપર્યા.

'હિસાબ બધો ચુકતો કર્યો?'

'હા કાકા.'

'ને ઢોરઢાંખર?'

'મુળુભાને વેચાતાં આપ્યાં.'

નારણ ભટ્ટના પેટમાં ટાઢો શેરડો પડ્યો. ગામડાંના માણસોને ઢોર વેચતાં જીવન વેચવા જેવું લાગે છે!

'ઠીક બેટા, તને ગમ્યું તે સાચું! ખેતર–વાડી?'

'કલ્યાણ પટેલને અધભાગે વાવવા દીધાં.'

નારણ ભટ્ટની આંખમાં આંસુ આવ્યાં. રઘુનાથનો વિયોગ આજે ખરો લાગ્યો. પણ ભાગીરથી ને ગોવિંદ ગામડાના જીવનની મશ્કરી કરતાં આગળ ચાલ્યાં. મીલનાં ધુમાડાં, મોટરના ભોંકાર ને માણસોની જબ્બર ધમાલ વચ્ચે પહોંચ્યાં ત્યારે એમને લાગ્યું કે હવે પોતાના જીવનમાં કાંઇક જોમ આવે છે!

શહેરમાં ગોવિંદે જીવન શરૂ કર્યું. બેચાર દિવસ આંટા મારી રેલવેની ઑફિસમાં કારકુન તરીકેની નોકરી ગોવિંદે લીધી. રાજપુરના મીઠી તાજગી ભરેલા જારના અને વણના ખેતરમાંથી પસાર થતાં જે અકથ્ય સુગંધી પૃથિવીમાંથી ફુટતી, એને સ્થાને અમદાવાદની સાક્ષાત નર્ક જેવી બદબોભરેલી પોળમાંથી ગોવિંદ હમેશાં અગિયાર વાગે જતો ને પાંચ બજ્યે આવતો. આટલી ગુલામી સ્વીકારીને તેણે પોતાની શહેરી તરીકેની ઇજ્જત સાચવી લીધી! ને ભાગીરથીનો પેલો નવરંગી સાળુ ભેંસના છાણને બદલે હવે ગટરની દુર્ગંધી પામવા લાગ્યો!

ભાત, દાળ, રોટલી ને ગંધાતું શાક, એ ખાતાંખાતાં શહેરી જીવન વીતવા લાગ્યું.

આજકાલ કરતાં પાંચ વર્ષ વીતી ગયાં. ભાગીરથીના સાડલા રંગવામાં, લિપ્ટનના ડબામાં, કયારેક કૉફી, કોકો ને બિસ્કિટ-માં ને વખત મળે તો હૉટેલની મરકીમાં ગોવિંદના ટુંકા પગારનો મોટો ભાગ વપરાઈ જતો, ને તેથી જીવનરસાયન પદાર્થોને બદલે જીવન ટકે તેવા પદાર્થ પણ ન મળ્યા. એવામાં ભાગીરથીને એક છોકરો આવ્યો. પછી તો વિટંબના વધી. નવી માતા જુની સાસુ પાસેથી કાંઇ તાલિમ તો મેળવી શકી ન હતી એટલે પાછો બાલામૃતનો ખર્ચ આ ગરીબ કારકુનના બજેટમાં વધ્યો. ધીમેધીમે જીવનનો શ્રમ એટલો વધ્યો કે ગોવિંદને ક્ષય લાગુ પડયો.

દરેક કારકુનની સ્ત્રી ગાળે છે તેમ ભાગીરથી બહારની ટાપટીપમાં એટલો સમય ગાળતી કે ઘરમાં વ્યવસ્થાને બદલે દરેક જગ્યાએ કાંઇ ને કાંઇ ચીજ રખડતી હોય. બીચારી સમજે કયાંથી કે હૉટેલનાં જલેબી ને ભજીયાં એ છોકરાને ઝેરનો પ્યાલો આપવા બરાબર છે. એનો પડોશીધર્મ પણ એટલો વિશાળ હતો કે એનું ઘર સૌ નવરાંનું વિશ્રાંતિભવન હતું. ભાગીરથી ધીમેધીમે ગ્રામ્યજીવનનો વ્યવહાર ભુલી શહેરી જીવનનો ભભકો ને કર્કશતા ખીલવતી ગઇ.

આજે હવે ગોવિંદ ધીમા બળતા દીવા સામે જોઇ રહ્યો છે. પાસે રગર્ટીટિયા જેવો હરિપ્રસાદ ને ભાગીરથી ગ્લાનિ-ભર્યાં બેઠાં છે.

‘ નરહરને કીધું ? ’ ઝીણા દુઃખભર્યો અવાજે ગોવિંદ બોલ્યો. ‘ તેણે રાજપુર તાર કર્યો ? ’

'હા.' ભાગીરથીએ જવાબ વાળ્યો. આ બધી સ્થિતિથી અજ્ઞાન બાળક એની માતાના ખોળામાં રમી રહ્યું હતું.

• નરહર ગોવિંદ જેવો બીજો કારકુન હતો. શહેરમાં સૌ કારકુન ને ભાડુત છે. માલીક ને શેઠ લુટારા, ને તેમની જ પડોશમાં ભુખ્યા ને દુઃખી કારકુન ને ભાડુત. આ શહેર!

એટલામાં બારણું ખોલીને એક ફાંકડા જેવો જુવાન દાખલ થયો. એ નરહર પોતે જ હતો.

'ઓહો! હરિપ્રસાદજી!' તે છોકરા સામે જોઈ બોલ્યો; પછી ગોવિંદ સામે જોયું: 'કાં કેમ છે? આજ તો 'ફિવર' નથી ના?

'શરીર સહેજ ગરમ છે.' ગોવિંદે કહ્યું.

'એ તો સાળું અમદાવાદની 'હીટ;' તોબા!'

ગોવિંદે ઉધરસ ખાધી. નાનો હરિપ્રસાદ ભાગીરથીની સાડી ખેંચીને રમતો હતો.

'તેં તાર ક્યારે કર્યો?'

'આજ બેદિવસ થયા.' નરહર એક ખુરશી ખેંચી ગોવિંદ પાસે બેઠો: 'આજના સમાચાર જાણ્યા ના?'

'શું છે?' ગોવિંદે આતુરતાથી પૂછ્યું.

'બીજું શું? આખો 'સ્ટાફ' વિરૂદ્ધ છે. સાળાને એકલાં જ હોઇઆં કરવું છે; કેમ જાણે બીજાને પેટ ન હોય!'

'હં.' ગોવિંદે ટુંકો જવાબ વાળ્યો. બીજું કાંઇ બોલે ત્યાં ઉધરસ આવી પડી.

આ વખતે દ્વાર ખુલ્યું, ને બ્રાહ્મણો બાંધે છે તેવી ગોળ-મટોળ ચીંથરિયા પાઘડીવાળો એક બ્રાહ્મણ દાખલ થયો. એના એક હાથમાં ડાંગ ને ખભાપર ખડિયો હતો, ને બહુ જતનથી

સાચવેલું ચંદનનું ટીલું કપાળમાં હતું. નરહર જરાક આડું જોઇ હસ્યો, ત્યાં બ્રાહ્મણની પાછળથી કોઇ વિચિત્ર ખેડુતનો જાડો અસંસ્કૃત સ્વર આવ્યો, 'કાં, ગોવિંદભાય ! કાંઇ ઓળખાણ પડે છે ?'

નરહર બોલનાર સામે જોઈ રહ્યો. એના કાઠિયાવાડી જાડા વેષમાં ને ચહેરા પર જન્મસિદ્ધ ભલમનસાઇનાં ચિહ્ન હતાં. પણ કારકુનની નજર એવું જોવા કેળવાએલી ન હતી. તે ગોવિંદ સામે જોઈ બોલ્યો, ' Perhaps those Rapjur fellows. ' ( કદાચ રાજપુરનાં માણુસ હશે. )

ગોવિંદ બંનેને જોતાં સફાળો બેઠો થયો. 'ઓહો ! કાકા, કલ્યાણ પટેલ ! આવોઆવો તમને ભુલું ?'

એટલામાં નારણ ભટ્ટ ખડિયો નીચે મુકીને આગળ વધ્યા. 'અરે ગોવિંદ ! બેટા ! તારા આ હાલ ? શું માંદો છે ?' નરહર સૌને વાતોએ ચડયાં જોઇ ધીમેથી સરી ગયો. શહેરમાં પાડોશી ધર્મ આવી રીતે સમાપ્ત થાય છે.

'કાકા !' ગોવિંદની આંખમાં આંસુ આવ્યાં: 'હવે આ છોકરાને જાળવજો !

'અરે કાંઇ ગાંડો થયો છે ? આવો કલ્યાણ પટેલ, આવો; ગોવિંદ પાસે આવો.'

કલ્યાણ પટેલ આગળ વધ્યા, 'ઓહો ભાઇ ? બહુ લેવાણા છો ?' ભોળા અને ભલા કણબીએ રૂપિયાની થેલી આગળ ધરી. જુઓ, તમે તો હિસાબ ન કર્યો, પણ અમારે પાછું બીજે અવતાર ભર્યે છુટકો. આ તમારા અરધિયાણ ભાગનું મુલ.'

બીજે દિવસ સૌએ સાથે સંતલસ કરી. એમ ઠર્યું કે ગોવિંદે રાજપુર આવવું. ગોવિંદ રજા લેવા ગયો. બડા સાહેબના બાંકા

શરીરમાં વક્રતા ઘણી હતી. એણે કહ્યું કે હમણાં કામની ખેંચ છે; રજા ન મળે.

• ' પણ સાહેબ, આ સવાલ મારી જીંદગીનો છે, '

' જીંદગી કરતાં પણ આ કામ વધારે ઉપયોગી છે. રજા નહિ જ મળી શકે. '

ગોવિંદ હતાશ બની પાછો ઘેર આવ્યો. ' સાહેબ ડિસમિસ કરશે ! ' તેણે નિરાશાભર્યા સ્વરે નારણ ભટ્ટને કહ્યું.

' શું કીધું ? ' નારણ ભટ્ટ સમજ્યા નહિ.

' ડિસમિસ કરશે. '

' ડામેસ કરશે, એમ ના ? '

' હા. '

' ત્યારે બેટા ! પાછો રાજપુર ભેગો થા. એવા પાંચ સા'બ ઘડીભર થંભી જાય એવા ઘોડાપુર મોલ જામ્યા છે ! જ્યાં સુધી તરકોશી વાડી છે ત્યાં સુધી અભરે ભર્યા છે. '

પણ ગોવિંદના નોકરીમય જીવનમાં તો ' ડિસમિસ ' ની ગડમથલ જામી રહી હતી. આવા યાંત્રિક જીવનમાંથી રસાયન ઉડી જઇ એકલો ધારાધોરણનો જથ્થો રહે છે. પરંતુ રાજ-પુરના જાહેર જીવન વગરના ગામડિયાઓમાં સ્વાધીનતાનો જુસ્સો હતો. તેમણે કારકુનને તેજ કર્યો.

બીજે દિવસે સૌ રાજપુર તરફ ચાલ્યા. ગોવિંદ રાજપુરમાં તો આવ્યો, પણ શહેરી જીવનનું ઝેર એવું રગરગમાં વ્યાપી ગયું હતું કે હવે તેની તંદુરસ્તીમાં ફેરફાર થવો અશક્ય હતો. નરહરનો કાગળ એવો હતો કે સાહેબે ડિસમિસ કર્યો છે, છતાં માણસનો ખપ છે માટે રાખશે. ગોવિંદે જવાબ લખ્યો કે હવે હું નોકર નથી ને કોઇએ નોકર રહેવું નહિ. જમીનના કકડામાં

જેટલું જીવન છે તેટલું બીજા કશામાં નથી.

ત્યાર પછી થોડા માસે જીવનની મુસાફરીનો છેલ્લો દિવસ આવી પહોંચ્યો. ગોવિંદને એક જ નીરાંત હતી કે પોતાના જ ગામમાં, કુટુંબને રક્ષણમાં મુકી પોતે જાય છે.

'કાકા! કલ્યાણ પટેલ!' ગોવિંદે કહ્યું, 'હવે હું જાઉં છું. અને આ તમને સોંપ્યાં.'

થાપણનો ને હાથ ઝાલવાનો રિવાજ જેવો ગામડાંમાં સચવાઇ રહ્યો છે તેવો જબરદસ્ત શહેરમાં પણ સચવાતો નથી; ને તેથી જ તો શહેરમાં 'અનાથાશ્રમ' નો રિવાજ છે; જ્યારે ગામડાંમાં બંધુત્વની ભાવનાનો માર્ગ છે.

કલ્યાણ પટેલ માત્ર રોઇ રહ્યો! છેવટે બોલ્યો, 'તમારા જીવને સદ્‌ગતિ કરજો. જ્યાં સુધી હું છું ત્યાં સુધી હરિપ્રસાદની ખેડ તુટશે નહિ.'

ગોવિંદ આંખ મીચી ગયો!

*

બેચાર વર્ષ પછી નીલા ભરચક્ક ખેતરમાં ભાગીરથી ઉભી છે. તાજી સુગંધીથી મગજ ભરાઇ જાય છે. શ્રાવણ માસમાં આછાં વાદળાંમાં નીલાંપીળાં ખડ જલપ્રવાહની માફક ડોલી રહ્યાં છે. ટેકરીઓ પર ને ડુંગરા પરથી રબારીની વાંસળી ને દર્દભર્યાં દુહાઓ આખી સીમને કાંઇ જુદો જ પલટો આપી રહ્યાં છે. એ વખતે ગોવિંદના ખેતરને સીમાડે બે બળદના ગાડામાં બેસીને એક જુવાન એ તરફ આવતો દેખાયો. ગાડું છેક નજીક આવ્યું. ભાગીરથીએ જુવાનને ઓળખ્યો.

'ઓહો! નરહરભાઈ! આમ ક્યાં?'

'મારા મામાને ત્યાં જાઉં છું; અહીંથી બે ગાઉ દૂર

ગામડામાં રહે છે.'

'બહુ લેવાઇ ગયા છો! કાંઇ તબિયત ઠીક નથી ?'

નરહરે ઉધરસ ખાતાં જવાબ આપ્યો, 'બસ એ જ !' અને એનો શહેરી જુસ્સો બહાર આવ્યોઃ 'માણસને ક્ષયમાં મારી નાખવો ને ભવિષ્યની પ્રજાને હીનવીર્ય કરી નાખવી એ અમારી યાંત્રિક સંસ્કૃતિ અને વીસમી સદીની સુધરેલી પ્રગતિનો પ્રભાવ છે! ખરેખર, કોઇ પ્રજા ગુલામ ને હીનવીર્ય હોય એના કરતાં બળવાન ને જંગલી હોય તે વધારે સારૂં છે.'

ગાડું આગળ ચાલ્યું ને પાછાં ફરતાં ભાગીરથીની મિજબાની સ્વીકારવાનું નરહરે કહ્યું. ભાગીરથી સીમમાં નજર કરી રહી. ભથિયારીઓ સાંજે પાછી વળતાં ગીત લલકારી રહી હતી ને ચારે તરફ રસનો પ્રવાહ રેલી રહ્યો હતો. ભાગીરથીની આંખમાં આંસુ આવ્યાં. હરિપ્રસાદે તે જોયું. તેનો બાળ સ્વભાવ તરત પ્રશ્ન કરવા દોડ્યોઃ 'બા તું કેમ રૂએ છે?'

'અમસ્તી, બેટા !'

'ના, કહે.'

'બેટા! આ પ્રકૃતિનું સૌંદર્ય, ખેતરની સ્વાધીનતા, લીલી વાડી ને જીંદગીની તાજગી ખોઇ, યંત્રોના મોહમાં, શહેરમાં આપઘાત કરવાનો પાઠ કોણ આપી રહ્યું છે ? શું ગામડાં ભિખારી થશે, ને શહેરો ગુલામ થશે એ આ સંસ્કૃતિનું ધ્યેય છે ?'

*

આથમતા સૂર્યમાં માદીકરો રાજપુર તરફ ચાલ્યાં.

# તારણહાર

દેલા સોમનાથની પાસે ત્રિવેણીનો પવિત્ર સંગમ છે. એક તરફથી આવતી વાઘરણ નદીની ઉંચી ભેખડો ને ભયંકર કોતરોમાં ચારે પાસ ઝાડવાં ને ઝાંખરા ઉગી નીકળ્યાં છે. આ ભયંકર પ્રદેશમાં એક જુવાન સવાર મુસાફરી કરી રહ્યો હતો. સાંજ પડતી હતી ને અંધારૂં ચારે તરફથી પૃથ્વીને કાળી ચાદર ઓઢાડતું દોડતું હતું. એક પછી એક ઘણાં કોતર ને ઝાડવાં વટાવી તે જુવાન અંતે જાણીતી કેડી પર લાવી પહોંચ્યો. પાંચાલની કઠણ ને મજબુત જમીનમાં પગ મુકીમુકી-ને ટેવાઈ ગએલી તેની ઘોડી ઝપાટાબંધ આગળ વધી.

જ્યાં ત્રિવેણી છે ત્યાં સંધ્યાના ઝુખરા ધુસરમાં એક મનુષ્યાકૃતિ ઉભેલી તેણે જોઈ. તે ખંચાયો. તેની ઘોડીએ પણ એક પગ પાછળ લીધો. પણ બીજી જ ક્ષણે પોતાના સવારની ઇચ્છા તે સમજી ગઇ. જુવાન ધીમેથી આગળ વધ્યો.

'કોણ?' સામે ઉભેલ મનુષ્યે એકદમ સવાલ કર્યો.

'ઓહો! આ તો બાપુ દીનદયાળ પોતે!' સવાર મનમાં બોલ્યો. બોલ્યા વિના તે આગળ વધતો હતો.

'કોણ? કોણ છે એ?' ફરી સવાલ આવ્યો.

'બાપુ ! હું સામંત.'

સામંત જવાબ આપતાં પાસે આવી પહોંચ્યો હતો. તે ઘોડી પરથી નીચે ઉતર્યો. તેની સામે આખા શરીર પર કફની પહેરેલ એક પ્રતાપી સાધુ ઉભો હતો. નદીના જળમાં ઉભો ઉભો તે સંધ્યાને અર્ઘ્ય આપી રહ્યો હતો. સામંત છાનો ઉભો રહ્યો ને તેની પાસે તેનું વફાદાર પ્રાણી પણ શાંતિથી ઉભું રહ્યું.

દીનદયાળે સામંત સામે જોયુંઃ 'કાં ? ક્યાં છે નાગભાઇ, મુળુ ખાચર ને દાયરો ?'

'એ બધાને સાલેમાળના ડુંગરામાં મુકીને હું એકલો જ આ બાજુ આવ્યો છું. ત્યાંથી બરડામાં ઉતરી પડવું છે !'

'એમ ?'

'હા.'

સાધુના પ્રતાપી ચહેરામાં સ્મિતતરંગની એક આછી લહરી આવી ચાલી ગઇ. વધતા જતા અંધારામાં દૂરના નેસના ઝાંખા દીવા ને આકાશના તારા સિવાય બીજું કાંઇ દેખાતું ન હતું.

દીનદયાળે ફરી સામંત સામે જોયુંઃ 'સામંત ! બરડાના ડુંગરામાં એક ફકીર રહે છે. દીનદરવેશ તેનું નામ. તું એને મળજે. તને આટલું જણાવવા જ મેં તેડાવ્યો હતો. હવે તું સુખેથી જા. પણ જોજે, જ્યારે શસ્ત્રત્યાગની ઘડી આવે ત્યારે જરૂર-જરૂર અહીં આવજે.'

સામંતના ચહેરા પર આશ્ચર્ય દેખાયું. 'શસ્ત્રત્યાગ !' તે વીર હતો. પોતાની જમીનની તકરાર માટે આજ ચાર વર્ષ થયાં બહારવટું ખેડતો હતો. તેને સાધુની વાત ગમી નહિ; પણ તેના પર તેને અખંડ શ્રદ્ધા હતી. તે માનથી સાધુને નમ્યો ને પોતાની તાજણ પર હાથ મુકયો. આંખના પલકારામાં તે

સવાર થયો. આવી જીંદગીને ટેવાએલી તાજણે એક આછો ખોંખાર કર્યો, ને થોડી વારમાં તો અંધારામાં તેના પગના આછા પડઘા સિવાય કાંઇ ન રહ્યું.

‡

પોરબંદર પાસે આવેલી જાંબુવંતીની ગુફાથી થોડે દૂર એક ઝુંપડા પાસે એક ફકીર ઉભોઉભો બરડાના તદ્દન નીરસ ડુંગરાઓ પર નજર ફેરવતો હતો. પૂર્વ દિશામાં સૂર્યની આછી લાલી આવી ગઇ હતી, ને બરડાના સુકા પથ્થરો વચ્ચે ભાંભલા થોરનાં ઝુંડના ઝુંડ ઉભાં રહી કોઇ થાકેલા મુસાફરને પોતાના એકના એક દેખાવથી વધારે કંટાળો આપે તેવાં બની રહ્યાં હતાં. પણ આ ફકીરની આંખને એ નીરસ પથ્થરો ને શુષ્ક ડુંગરામાં સૌંદર્ય જોવાની ટેવ હોય તેમ દેખાતું હતું. સૂર્યનાં પહેલાં કેસરી કિરણથી ડુંગરના પથરા જાંબુવંતીની ગુફાની રેતી જેવો આછો સોનેરી રંગ ધરી રહ્યા કે તરત જ તે અંદર ચાલ્યો ગયો. તેની પાછળ ઝુંપડાનું બારણું બરાબર દસાવાયું ને થોડીવારમાં તે પોતાના કામમાં મગ્ન થઇ ગયો.

મનુષ્યની આંતરતૃષા જેવો બપોરનો ધૂમ તડકો તપતો હતો, ને બરડાના ડુંપરનો એકેએક પથ્થર, હલકો અધિકારી ઉંચે ચડી તપે તેમ તપતો હતો. વાતાવરણમાં મૃગજળની પરંપરા, આશાના સુંદર ચિત્ર જેવી, રમતી હતી અને છતાં કોઇને મીઠા પાણીનું બિંદુ મળે તેમ હતું નહિ. આ ધૂમ તાપમાં એક સવાર ઝપાટાબંધ ફકીરની ઝુંપડી તરફ વધતો હતો. મોંએ બુકાની બાંધી તેણે ગુપ્ત રહેવા યત્ન કર્યો હતો.

તેના ચહેરામાં પ્રતાપ ને ગૌરવ હતાં, ને તેની તાજણ ઘોડીની જેમ તેની દરેકેદરેક રગ મજબુત અને આખા શરીર

સાથે સંગત હતી. ઉતાવળમાં તે આગળ ધસતો હતો.

ઝુંપડી પાસે આવી તેણે સાદ કર્યો, ' બાપુ ! દીનદરવેશ બાપુ ! '

થોડીવાર સુધી કાંઇ જવાબ આવ્યો નહિ. તેણે પોતાની ઘોડી પરથી સામાન ઉતારી તેને છુટી મુકી દીધી અને પોતે ઝુંપડી પાસે રાહ જોતો ઉભો.

થોડી વારે અંદરથી એક ધીમો શાંત અવાજ આવ્યો. પુસ્તકના જ્ઞાનના ગર્વ કે તીખાશને બદલે તેમાં એકલા શુદ્ધ પ્યારની મીઠાશ હતીઃ ' કોણ ? મુસાફિર ? '

' હા જી ! ' સામંતે જવાબ વાળ્યો.

થોડી વારમાં બારણું ઉઘાડીને સામંતની સામે એક કદાવર, વૃદ્ધ ને ભલો માણસ ઉભો રહ્યો. તેના શરીર પર લીલા રંગની કફની હતી ને હાથમાં એક પુસ્તક હતું. તેણે માયાથી આવનાર સામે જોયું. ભભૂકતા અગ્નિ સામે કોઇ અવિચલ પ્રશાંત જ્યોત હોય તેમ તે સામંત સામે ઉભો રહ્યો. સામંત તેની શેહમાં હોય તેમ આજે જીંદગીમાં પહેલી જ વાર નાનમ અનુભુવવા લાગ્યો.

' આવો. ' આછા મધુર અવાજથી દરવેશ બોલ્યો; ' થાકયા લાગો છો. આવો, અંદર આવો. '

પ્રતાપ ને પ્રભાવ બહાર મુકી નમ્ર બની સામંત અંદર ગયો. ઘોડીનો સામાન એક ખુણામાં મુકયો. ઝુંપડીના એક ખુણામાં ચટાઇ પડી હતી તે તરફ આંગળી કરી દરવેશ બોલ્યો, ' બેસો. '

સામંત ત્યાં બેઠો. દરવેશ અંદર બીજી ઓરડીમાં ગયો. ઝુંપડીમાં ચારે તરફ ગરીબાઇ ને સાદાઇનો ઇતિહાસ હતો. એક તરફ થોડાંક કબુતર પાંખ પર પાંખ લગાવી શાંત બેઠાં હતાં.

બીજી તરફ એક બિલાડી આમથી તેમ આંટા મારતી દરવેશ પાછળ દોડતી હતી. એક કબાટમાં થોડાંક પુસ્તકો, બેચાર ચિત્રો તથા એક સુંદરી ને નાળિયેરની કાચલીના સાદા વાટકા પડયા હતા. સામંતને આ વાતાવરણમાં કાંઈક ખુબી લાગી. ઘોડાના હણુહણાટ ને તલવારના ખણુખણાટ આછા પડથા જેવા દૂર ને દૂર થતા દેખાયા. તેનો ઉગ્રસ્વભાવ આ કૌતુક-વૃત્તિનું પૃથક્કરણુ કરે તે પહેલાં દરવેશ આવ્યો. એણે એક હાથમાં બકરીનું બચ્ચું લીધું હતું ને બીજે હાથે બકરીને દોરતો હતો. થોડાં ફળ, એક નાળિયેર, થોડીક સાકર ને દ્રાક્ષના દાણા સામંત પાસે મુકીને તે બકરી દહોવા લાગ્યો. તાજા દુધનું પ્યાલું છલોછલ ભરી બકરીને છોડી દીધી. સામંત પાસે દુધનું પ્યાલું મુકી તે પાસેની ચટાઈ પર બેઠો. કબુતરો ઉડીઉડી તેના ખોળામાં ને માથા પર ચડવા લાગ્યાં. સામંત આ દશ્ય જોઇ રહ્યો.

'લ્યો! જે રૂચે તે' દરવેશે મીઠાશથી કહ્યું ને દયાભર્યા સ્મિતથી સામંત સામે જોઇ રહ્યો: 'ભુલા પડયા છો?'

સામંતનો પ્રભાવ પાછો આવ્યો. 'કોણુ હું? ભુલો પડું? ના, ના. બરડા, ગીરનાર, સાલેમાળ ને ઓસમાનના ડુંગરા તો પગ નીચે કાઢયા છે!'

'એમ કે?' ફકીરે મીઠું હસીને સામંતને નાસ્તો કરવા નિશાની કરી. સામંતે થોડોક નાસ્તો કર્યો.

'તમે થાકયા લાગો છો. જરા આડે પડખે થાઓ.' દરવેશે કહ્યું, અને પોતે સામંત પાસે બેસી મીઠાશથી વાત કરવા લાગ્યો. થોડીવારમાં સામંત ઘોરવા લાગ્યો. દરવેશ એક પાટી કાઢી તેમાં આંકડા મુકવા લાગ્યો ને પાછલે પહોરે જ્યારે

સામંત જાગ્યો ત્યારે દરવેશ પુસ્તકો વચ્ચે ખડકાઈ ગયો હતો!

'આ શું? તમે ભણો છો?' સામંતે પૂછ્યું.

'ના ના, હું તો ખુદાની ઇચ્છાના આંકડા ગોખું છું!'

સામંત પથારીમાં બેઠો થયો. તેણે ત્વરાથી ગૌરવભર્યે ચહેરે પૂછ્યું, 'તમે મને ઓળખો છો?' અને તરત એણે જુકાની છોડી નાખી.

ફકીરે લેશમાત્ર વ્યગ્ર બન્યા વિના શાંતિથી જવાબ વાળ્યો, 'હું તમને ઓળખું છું. સામંત ખાચર!'

'હેં!' સામંત જરાક લેવાયો: 'ક્યાંથી ઓળખો?'

'દીનદયાળ મારો દોસ્ત છે!'

'તેણે લખ્યું હતું?'

ફકીર હસ્યો: 'લખે શું કરવા? પ્રેમનો શબ્દ વંચાય નહિ, સંભળાય નહિ; આવે, ઉગે ને પ્રેરણા થાય.'

'હેં!' સામંતની તલવાર ઢીલી પડતી લાગી. 'સાંઇબાવા! તમે જાદુ જાણો છો?'

ફકીર બેદરકારીભર્યું મીઠું હસ્યો: 'કેળવેલી શક્તિ એટલે જાદુ!'

સામંત તેની તરફ ખસ્યો. પોતાનો હાથ તેની પાસે ધર્યો: 'ઓલિયા! મારા નસીબનો તાગ દેખાડો'

'તું માનીશ નહિ!' ફકીરે તેની સામે બરાબર તાકીને જોયું.

'હું માનીશ.' સામંત ઉતાવળો બોલ્યો.

ફરી દઢ નિશ્ચયાત્મક સ્વર આવ્યો: 'તું માનીશ નહિ!'

સામંતે ફરી એ જ કહ્યું.

દરવેશ ઝપાટાબંધ પાટીમાં આંકડા લખવા ને ભુંસવા માંડ્યો. સામંત સામે જોવા લાગ્યો. ફકીર પુસ્તકનાં પાનાં ઉપર

પાનાં ઉથલાવતો ગયો. છેવટે તેની આંખમાં સંતોષ દેખાયો.

'તારૂં નશીબ . . . .' સામંત ગોઠણભર થઇ અધીર બની ગયો.

'લડાઇમાં ગયું ને સ્નેહમાં બદલાશે.'

સામંતના ચહેરા પર ગભરાટનાં ચિહ્ન દેખાયાં.

'પણ જમીન પાછી મળશે?'

'હા.'

સામંતે છુટકારાનો દમ ખેંચ્યો: 'ક્યારે?'

'કહું?'

'હા—હા – હા; એનું જ કામ છે.'

'જ્યારે જમીનનો રસ નહિ રહે ત્યારે.'

'કેમ?'

'તારૂં ભૂતસમયનું કામ પાપપૂર્ણ છે. તેનું ફળ તારા ઘરમાં છે. પાપના મધુર લાગતા પ્યારા ફળને ઉચ્છેદ્યા પછી જ નવું જીવન શરૂ થાય.'

'હું કોને ઉચ્છેદીશ?'

'જ્યારે તારૂં જીવન અન્યાયપૂર્ણ ને અપવિત્ર હતું ત્યારે જે ફળ આવ્યું હતું તેને! પાપનું આ ભયંકર પ્રાયશ્ચિત્ત છે. તારા મધુર ને પ્યારા . . .'

સામંતે અધીરાઇમાં માથું ધુણાવ્યું.

'તારા મધુર ને પ્યારા એકના એક પુત્રને!'

'હેં!' સામંત ભયમાં—ગભરાટમાં બેસી ગયો: 'દરવેશ બાપુ!'

'તારા જીવનવિકાસ માટે તારણહારે એ ગોઠવણ કરી છે!'

સામંત જ્યારે જુવાન હતો ત્યારે વિલાસી, વિષયી ને

ઉચ્છૃંખલ હતો. જવાબદારી કે સ્નેહના ભાન વિના આજે જેમ છોકરાંની ખાતર છોકરાં થાય છે તેમ, તેને એ વખતે એક છોકરો થયો હતો. જ્યારે જીવન અન્યાયપૂર્ણ હતું ત્યારે જીવનમાંથી પ્રગટેલી આ જ્યોતિ પણ કડવી આવી. પછી સામંત દૃઢ, ધીર ને જીતેન્દ્રિય થયો. પણ પૂર્વજીવનનું કડવુંમધુર ને પ્યારૂં ફળ ઘરમાં રહ્યું. દરવેશે આજે ભૂત, ભવિષ્ય ને વર્તમાન જોડયાં.

સામંત બેઠો થયો. તેનું તેજ હરાઇ ગયું હતું. તે બહાર નીકળ્યો; પાછળ દરવેશ આવ્યોઃ 'સામંત! ભાઇ, જા, અને ન્યાયની વેદી પર પ્યારામાં પ્યારૂં બલિદાન દઇ, ન્યાયને તારો સ્વભાવ બનાવી દે! બલિદાન કરો એટલે મનોદશા સ્વભાવ થઈ જાય છે.'

સામંતે તાળી પાડી ને ઝપાટાબંધ તાજણ પાસે આવી ઊભી.

શલ્યને મનમાં રાખી સામંત પોતાના ડાયરા તરફ ગયો.

‡

તેજપુરની નદીના જલપ્રવાહ પરથી સૂર્યનાં છેલ્લાં કિરણ ભૂંસાઈ જતાં હતાં. નદીના કિનારા પરથી એક પછી એક માણસ રવાના થઇ જતાં હતાં ત્યારે એક જ જગ્યાએ એક સ્ત્રી છેલ્લું કપડું ઉતાવળે ધોતી હતી, ને તેની પાસે જ એક માણસ ઘોડીને પાણી પાતો હતો. પેલી સ્ત્રી મનમાં થરથરતી હતી, પણ પેલા માણસની દૃષ્ટિ તદ્દન નિર્મળ હતી. એકાંતમાં એક નિરાધાર યૌવનપૂર્ણ સુંદરી પાસે છતાં ન તેણે પાછળ જોયું, ન આડું જોયું કે ન તેની પાની તરફ કે આછા ઓઢણામાંથી દેખાતા પાટીલા શરીર પર નજર કરી. પુરુષને જીતેન્દ્રિય જોઇ સ્ત્રી

જેટલી ભક્ત બને છે તેટલી બીજા કોઇ પરાક્રમથી બનતી નથી. લુગડાં ધોઇને ચાલી ત્યારે સ્ત્રીના મોંમાંથી પ્રશંસા નીકળી પડી: 'ભાઇ, ખરા રાજવંશી છો!'

પણ સવારનું ધ્યાન ખેંચાય તે પહેલાં તો તે ચાલી નીકળી.

ઉતાવળમાં તેની વીંટી ધોવાની જગ્યાએ પડી રહી હતી. તે સવારે લીધી ને પાછળ દોડયો.

'બેન! તમારી વીંટી કે?'

આભારથી ઢળતાં નયને સુંદરી બોલી, 'હા ભાઇ! બાપુ, તમે કેવા છો?'

સવાર મીઠું હસ્યો, 'મારૂં નામ સામંત ખાચર!'

પેલી સ્ત્રી ભયથી ચીસ પાડી ઉઠત, પણ સામંતે ધીમેથી ઉમેર્યું, 'ડરતાં નહિ, બેન! આજ આ ગામ લુટવું છે. તમે કેવાં છે?'

'અમે આયર.'

'તમારૂં નામ?'

'નાગમતી!'

'તમારૂં ઘર કયાં આવ્યું?'

'કણબી પરામાં, ડાબી બાંયે ચોથી ડેલી.'

'ઠીક જાઓ. કામ પડે તો સંભારજો!'

ગભરાટમાં, ભયમાં ને ઉતાવળમાં નાગમતી દોડતી ગઇ. સામંત નિર્ભય બહારવટિયો હતો. તેણે તે દિવસ ચોક્કસ જ તેજપુર લુટયું.

*

લુટ પુરી થઇ ને મંડળ વિખરાયું. બીજે જ દિવસે જ્યારે સૌ નદીના કિનારા પર દૂર પડયા આનંદ કરતા હતા ત્યારે

એક બાઇને આવતી સૌએ જોઇ. બધા આશ્ચર્ય પામતા હતા. આટલા બહારવટિયા વચ્ચે એક સ્ત્રી આવી નિર્ભયતાથી આવે એ તદ્દન અજબ વાત હતી.

એ છેક પાસે આવી ત્યારે સામંતે તેને ઓળખી: 'ઓહો! પેલી નદીવાળી બાઇ; નાગમતી!' આખા ડાયરામાં ગંભીરતા આવી ગઇ.

નાગમતી છેક પાસે આવી. સામંતે તેને માનથી બોલાવી: 'આવો બેન! કેમ? મારૂં કાંઇ કામ પડ્યું?'

'હા.' કહી નાગમતી છેક પાસે આવી. એની સીધી સોટા જેવી પાતળી શરીરવેલ સૌંદર્યના પલટામાં ઢંકાઇ રહી હતી. એક પછી એક સૌનાં મન તોફાન કરતાં લાગ્યાં. નાગમતીના દેહમાં અકથ્ય મધુરતા ફેલાઈ રહી હતી. સામંતે એક કરડી નજરે પોતાના સાથીઓ તરફ જોયું. સૌ વશ થવા લાગ્યા.

'કેમ આવ્યાં છો, બેન?'

'ભાઇ! તમે કાલે આંગળીને તો શોભાવી; પણ મેં નાક ગુમાવ્યું!'

'કેમ બેન! એવું શું છે?'

'ભાઇ! તમારા સાથીઓ પુરુષ પાસેથી પૈસા લે છે ને સ્ત્રીઓ પાસેથી . . .' તે બોલતાં ધ્રુજી.

'ઘરેણાં—' એક માણસે ઉમેર્યું.

સામંતની દૃષ્ટિ ફરી: 'મુળુ! અત્યારે બહારવટિયા નથી હોં! એક જણ ન્યાય માગે છે—ખબર છે કે?'

'શું બેન—?'

'સ્ત્રીઓ પાસેથી આબરૂ—લાજ!'

'હેં! કોણ છે એવો? અમારા ડાયરામાં?'

આખા ડાયરામાં ગંભીર ધ્રુજારી આવી ગઇ. નાગમતી ડાયરા તરફ ફરી બોલી, 'જુઓ, આ તમારી પાસે બેઠેલો જુવાન!'

સામંતની પાસે તેનો કનૈયા જેવો રૂપાળો છોકરો બાપના જેવી જ અડગ શૌર્યભરી કાન્તિમાં શોભતો બેઠો હતો. સામંતે અત્યંત દુઃખથી તેની સામે જોયું: 'નાગભાઇ!'

સામંતનો શબ્દ સાંભળતાં જ તે ધ્રુજી ઉઠયો. કોઈ કાંઇ બોલે તે પહેલાં નાગભાઇએ શરમથી માથું નીચું નમાવ્યું; 'હા, કાલે તેને અન્યાય થયો છે!'

'આપણે ત્યાં, ખબર છે ને, આબરૂ હોય ત્યાં સુધી જ સ્ત્રી. પછી જીવતું મુડદું!'

'હા.'

'એટલે તેં ખુન કર્યું છે, સમજ્યો?'

એક પણ શબ્દ બોલવાની કોઇ હિંમત કરે તે પહેલાં સામંતની ગોળી સનન કરતી નાગભાઇને વીંધી ચાલી ગઇ!

'અરે! હાં હાં હાં . . .' ચારે તરફથી પોકાર આવ્યો.

સામંત અત્યંત હિંમતથી નાગમતી તરફ ફર્યો, 'બસ બેન?'

પણ નાગમતી બે ડગલાં આગળ વધી, 'ભાઇ! હું પણ આયર છું! ખુનની તરસી નથી; મારી આબરૂની ભુખી છું!'

સામંત દોડીને અટકાવે તે પહેલાં નાગમતીનું હૃદય કટારથી વીંધાઈ ગયું હતું! આખો ડાયરો તેને વીંટાઇ વળ્યો. લોહીમાં તરફડતા પોતાના પુત્ર તરફ સામંત ફર્યો. તેની આંખમાંથી આંસુની ધાર છુટી. 'ઓ દરમેશ! આવો મોંઘો બલિ—!' અને તે નાગભાઇ પાસે ભારે હૈયે બેસી ગયો. અકથ્ય દુઃખથી તેની નસેનસ ખેંચાઇ રહી હતી. તે રડતાંરડતાં બોલ્યો, 'નાગભાઇ, પ્યારા! આપણે ખોટું રાજ્ય કર્યું હતું, તે હવે

પછી સાચું કરવા આજ તારો મેં હોમ કર્યો છે!'

નાગભાઇ છેલ્લા શ્વાસે હતો. તે આનંદથી—ભક્તિભરી સંતોષથી પિતા તરફ દૃષ્ટિ ફેરવતો હતો. છેલ્લી ઘડીએ જ્યારે જીવન અંગેઅંગથી ખેંચાઇને માત્ર દૃષ્ટિમાં આવી કેન્દ્રસ્થ થાય છે ત્યારે દૃષ્ટિ આત્માની અકથ્ય ભાષા બોલે છે! ખરેખર, શબ્દ એ તો જંજાળ છે; દૃષ્ટિ એ જ ભાષા છે.

'નાગભાઈ! ભાઇ! બેટા! તું મને કેટલો પ્યારો હતો! અને ઓ! તારૂં મરણ પણ કેટલું મધુર છે!'

*

ત્યાર પછી સામંતના નિર્ભય બહારવટાથી તેને તેની જમીન પાછી આપવાનો આગ્રહ થવા લાગ્યો. પણ દીનદરવેશે કહ્યું હતું તેમ જ થયું. હવે જમીનમાં રસ ક્યાં હતો?

*

દીનદયાળને ત્રિવેણીના સંગમ પાસે ચૈતન્યહીન જેવો, અકાલવૃદ્ધ દેખાતો એક માણસ મળ્યો. દીનદયાળ અત્યંત મીઠાશથી બોલ્યો, 'સામંત! દીનદરવેશે શું કહ્યું હતું?'

'બસ એ જ, જમીનમાં હવે રસ નથી, અને હવે જમીન પાછી મળે છે!'

'ત્યારે આવ! હું તને આજ નવી જ સૃષ્ટિ બતાવું.'

દીનદયાળ જંગલ તરફ ચાલ્યો ને સામંત તેની પાછળ ચાલ્યો. જંગલમાંથી પસાર થતાં જ એક હરિયાળી જમીન પર દીનદયાળ બેસી ગયો. આસપાસથી હરણાં કુદતાં આવ્યાં; છેટેથી ગાયો સ્નેહથી તેને બોલાવી રહી હતી; ઝાડ ઉપરથી પોપટ તેના માથા પર બેસવા માટે ઉડતાં હતાઃ ચારે તરફ પ્રેમની સૃષ્ટિ ફેલાઇ રહી હતી.

'આ મને મારા ગુરુ દીનદરવેશે બતાવ્યું છે, સામંત! પ્રેમની સૃષ્ટિમાં જે શક્તિ છે તે શક્તિ બીજે ક્યાં છે? તેં ખુબ પરાક્રમ કર્યું છે. આજે હવે આ નવા મિત્રો વચ્ચે નવા આંકડા શીખ!'

દીનદયાળે વાંસળી વગાડી, ને પશુઓ તથા પક્ષીઓ અવિશ્વાસ છોડી તેની પાસે આવવા લાગ્યાં!

ભીની આંખે સામંત આ જોઇ રહ્યો. તેને દીનદરવેશના શબ્દો યાદ આવ્તા, 'તારણહારે તારે માટે આવો જીવનક્રમ ગોઠવ્યો છે!'

# જન્મભૂમિનો ત્યાગ

આજ પંદર વર્ષથી, ત્યાંથી ફરવા નીકળનારા સૌ તેને એ જ જગ્યાએ જોતા. રસ્તાની એક બાજુ ખાંચો હતો, અને તે ખાંચાની જમીન રસ્તાથી ઉંચી હોઇ, ઢોરા જેવું લાગતું. આસપાસ બેચાર મોટા પથરા પણ પડ્યા રહેતા. ઉપર નાનું પણ ઘાટી છાયાવાળું પીપરનું ઝાડ હતું. વાઘજી મોચી ત્યાં સવારમાં આવીને બધું સાફ કરતો. પછી પોતાનો જુનો કોથળો પાથરી, પાસે પાણીની કુંડી ભરી, છીપર પર ધીમેધીમે પોતાનો સોયો ઘસીને તાજો બનાવતો. આઠ વાગે ને 'સૂરજ નારાણુ' રાશ વા ચડે, ત્યારે વાઘજીની વહુ નંદુ માથા ઉપર ભાત લઇ, મોટો ઘૂમટો તાણી, નવી કાંબીનો મધુર રણુકાર કરતી આવી પહોંચતી. તેની સાથે વાઘજીને પ્રાણથી પણ જયાદે પ્યારો એવો તેનો પુત્ર માવજી પણ હોય.

ધણીધણિયાણી એ ખુણાને પોતાનો કિલ્લો માનતાં. એ અબોલ ગઢને તેમણે જરા પાળ જેવું બનાવીને સાચવ્યો હતો. પીપરના થડમાં એક ખાડો ખોદી, વાઘજીએ પોતાની ચલમ માટે ધૂણી પણ બનાવી હતી. એક તરફ બે પથરા પર એક જુના માટલામાં છલોછલ મીઠું પાણી છલકાતું. બેચાર કાચલી-ઓ ભેગી કરી, વાઘજીએ કોઇમાં 'લેપી' કોઇમાં મીણ

તો કોઇમાં દોરા ભર્યા હતા. એક તરફ વાઘજીનો હોકો પણ બાદશાહી ઠાઠમાં બિરાજતો હોય! હમેશાં આઠ વાગે નંદુ ભાત લાવે એટલે ધણીધણિયાણી વાતો કરતાં જાય, ને ભાતમાં લુખો રોટલો ને બેચાર મરચાં હોય તેમાંથી વાઘજી પોતાની શીરામણી શરૂ કરે.

માવજી એ વખતે પોતાના પિતાનું સિંહાસન ખાલી ન પડે તે માટે પેલા જુના કોથળા પર બેઠો હોય ને એકાદ ઓજાર છીપર પર ઘસતો હોય, કે વખતે હોકાની નળી મોંમાં લઇ, વાઘજીની પેઠે ગુડગુડ કરવાનો ઢોંગ કરી, સાવ ખોટા ધુમાડા કાઢતો હોય! મોચી ને મોચણ છોકરાની આ હુશિયારી જોઈ હસતાં, ને નંદુ તો મોચીને હસતી હસતી કહેતી, 'તમે ભલે જુનાં ખાસડાં સાંધ્યા કરો, પણ મારો આ, શે'રમાં સંચે શીવીને બૂટ વેચશે! . . .' વાઘજી સંતોષથી માવજી તરફ જોઇ રહેતો, અને તેમાં પણ જો છોકરો પલોંઠી વાળીને પગ પર પગ ચડાવીને કોઇ મોટા માણસની પેઠે બેઠો હોય, તો પછી તે દિવસે જોઇ લેવો વાઘજીનો રંગ! મનમાં ગણુ-ગણતાં ગણુગણતાં એક પછી એક ટાંકા દેતો હોય કે દોરા ખેંચી કાઢતો હોય, પણ છોકરો સવારે મોટાની માફક બેઠો હતો એ ધૂન તો તેના મગજમાં ચાલતી જ હોય!

કટકબટક શીરામણી કર્યા પછી વાઘજી હોકો ગગડાવતો, માવજીભાઇ તેની સામે બેસીને જોયા કરતો ને નંદુ એકબે ઠામ ધસી, માટલામાં પાણી ભરી લેવાની તૈયારી કરતી. પછી નંદુ છોકરાને તેડી ઘેર જતી ને વાઘજી જુનાં ખાસડાંનું વર્ગીકરણ કરી, પોતાની 'ઑફીસ'ના ચડેલા ઘુમારને પહોંચી વળવા તરત જ કામે વળગતો. તેની પાસેથી રસ્તા

પર આખા દિવસમાં હજારો માણસ પસાર થઇ જતાં, પણ તેનું ધ્યાન પોતાના ટાંકામાં જ ચોંટયું હોય! એ ઝપાટાબંધ વીંધ પાડતો હોય, દોરો ખેંચતો હોય, દોરો વણતો હોય, કે જુના જોડાને ગંધાતા પાણીમાં બોળતો હોય, પણ ગમે તે નીકળે ને ગમે તે જાય, પોતાના કામમાંથી બહાર નજર કરવાની ટેવ તેને પણ ન હતી ને ફુરસદ પણ ન હતી. માત્ર રસ્તા પર જનારના પગ પર તેની નજર અચૂક જરાક ફરી જતી, ને તરત જ તે પાછો પોતાના કામમાં મશગુલ થઇ જતો.

બપોરે પાછું ભાત આવે, ને સાંજે વાઘજી પોતાના કિલ્લામાં બધું સુરક્ષિત મુકી પોતાનો હોકો ગગડાવતો ખભે ફાળિયું નાખી ચાલી નીકળે. ચાલીને તેને પહેલવહેલાં જવાનું શાકબજારમાં. ત્યાંથી કાંઇક શાકભાજી લઇ, બીજી કાંઇ ખરીદી ન હોય તો માવજી માટે થોડીક 'કેસરવાળી પીળી જલેબી' લેતોક ને તરત જ તે ઘેર પહોંચી જતો. બે પંખી માળામાં બેસીને એકબીજાની હૂંફમાં કાંઇકાંઇ પ્રેમની વાતો કરે તેમ આ ગરીબ ધણીધણિયાણી, રાત્રે કમાણીના હિસાબની, આવતા દશેરાના તહેવારની કે માવજીના નવા કબજાની વાતો કરતાં. ચાંદની ખીલી હોય તો વખતે રસ્તાની ધૂળમાં ખાટલો ઢાળી બેસતાં, ને ત્યારે નંદુ માવજીના સગપણ વિષે વાત કરતી તો વાઘજી વળી વહુનાં ઘરેણાંની ચિંતા કરતો. આદર્શ ઘડવાની તમના નહિ હોવાથી ને કાવ્ય લખવાની ફુરસદ નહિ હોવાથી, બંને જણાં આવી કલ્પના કરીને આશાનો રસ જીવનમાં ઉતારતાં. નંદુની કાલ્પનિક 'વહુ' ને વાઘજીનાં કાલ્પનિક 'ઘરેણાં' એ બંને હમેશાં મળતાં ને હમેશાં વેરાઇ જતાં!

છતાં, એ ગરીબ ઘર સારું, શાંત ને સુઘડ હતું. ને ગણો

જણાં એકબીજાની હૂંફમાં ગરીબીનાં આંસુ ભુલી સાદા જીવનનો આનંદ લઇ રહ્યાં હતાં.

‡

શહેરમાં એક ફેરફાર થયો.

વાઘજી બેસતો તે સરિયામ રસ્તો હતો. એ રસ્તો ખાસ કરીને ધોળાં લુગડાંવાળા ઉંચા વર્ગ માટે હતો. આજે વાઘજી આવીને પોતાની ‘ ઘોલકી ’ વાળીચોળીને સાફ કરી રહ્યો, ત્યાં તેણે જોયું કે ગોઠણ સુધી ચામડાનાં હોલબૂટ પહેરી એક ‘ સા’બ ’ ત્યાં ફરી રહ્યો હતો. એક હાથમાં નાજુક નેતરની સોટી રાખી હતી. ચારે તરફ નજર ફેરવતો તે આમથી તેમ આંટા મારતો હતો. ભંગી લોકો રસ્તો વાળીચોળીને સાફ કરતા હતા, ને પાછળ ધડધડ પાણીની ગાડી ચાલીને ધૂળ બેસાડી દેતી હતી. આઠ વાગ્યા પણ આજે નંદુ ભાત લઇને આવી નહિ. નવ થવા આવ્યા ને વાઘજી રાહ જોઇજોઇને થાકયો, પણ ક્યાંય નંદુ દેખાણી નહિ. એવામાં અચાનક પેલો ‘ સા’બ ’ ફરતો ફરતો આવી પહોંચ્યો. તે વાઘજીના કિલ્લા પાસે અટકયો.

‘ રામુ ! ’ તેણે બૂમ પાડી.

બનાતનો પટો બાંધીને છેટે અદબસર ઉભેલો એક માણસ તેની પાસે હાજર થયો.

‘ આ કોણ છે ! રસ્તા પર ચામડાના ઢગલા શા ? ’

રામુના જોડાને હજી બે દિવસ પહેલાં જ વાઘજીએ એક થીગડી મફત મારી હતી એટલે તેણે કાંઇક બચાવનો યત્ન કર્યો.

‘ હા જી ! એ તો મોચી છે. આ એની દુકાન છે. ઘણા વખતની છે. ’

સાહેબે નેતરની સોટીનો ઉપલો રૂપાના હાથાવાળો ભાગ મોમાં નાંખ્યો, ' રસ્તા ઉપર ખુલ્લી દુકાન શું ? . . . ચાલો, ગવર્નર સાહેબની સવારી નીકળે તે પહેલાં એનો બધો સામાન ઉપાડી ચાલ્યા જવાનો હુકમ કરો. જલદી થાય; દસ પહેલાં.'

આટલો હુકમ કરી સોટીને પોતાના ચામડાના બૂટમાં પછાડતો તે ત્યાંથી ચાલ્યો ગયો.

' કોણ હતું રામુભાઇ ? ' વાઘજીએ રામુને પૂછ્યું.

' નવા ફોજદાર સાહેબ. પણ ભાઇ ! હવે જમાનો બદલાયો છે. નકર આવા ઓછાપેટા અમલદાર હોય ? ગરીબ માણુસ, બિચારો બે પૈસા કમાઇ ખાય છે, એમાં એના બાપનું શું જાય છે ? હેં ? પણ ભાઇ, અમલ ! અમલ કોને કે' ? '

' શું કીધું ફોજદાર સા'બે ? '

' બીજું શું ? આજ કાંઈ કોઇનું સારૂં થાય એમ ઓછું જ છે ? પણ હું તને હેરાન કરૂં તો તું મને શું દે, એના જેવી વાત. આ એમ, કે ગવર્નર સાહેબ આવે છે ના, તે તને રસ્તા ઉપર બેસવા દેવો નહિ ! '

વાઘજીની પીપરમાં પાન ખખડ્યાં. વાઘજીને અત્યારે એનો અવાજ ભવિષ્યની આપત્તિ જેવો લાગ્યો. તે જરાક ખિન્ન થયો.

' અરે, ભાઇ ! મારી ગરીબની રોજી . . . . . '

' હવે એનું તારે શું કામ છે ? પાછા અમે ને અમે સાંધી દેશું. હમણાં બે દિવસ ફરી ગયા. '

' પણ આ મોકાનો મારગ . . . '

' હવે મોકાનો મારગ ને બીજો મારગ, તારે ક્યાં મફત પૈસા લેવા છે ? અને બે દિવસ ફરી જા ને પછી વળી સાહેબને સમજાવશું. '

એટલામાં ફોજદાર સાહેબ પાછા વળતા દેખાયા. ભંગી લોકો ધ્યાન રાખીરાખીને વાળવા મંડયા હતા.

'વાઘજી! તું સામાન ફેરવવા મંડી જા. એનો હમણાં કોયડો ફાટે છે.' રામુએ કહ્યું.

વાઘજીએ અત્યંત દુઃખથી જૂનાં ખાસડાં કોથળામાં ભર્યાં, કાચલીઓ અંદર મુકી, પાણી ઢાળવી માટલું હાથમાં લીધું ને ધીમેથી ત્યાંથી ઉતર્યો. ફોજદાર ત્યાંથી પસાર થતા હતા. તેણે માટલાવાળા હાથે તેને સલામ કરી, ખાસડાંનો કોથળો જરા નીચે મુકયો, અને તેની સામે જોઈ અરજી કરવા લાગ્યો:

'સાં'બ! મારી ગરીબની અરજી . . .'

નંદુ મોડીમોડી પણ માવજીને તેડીને આવતી હતી, તે વાઘજી પાસે થોભી ગઈ.

'ઘેરે હાલ્યા કે શું?' તેણે ઘૂમટામાંથી જ પૂછ્યું. વાઘજી તેના સામું જોયા વિના સા'બ સામે જોઇ રહ્યો હતો. સાહેબે મોઢેથી સીસોટી વગાડતાં વગાડતાં રસ્તા પર લાંબી નજર ફેંકી, બધે સાફ થયું છે એમ જોઇ લીધું ને મોચી તરફ દૃષ્ટિ ફેરવી.

'સાં'બ! મારી ગરીબની અરજી . . . . . .' વાઘજી હજી બોલ્યા કરતો હતો. સા'બ સાંભળતા છતાં ન સાંભળતા હોય તેમ 'નિર્લેપ' ઉભા હતા! એટલામાં એક પટાવાળાએ સાહેબની પાસે આવીને સલામ કરી એક કાગળ આપ્યો. સાહેબે કવર ફોડયું, ને કવરની ઉપલી ફાડેલી કોર નીચે પડી તેના તરફ જરાક જોઈ કાગળ વાંચવા માંડયા. પટાવાળો સાહેબનું મન કળી ગયો. તેણે તરત એ કોર લઇને કુચો કરી પોતાના ખીસામાં મુકી દીધી.

'સાબ ! મારી અરજી . , . . . .'

સાહેબના હાથમાંથી ખાલી કવર નીચે પડી ગયું. વાઘજી ઉતાવળે માટલું હેઠું મુકી, પોતે સાહેબને કવર દઇ શકે એ લોભમાં આગળ વધ્યો. સાહેબે એના તરફ જરાક કરડાઇથી જોયું, પણ તેણે ધ્રૂજતા હાથે કવર લઇને સાહેબ આગળ ધર્યું. સાહેબે તેની સામે જોયું નહિ, પણ કાગળમાંથી માથુ ઉચું કરી 'અચ્છા ચીમનલાલકુ ભેજો' એટલું કહી પટાવાળાને હાથથી જવાની નિશાની કરી.

'સા'બ ! મારી અરજી . . . . . .' ધ્રુજતા હાથે હજી વાઘજી પેલું કવર સાહેબને આપવા ધરી રહ્યો હતો.

'તુમેરા સબ સામાન લે કર ઇધરસે જલ્દી ચલે જાઓ.' સાહેબે વાઘજીને એકદમ હિંદુસ્તાનીમાં જવાબ આપ્યો. સાહેબ ચાલ્યા ગયા. વાઘજી નિરાશ થઇને પાછો ફર્યો, ને તેનું જૂનું માટલું ઉતાવળમાં નીચે મુકાતાં ફુટી ગયું હતું તે જોઇને હસ્યોઃ 'આણે પણ રજા લીધી ! હવે આવું માટલું પણ નહિ મળે !'

'અરે જાઓ રે, તમે તે ભાયડા માણસ થઇને આમ શું નાખી દેવાની વાત કરતા હશો ? શું આવું માટલું નહિ મળે ? શું કીધું સાહેબે ?' નંદુએ પૂછ્યું.

'હવે હાલો. ઘર ભેળાં થાઇએ, નકર રહ્યાંસહ્યાં જૂનાં ખાસડાં પણ જાશે. આ માટલાએ રજા લીધી એણે થોડાં ઠંડાં પાણી પાયાં છે ?' મોચીએ જવાબ વાળ્યો.

પીપર ઉપર એક દૃષ્ટિ નાખી, મોચી તે દિવસે, બેરોજગાર થઈ ઘેર ચાલ્યો ગયો.

‡

'આજ તું કેમ મોડી ?' રસ્તામાં મોચીએ પૂછ્યું.

નંદુને મોચીના સ્વભાવની ખબર હતી. પહેલેથી જ તેણે સાવ સાદું ને શાંત જીવન ગાળ્યું હતું, એટલે જરાક અટપટી અડચણ આવતાં તે હેં ફેં ફેં થઇ જતો. નંદુએ જરા વિચાર કરીને જવાબ વાળ્યો, 'હું તો આજ ના—પીટયું આજ તો તાવ—જરા . . ક માથું દુખે છે!'

મોચી શૂન્ય દષ્ટિથી એની સામે જોઇ રહ્યો. 'આજ તો દિ' જ એવો ઉગ્યો છે. સા'બે આંહી બેસવાની ના પાડી, રોજી ગઇ, માટલું ફૂટયું ને હવે તને તાવ . . . . . .' તેણે નંદુના હાથ પર હાથ મુકયો. હાથ તાવમાં ફફડતો હતો. 'આ તારો જરાક તાવ?'

'તે ઈમાં શું? તાવ નો આવે? ઇ તો આવે ને ઉતરે.' નંદુએ હિંમતભેર કહ્યું. પણ મોચીના પગ ભાંગી ગયા હતા. બંને ઘેર ગયાં. પણ તે દિવસથી એ ગરીબ ઘરના વિનાશના ગણેશ મંડાયા.

રોજી તો ગઈ જ, અને નંદુનો તાવ પણ એકદમ ઉતર્યો નહિ. તે વધારે ને વધારે લેવાતી ગઈ. અને ઘરમાં પણ કેટલાક દિ'નું હોય? થોડાક દિવસ તો જેમતેમ પસાર થયા; પણ છેવટે ભૂખમરો સામે ઘુરકતો ઉભો.

એક દિવસ વાઘજી નંદુ માટે રાબ કરતો હતો. રાડાં સળગાવીને રાબ કરતો હતો, એટલે બે કામ થાય. રાડાં સળગે એટલે દીવાનું કામ પણ સરે. આજે હવે ઘરમાં છેલ્લી ખરચી ખુટી હતી.

'તમે કાંઇ જમ્યા?' નંદુએ પૂછ્યું.

મોચીના પેટમાં બે દિવસના અરધા ઉપવાસ હતા. તે ઉપરથી હસ્યો, 'હું તો તારી પહેલાં જમ્યો છું!'

ધ્રૂજતે હાથે રાબનો વાટકો લઈને નંદુ તેની સામે જોઈ રહી: 'ધારો કે હું મરી જાઉં તો તમે આમ ભૂખ્યા જ પડ્યા રહેવાના ને? જરાક તો ખાવાપીવાનું ભાન રાખો. આ છોકરો સુકાઈ ગયો, મારો મોરલા જેવો . . . . . .' નંદુ વધારે બોલી શકી નહિ. ટપટપ આંસુ પાડીને વાઘજી રોઈ રહ્યો હતો!

'અરે! હું તો અમથી વાત કરું છું!' એટલામાં માવજી દોડીને માની છાતીમાં માથું ભરાવી ડુસકાં ભરવા લાગ્યો.

'કાલ છે કાંઈ ખાવાનું? આનું–ફુલ જોવાનું શું થાશે?'

વાઘજીએ નિઃશ્વાસ મુક્યો.

'તમે કાલ રોજી પર જાઓને. મને હવે કાંઈ પાણા ય પડવાના નથી.'

'ઓલી મોકાવાળી જગ્યા ગઈ, ને બીજીમાં કાંઈ પેદા થાતું નથી.'

'હાય રે! શું કીધું, સા'બે મારે પીટયે?'

'ના પાડી; ત્યાં બેસવાનું નથી.'

'ગવંડરની સવારી તો હવે હાલી ગઈ છે તો ય?'

'હા.'

જ્યારે છેલ્લું વાસણ વેચાઈ ગયું ત્યારે નંદુ તદ્દન સાજી થઈ ગઈ હતી. પણ આજ આખા દિવસમાં એ કુટુંબને માત્ર બે પૈસા પર ચલાવવું પડ્યું હતું. વાઘજી તે દિવસે રોજીએ ગયો હતો, પણ પેલી મોકાવાળી જગ્યા પર તો તેનો પગ હવે કોઈ ઠરવા દેતા જ નહિ. ને બીજે તેવી ઘરાકી જામે તેવો મોકો હતો નહિ. આજ એ કુટુંબ પહેલવહેલું રાત્રે ભીખ માગવા નીકળ્યું.

વિજળીની રોશની નીચે અનેક સુખી યુગલ આનંદ કરતાં

હતાં, પણ આ ભિખારી તરફ જોવાની કોઇને દરકાર નં હતી. તે ધીમે ધીમે આગળ ચાલ્યો. સીનેમા પાસે લોકનો ઠઠેરો જામ્યો હતો, ને કેટલાક જુવાનો નિશ્ચિત હાસ્ય કરતા હતા. પણ તેનો લાંબો થએલો હાથ દરેક વખતે બેઠો પડ્યો ને નંદુને થાક આપવા તે એક પાણીના નળ પાસે બેઠો ત્યારે પાણી સિવાય બીજું કાંઇ તેની પાસે હતું નહિ !

થાક ખાઈને તે આગળ વધ્યો. એક ઠેકાણે 'સુભદ્રાહરણ' વંચાતું હતું ને ગોળમટોળ ભટજી પાસે કેટલાક સીધાના થાળ પડ્યા હતા! ભટજી સ્ત્રીની પેઠે ઝીણાઝીણા સ્વર કાઢી લોકને હસાવતા હતા. વાઘજીના કાલાવાલા એ સભામાં બેદરકાર કાન પર પડીને પાછા પોતાના જ મોં પર શરમની રેખાની માફક વેરાઇ ગયા !

વૃદ્ધ ન છતા વૃદ્ધ જેવો તે આગળ ચાલ્યો ગયો. બહુ-ચરાજીના મંદિર પાસે આરતી ઉતરી રહી હતી, ને માતાના ભકતો 'જે જે' કરી રહ્યા હતા. ભક્તિમાં વિઘ્ન હોય તેમ તેને સૌએ ધિક્કાર્યો. ભીખમાં ન ટેવાએલું મન આઘાત પામ્યું ને માવજીને રોતો જોઈ તેના તરફ વળ્યું. એક જુવાન નીકળ્યો તેની પાસે તેણે સહજ જ હાથ લબો કર્યો ને આંખ માની શકે તે પહેલાં તેના હાથમાં પૈસો પડ્યો. તેના હાથને એક પૈસાનો ભાર પણ જણાયો. સામેની દુકાનેથી દોડીને તે દાળિયા લઇ આવ્યો. પોતાનાં બંનેને ખાતાં જોઇ, તેણે આકાશ સામે જોયું ને તેના ગાલ આભારનાં આંસુથી ભીના થવા લાગ્યા !

‡

એ રાત્રિ તે એક દુકાન પર પડ્યો રહ્યો. સવારે પાંચ વાગ્યે વહેલાં ઉઠવાવાળાં થોડાંક સાવધાન કુતરાં જ ઉઠીને

લૈરવથી પોતાનું ગળું સાફ કરતાં હતાં. બજાર તદ્દન શાંત હતું, ને ભંગીના સાવરણા માત્ર ફરતા હતા. કોઇકોઈ જગ્યાએ બી વહેલી ઉઠી વાસણ માંજતી હતી કે દાતણ કરતી હતી. વહેલો નીકળેલો માત્ર એક ફકીર કયારેક કાંઇ ગાઈને તરત બંધ થઇ જતો હતો. બાકી બધું સુનકાર હતું. એ વખતે વાઘજી ઉઠ્યો ને માનજીને તેડી નંદુ સાથે ચાલ્યો. પોતાની જુની ખોલકી પાસે જઇ એક વખત પ્યારથી પેલી પીપરને ભેટ્યો, નાના બાળકની માફક રોયો, ને પછી કઠણ હૈયું કરી ચાલી નીકળ્યો. નંદુ આ બધો તાલ જોઇ રહી હતી. તે હવે બોલી, 'આપણે કયાં જાવું છે?'

'આપણે હવે આ થાનક છોડી દેવું છે!'

'હેં! કેમ છોડવું છે? કયાં જાશું?'

'ગમે ત્યાં.'

'તંઇ આંઇ શું ખોટું છે જે?'

'આંહી હવે આ થાનક વના કામની ધૂન નહિ જાગે. ને એ થાનક ફોજદારે છોડાવ્યું!'

'હવે ઇમાં તે શું? આપણે ગરીબને થાનક કેવાં?'

'ના, ના. આ જનમભોમકા હવે કળજુગથી ભરાઈ ગઇ છે. રાજાના જેવી મોલાતો પાસેથી આપણે ભૂખ્યા નીકળ્યા ને કોઇએ કટકો રોટલો દીધો નહિ! જે જમીન પર બેસીને શેર બાજરી પેદા કરતા, તે જમીન પર વિજળીનો થાંભલો ઉભો થઇ ગયો! આ ધરતીમાંથી હવે અમી ખુટ્યાં છે માટે આપણે બીજે ચાલો. આંહી જેવારો નહિ થાય.' અને તે આખું ગરીબ કુટુંબ ત્યાંથી ચાલી નીકળ્યું.

*

હવે એ રસ્તા પર વાઘજીની દુકાન નથી. વાઘજી જતાં પેલી પીપરનું ઠૂંઠું થઇ ગયું છે. એક વિજળીનો થાંભલો ને તે ઠૂંઠું એવા બે જડ દોસ્તદારો રસ્તા પર છેટે સુધી નજર નાખતા ઉભા છે. પણ હજી વરસમાં એક દિવસ, એક મજુર જેવો માણસ રાત્રે લપાતોછુપાતો ત્યાં આવે છે, રાત્રે ત્યાં પડી રહે છે, ને વહેલો મળસ્કામાં ઉઠી, પેલા ઠુંઠાને ભેટી છાનોમાનો ચાલ્યો જાય છે! પણ આ બધું, વરસમાં એક જ દિવસ બને છે.

# એક ભૂલ

શહેરના બરાબર મધ્ય ભાગમાં શાકમારકીટ હતી. અત્યારે નવનો વખત હતો, અને બકાલીઓ, શિકારીના જેવી દૃષ્ટિથી ઉજળાં લુગડાંવાળા અધિકારીઓ તરફ વારંવાર નજર ફેરવતા ' ચાલો સાહેબ, ત્રણની શેર ! ત્રણની શેર ! તાજી કોબીજ ત્રણની શેર !' એમ એકનો એક સૂર ઉંચો-નીચો કરી કાઢતા હતા.

શાકમારકીટમાં જુદાજુદા પ્રકારની પણ એક જ દૃષ્ટિબિંદુવાળી બકાલીઓની અનેક મૂર્તિ હતી. મારકીટ ગોળાકારમાં હતી અને દુકાનો સામસામે ગોઠવાએલી હતી. આ મારકીટમાં સૌથી ખંધો બકાલી મુળજી લંગડો કહેવાતો. તેને ત્યાં દરેક ઋતુનું સૌથી સારૂં શાક પ્રથમ આવતું, અને પડતર શાકને તાજામાં ખપાવવામાં પણ એ એક્કો હતો.

' અરે એઇ !' પાછળ જોઇને મુળજીએ એક છોકરાને બુમ પાડી.

તરત બારતેર વર્ષનો ગુલાબી, હસતા ચહેરાવાળો એક સુંદર છોકરો હાજર થઇ ગયો.

' પ્યારેમોહન !'

' હો, ડો . . . . સાબાબ, શું બોલો !' છોકરાએ જરા

લહેકીને જવાબ વાળ્યો. છોકરો ભલો હતો; પણ બાળપણને નિર્દોષ મશ્કરી પર જરાક પક્ષપાત હોય છે,

'સાળા! ફાટ્યો કે? હું ડોસો એમ?'

પ્યારેમોહનના ખભાને હાથ દઈ એક છોકરી હસતી ઉભી હતી. તેણે પોતાના હાથમાં કુતરૂં તેડ્યું હતું. તેના કાનને વારંવાર ખેંચી તે રમત કરતી હતી. કુતરૂં તેને ખોટું-ખોટું કરડતું હતું. છોકરી મુળજીનો સ્વર સાંભળી ભડકી, ને જરા પાછી હટી ગઇ.

'બંસી! તું આંહી આવ.' મુળજીએ છોકરી તરફ નજર ફેરવીને કહ્યું, 'આ સાળો ફાટ્યો છે. જા મારી દીકરી, આ આટલું શાક લક્ષ્મીદાસભાઇને ત્યાં આપી આવ તો.'

'તો શું આપશો?' છોકરીએ નરમાશથી પુછ્યું.

'તું કહીશ તે. ઓહો! છોકરાંમાં પણ કળજુગ!'

'અને આ સતજુગની મૂર્તિ!' પ્યારેમોહન બોલ્યો, 'કાકા! કાલે ભાજી કોણે સેળભેળ કરીને વેચી?'

મુળજીએ આંખ કાઢીઃ 'ખબરદાર, જો બોલ્યો તો!'

'નહિંતર? નહિંતર શું કરશો? પણ લ્યો આ તમારા સાહેબ આવ્યા!'

સામેથી એક પાંત્રીસ ચાળીસ વર્ષનો આધેડ માણસ, અધિકારીની ઢબથી ચાલ્યો આવતો હતો. દરેક શાકવાળાની દુકાને જરા અટકી કાંઈક પૂછી પછી તે આગળ વધતો હતો. તેની સાથેનાં બેચાર માણસો પણ તેની ચાલ પ્રમાણે ધીમે કે ઉતાવળે ચાલતાં હતાં. આ માણસ મ્યુનિસિપલ સેક્રેટરી હતો, ને અત્યારે શાકમારકીટની તપાસ કરવા નીકળ્યો હતો. સાથે-સાથે શાકના ભાવતાલ પણ પૂછતો હતો.

પ્યારેમોહન અને બંસી આ તકનો લાભ લઇ બંદીખાનેથી છુટયાં હોય તેમ દોડતાં દોડતાં ચાલ્યાં ગયાં. પણ જતાં જતાં પ્યારેમોહન મુળજીની ટોપલીમાંથી એક કેરી ઉપાડતો ગયો. મુળજી બેઠો થઇ ગયો, ને પાછળ લાકડી ફેંકી, પણ નિશાન ચુકયો. એટલામાં મ્યુનિસિપલ સેક્રેટરીને આવેલા જોઇ મુળજીએ તેને ઝુકીને સલામ કરી.

'કાં સાહેબ! શું લેશો? આ શાક તો આપને માટે તૈયાર કર્યું છે: બીજું કાંઈ? કાંઇ હુકમ?' મુળજીએ પેલું તૈયાર રાખેલું શાક બતાવ્યું.

અધિકારના લાભ લેવામાં લક્ષ્મીદાસની તત્પરતા વખાણુવા-લાયક મનાતી.

'એલા મકન!' લક્ષ્મીદાસે મુળજીને જવાબ આપતાં પહેલાં પાસેના બીજા એક બકાલીને બોલાવ્યો.

'જી!' મકને પોતાની દુકાન છોડયા વિના છેટેથી જ જવાબ વાળ્યો. પણ મકનને કાંઈ વધારે કહેતાં પહેલાં લક્ષ્મીદાસ મુળજી તરફ ફર્યો: 'મુળજી, બહુ સારૂં નથી હો. એલા તમે ભાજી સડી જાય તોપણ વેચ્ચે રાખવાના?'

'પણ સાહેબ, કીધું કોણે?' મુળજી સાહેબની નાડ જાણતો હતો, એટલે ડર્યા વિના વિવેકથી બોલ્યો.

પ્યારેમોહન હજી છેટે ઉભો હતો તે એક હાથમાં કેરી દેખાડી 'કાકા કેરી, કાકા કેરી!' બોલ્યા કરતો હતો, ને બીજા બેચાર જણા તેની પાસે ઉભા ઉભા હસતા હતા.

'એલા મકન!' લક્ષ્મીદાસે વળી મકનને બોલાવ્યો ને એક ત્રીજાને પણ પકડયો: 'ક્યાં ગયા નથુ શેઠ?'

આટલા બધાને ભેગા થતા જોઇ, પોતાની કથા લક્ષ્મીદાસ

કાઢી ન બેસે માટે મુળજી એકદમ નીચેના ભંડારા તરફ વળ્યો. અંદરથી બેચાર કેરીનાં સારાં ફળ કાઢ્યાં ને ઉપર આવી લક્ષ્મીદાસ સામે ધર્યાં.

'જોયું સાહેબ, આ ફળ જોયું? અસલ પાયરી હો. એક વખત માલ ચાખવા જેવો છે!'

'શું છે એનો ભાવ?' લક્ષ્મીદાસે જરા બેદરકારીથી પૂછ્યું ને એક બૂમ વધારે પાડી, 'નથુ શેઠ!—એલા રહેમાન, નથુ શેઠને બોલાવજે!'

રહેમાન—તેનો પટાવાળો હુકમ પ્રમાણે નથુ શેઠને બોલાવવા ગયો.

'એનો ભાવ?' મુળજી બોલતો હતો, 'હવે સા'બ! આપને ભાવનું શું કામ છે? કેટલી આપું?

'ના.' લક્ષ્મીદાસ ભડક્યો હોય તેમ ખેસ ખંખેરવા મંડ્યો.

'હવે સા'બ! અમારૂં વેણ રાખો. આ માલ નહિ મળે.' મુળજી પણ જાણે આજે સાહેબ પર ખાસ પક્ષપાત રાખતો હોય તેમ, ડોક જરાક વાંકી કરીને હાથ હલાવતો હલાવતો ઠાવકે મોંએ બોલતો હતો.

'ઠીકઠીક;' લક્ષ્મીદાસે ઉતાવળે કહ્યું, 'પાંચ શેર મોકલાવજે!'

લક્ષ્મીદાસ ત્યાંથી ચાલ્યા એટલામાં મકન સામેથી ચાલ્યો આવતો હતો. 'તમે, એલા, પટાવાળાને કેમ ફળ ખવડાવો છો? પટાવાળા દરબારી નોકર નથી?' મકનને લક્ષ્મીદાસે ધમકાવ્યો.

'અરે સાહેબ, એ શી વાત છે? પટાવાળા દરબારી નોકર પહેલા. એક ઘરાક સમજાવવા રહ્યો એટલે જરા મોડું થયું.' મકનનો વિવેક મુળજીથી જાય તેમ ન હતો.

'હજી તો શી વાત છે? કાલે તારી કોબીજ ખાઈખાઈને ગામ મરવા પડયું છે એમ ડાક્ટર સાહેબ કહેતા હતા. ગજબ કહેવાય ના?'

મકન હાથ પહોળા કરીને બોલ્યો, 'પણ સા'બ! આખું ગામ લોભિયું છે. તેલ વિના શાક કરે, પછી શાકનો શો વાંક? આ ઘાંચી તો બધા ય માથે ઓઢીને રૂએ છે. તેલ જ ખપે નહિ!'

'અને તું એક શાહુકારનો ગગો ખાવાવાળો!'

'આ સા'બ, રસરોટલી વિના હમણાં ખાવું હરામ છે!'

'કેરી વેચે છે?' લક્ષ્મીદાસે જરા ધીમેથી પૂછ્યું અને આગળ ચાલ્યો. બકાલી પણ પાછળ આંખમીંચામણા કરતો ચાલ્યો.

'શો ભાવ છે?'

એટલી વારમાં નથુ શેઠને તેડીને રહેમાન આવી પહોંચ્યો હતો. નથુ શેઠે લક્ષ્મીદાસના શબ્દો સાંભળ્યા ને તરત વચ્ચેથી ઉત્તર વાળ્યો, 'કેરી તો આપણી દુકાનની; બાકી બધા ગોટલા!'

'એમ કે?' લક્ષ્મીદાસને નથુ શેઠની વાત રૂચી ને તેના તરફ જરા હસીને જોયું.

'જી હા; પધારો.'

'નથુ શેઠ! તમારી બહુ રાડ છે. રહેમાન! એક પાંચ શેર કેરી મુળજીને ત્યાંથી લઈ લેજે. સારી આવે હો!'

પટાવાળો કેરી લેવા ચાલ્યો ગયો. લક્ષ્મીદાસ મકનને મૂકી નથુ શેઠને ત્યાં વળ્યો. બલા ગઈ હોય તેમ મકન આનંદ પામતો બોલ્યો, 'સા'બ આંહી નહિ આવે?'

લક્ષ્મીદાસ ઉત્તર આપ્યા વિના ચાલ્યો ગયો, કારણકે તેનું ધ્યાન નથુ શેઠની વાતોમાં હતું. મકને સ્ત્રીની જેમ બે હાથના ટચાકડા ફોડી ધીમેથી 'બલા . . . ગઇ' કહ્યું ને પાસેના બેચાર બકાલીઓ હસી પડયા.

'આ છોકરાં કોણ છે?' મારકીટના એક ખુણામાં ટાંકી હતી ત્યાં પ્યારેમોહન અને બંસીને બેઠેલાં જોઇને લક્ષ્મીદાસે નથુ શેઠને પૂછ્યું. ટાંકીમાં ચારપાંચ નળ ગોઠવ્યા હતા, આસપાસ કેટલીક કુંડીઓ હતી, ને એક નાનો સરખો બગીચો પણ કર્યો હતો. પ્યારેમોહન અને બંસી એક ખુણાની કુંડી પર બેસીને એ વખતે કેરી ખાઇ રહ્યાં હતાં.

'સાહેબ! એ છોકરાં શાક મારકીટનાં હમેશનાં વગર તેડ્યાં મહેમાન છે.'

'એનાં માબાપ કોણ છે?'

'કોને ખબર છે? કોણ જાણે છે? અહીં હમેશાં રહે છે. ખાવાનું પણ અહીંઆં ને સુવાનું પણ અહીંઆં. પણ અસ્સલ વાંદરાની જાત છે!'

'એમ કે?'

'હા. આ છોકરી આઠ નવ વર્ષ પહેલાં કયાંકથી આવી ચડી તે દિવસે તો દુધ પીતી, ને છોકરો પણ ત્યારે અહીં જ હતો. ભગવાન રાખે એને કોણ ચાખે?'

'ખાવાનું શું કરે?'

'નળ ઉપર, માબાપ! એનો વગર પરવાનગીનો કર છે! કોઇ આવ્યુંગયું ત્યાં ઓટલા પર ખાવા બેસે, એટલે છોકરાંઓનો ભાગ સાચો. બકાલીઓની પાસેથી પણ હમેશાં કાંઇ ને કાંઇ મળી રહે. એ બંને મારકીટ ઉપર જ નભે છે સાબ!'

'ઠી . . . ક.' લક્ષ્મીદાસે કહ્યું. આ વાતમાં એને રસ પડયો નહિ. એનું ધ્યાન નથુ શેઠની દુકાનમાં ગોઠવેલી કેસરી રંગની કેરીઓ પર હતું.

છેવટે લક્ષ્મીદાસ આજનો ફેરો સફળ કરી મારકીટના ફાટકમાંથી બહાર નીકળ્યો. ફાટક પાસેના ખુણામાં જ પેલી નળની ટાંકી ને બગીચો હતાં. આસોપાલવના ઝાડ પરથી બંસી અને પ્યારેમોહનની વાતો સંભળાતી હતી.

'પણ એ પડાવી કોણે ? ભાયડે ! ડોસાભાઈ અમથા તો કાઢે તેવા નથી !'

બંને જણાં ખડખડ હસી પડયાં.

'ડો . . . સાભાઇ !' પ્યારેમોહન રહી શક્યો નહિ; તેણે ત્યાં બેઠા બેઠા મોટેથી બૂમ પાડી, 'એ ડો . . . સાભાઈ !'

જવાબમાં બેચાર બકાલીઓનું હાસ્ય ને મુળજીના બેત્રણ શબ્દો સંભળાયા. છોકરાં પણ આનંદી હતાં ને અત્યારે તો ગેલમાં ચડયાં હતાં.

'જો હું સા'બ થાઉં ના, તો બધા પાસેથી ખૂબ કેરીઓ પડાવું !' પ્યારેમોહન કેરીનો ગોટલો નીચે નાખતાં બોલ્યો.

'ના માડી !' બંસીએ કહ્યું, 'એવું તે કોણ કરે ? જો આકાશમાં ભગવાન છે ના, તેના ચોપડામાં આપણી વાતો લખાય છે !'

'એમ કે ?' પ્યારેમોહને જરા ગંભીર બનીને આકાશ સામે જોયું : 'તને ક કોણે કહ્યું ?'

'કાં તે દી' ઓલા દક્ષણી સાહેબે ન કહ્યું, તું જૂઠું બોલ્યો એટલે ?'

'હા . . હા.' પ્યારેમોહનને એ જૂની વાત યાદ આવતાં

જવાબ વાળ્યો; ' અને તેણે જ તારૂં નામ નાનીને બદલે બંસી પાડ્યું. ભલા, એ સાહેબ ક્યાં ગયા ?'

' અરેરે ! બિચારા મરી ગયા.'

છોકરાં મૃત્યુના નામથી ઘડીવાર ગંભીર બની ગયાં. પણ એટલામાં તેમના વહાલા કુતરાના ભસવાના અવાજથી જાગ્રત થયાં. બંસીએ નીચે દૃષ્ટિ નાખી ત્યાં મૃત્યુને ભૂલાવે તેવો એક ચહેરો તેની દૃષ્ટિએ પડ્યો. તે બેબાકળી થઇ ગઇ. ' પ્યારેમોહનનાં હાયહાય રે !' એવો દુઃખભર્યો અવાજ તેનાથી નીકળી ગયો.

' કાં કાં ? બંસી !'

' શામજી, મારો પીટ્યો ! કાલ મારા ટપુને પકડ્યો હતો. હવે એ તો આ તરફ જ આવે છે, લે.' બંસી ઢીલી પડી ગઇ.

શામજી ભંગીનું નામ હતું, ને તેનું કામ કુતરાં પકડવાનું હતું. કાલે તેણે બંસીના ટપુને પકડ્યો ત્યારે બંસીએ માંડમાંડ છોડાવ્યો હતો. આજે તેને આ તરફ આવતો જોઇ તે ધ્રૂજી ઉઠી.

પ્યારેમોહન એકદમ નીચે ઉતરવા મંડ્યો. કેટલાક બકાલીઓ શામજીને સાદ કરી રહ્યા હતા. શામજી પોતાના લંગડા પગને સાણુસાની મદદથી ટેકવીને ઝપાટાબંધ ચાલ્યો આવતો હતો. આજ તેણે નવું અંગરખું પહેર્યું હતું, માથે લીલો ખોટા તારાવાળો સાફો બાંધ્યો હતો, ને તેની વહુ ત્યાં સાવરણો લઇ વાળતી હતી તેને રોફ બતાવવા કે વગ દેખાડવા રસ્તે જતા આવતા સૌને સલામ કરતો હતો. બકાલીઓના સાદથી તે મારકીટ તરફ આવી પહોંચ્યો.

' કેમ નથુ શેઠ ! શો હુકમ છે સાહેબ ?'

' અરે આ બે રખડુ છોકરાં. એના કુતરાંને પકડ્યું ? આજે એ કુતરાએ ખૂબ હેરાન કર્યો છે.'

મકન ને મુળજી છેટેથી હસ્યા, ' કાલે કાં પકડતાં બચાવ્યું ?'

એટલી વારમાં પ્યારેમોહન ને બંસી નીચે ઉતરીને આવી પહોંચ્યાં હતાં. ટપુ શામજી સામે ભસતો ભસતો આમ તેમ આંટા મારતો હતો તે પોતાના મિત્રો મદદે આવેલા જોઇને વધારે ભળસા લાગ્યો.

' પકડ સાળાને !' નથુ શેઠે એક લાકડીથી ટપુને હાંકી કાઢચો હતો. કુતરો પ્યારેમોહન તથા બંસીનો સાદ સાંભળી ત્યાં આશ્રય માગવા દોડચો, એટલામાં શામજીએ ચાલાકીથી આબાદ પકડી લીધો ને ગર્વથી બોલ્યો, ' લ્યો મહેરબાન !'

પ્યારેમોહન ને બંસી દોડયાં, ' એલા એ, અમારો કુતરો છે. પ્યારેમોહને બૂમ પાડી. બંસી ગળગળી થઇને બોલી, ' બાપુ ! મારૂં કુતરૂં છે; છોડી દે.'

' હા હા, કીકલો છું ના ?' શામજીએ કુતરા પકડવાના પોતાના દસબાર વર્ષના અનુભવથી દયા ખોઇ હતી તે બતાવ્યું.

' એલા મુક્તો નહિ !' એક સાદ આવ્યો.

' કાં બાપુ !' બંસીનો ગળગળો સ્વર બીજા બેચાર હોકારામાં ડુબી ગયો.

' ઠીક થયું !' મકન છેટેથી બોલ્યો, ' સાળે કાલે જ મારૂં ભાત અભડાવ્યું હતું !'

પ્યારેમોહન રહી શક્યો નહિ, તે પથ્થર લઇને દોડ્યો. ચારે તરફથી ' હાં હાં ' ના પોકાર થવા લાગ્યા. ' કાં ? જોતો જા ને ? ગગો કેરી લઇને ભાગ્યો હતો, ને હજી તો ભાજીની વાત કરે છે !' મુળજીએ તાણો માર્યો.

પ્યારેમોહનનો છુટેલો પથ્થર ટપુને જ લાગ્યો ને કુતરો બમણા દર્દથી ચીસ પાડી ઉઠચો. બધા બકાલીઓ હસી પડચા,

ને બંસી હાથથી મો ઢાકીને રોઈ પડી.

શામજી કુતરાને દૂરદૂર ખેંચી જવા લાગ્યો. દર્દથી ધીમી થતી એની ચીસો બંસીને બમણો શોક આપતી હતી. બંને જણાં તેની પાછળપાછળ ગયાં, પણ શામજીએ તો કુતરાને પાંજરામાં પુરી દીધો હતો, ને ત્યાં તેના અનેક જાતભાઇઓ સાથે તે પણ લડાઇમાં પડ્યો હતો.

બંને નિરાધાર છોકરાં સામે આખી મારકીટ થઇ હતી, ને તેમનો નાનો કુતરો ઝુટવાઇ ગયો હતો. બંસી ને પ્યારેમોહન આખી રાત રોયાં.

તે દિવસે પ્યારેમોહન ને બંસી નળની પાસે પાણી ઉડાડતાં નહોતાં. તેમની રમતમા ભગાણ પડયું હતું. ટપુ વિના તેમની સાથે સોડમા સુનાર કોણ હતું ? કુતરો આખી રાત આ છોકરાં પાસે પડ્યો રહેતો ને ગમે તેવી અંધારી રાત્રે પણ છોકરાં નીરાતે સુઇ રહેતાં.

બીજે દિવસ બંસી આખો વખત સ્ટેશને રહી હતી, ને ઉતારૂઓનાં પોટકાં ઉપાડી ત્રણ આના પેદા કર્યા હતા. આજે તેણે કોઇ બકાલી પાસે ચીભડાની ચીર સરખી માગી નહિ. બધા બકાલી એક કર ગયો જાણી છાના હસતા હતા.

પ્યારેમોહન કુતરાની શોધ કરવા નીકળી પડ્યો હતો. બંસી આવીને તેની રાહ જોતી બેઠી. એટલામાં તો પ્યારેમોહનને દૂરથી દોડતો આવતો જોયો. એના પગમાં ઘણો ઉત્સાહ હતો. તે છેક પાસે આવ્યો.

'બંસી !' મોટી શોધ કરી હોય તેમ પ્યારેમોહન બોલ્યો, 'કાલે તું એકલી રહીશ ?'

'કાં ?'

પ્યારેમાહન છેક પાસે આવ્યો, 'જો કાલે કુતરાનો ડબ્બો ઉપડે છે, ને હું પાછળપાછળ હાલ્યો જઇશ. ટપુ બહાર નીકળશે કે તરત ઉપાડીને હાલ્યો આવીશ.'

'હું ભેગી આવું તો ?'

'ના બાપુ, તું પાછી થાકી જા ને રોની જા.'

'ઠીક, તો તું એકલો જાજે. પણ તેં શું ખાધું ?'

'કાઇ નહિ!'

'બંસીએ પોતાની ઓઢણીએથી સંતાડેલા ગાંઠિયા છોડયા ને બંને જણાં ખાવા બેઠા : પાણી પીધું, ને એટલા પર વાતો કરતાકરતા સુતા. એકબીજાના શ્વાસ ભટકાય એટલા નજીક બંને નિર્દોષ બાળકો એકબીજાની હુંફમાં પડયા હતાં ને શાાતથી ઘોરતાં હતાં.

સવારે પ્યારેમોહન વહેલો ઉઠી ચાલ્યો ગયો. બંસી તો સ્ટેશને પહોંચી ગઇ હતી. આજે તેણે ઠીક કમાણી કરી. સાંજે ફેરાને રોટલી ખાવા માટે પ્યારેમોહનની રાહ જોતી બેઠી રહી. છેક સાંજ પડી. પણ પ્યારેમોહન આવ્યો નહિ. બંસીએ બેત્રણ વખત લાબી નજર ફેરવી ખૂબ ટીકટીકીને જોયું, પણ પ્યારેમોહન કે ટપુ કોઇ દેખાયું નહિ. તે રોવા મંડી. નાનું બાળક સુતુંસુતું રોયું ને રોતુંરોતું આસોપાલવના ઝાડ નીચે આખી રાત પડયું રહ્યું. સવાર થયું ત્યારે પાછું રસ્તા પર રાહ જોતું ઉભું. પણ પ્યારેમોહન હજી આવ્યો નહિ. બંસી બિચારી, રાહ જોઇજોઇને હમેશાં સાજે રડે. રડતાં થાકે ત્યારે સુએ, સુતાં થાકે ત્યારે રડે.

એક દિવસ, બે દિવસ, . . . ને ઘણા દિવસ એમ ચાલ્યા ગયા.

એક દિવસ ટપુ અચાનક પાછો આવ્યો. પણ હજી પ્યારેમોહનનો પત્તો લાગ્યો નહિ. બંસીએ પ્યારેમોહનની રાહ જોઇ ત્યાં જ રહેવાનો નિશ્ચય કર્યો, કારણકે તે એને શોધવા નીકળે ને કદાચ પ્યારેમોહન પાછળથી આવી ચડે તો?.... બંસીને દરરોજ સાંજે નિરાશા થતી ને દરરોજ સવારે આશા પ્રગટતી.

આ ઘટના બન્યે ઘણો વખત થયો. બંસી હવે તો છોકરી મટી નાનીશી સ્ત્રી બની છે. તેના ચહેરા પરથી બાલપણના બધા ભાવ ચાલ્યા જઇ યુવાવસ્થાનાં ચિહ્ન આવી ચુક્યાં છે. તે નાનપણથી મારકીટમાં જ ઉછરી હતી, એટલે તેણે પણ એક શાક વેચવાની જ દુકાન રાખી લીધી. હજી લક્ષ્મીદાસ હમેશાં આંટો આવે છે, ને બંસીને કોઇને કોઇ રીતે સતાવ્યા વિના રહી શકતો નથી.

પણ બંસી પ્યારેમોહનની જ રાહ જુએ છે. તેણે કહ્યું નહોતું કે હું સાંજ પહેલાં આવીશ? બંસી હમેશાં કાલ માટે કૈંક નવીન આશા રાખે છે, ને એવી રીતે એક પછી એક દિવસ ચાલ્યા જાય છે.

બંસી હવે તો મુળજી ને મકનની હરીફ હતી. શાકની ઝાઝી ઘરાકી એને ત્યાં જ લાગતી; ને કોણ જાણે કેમ, સૌથી સારૂં શાક પણ હમેશાં બંસીને ત્યાં જ રહેતું. મકન આંખમીંચામણાં કરીને બોલતો, 'ભાઇ જગત આંધળું છે!' ને મુળજી એને આશ્વાસન દેતો હોય તેમ કહેતો, 'એ ય તે કેટલા દિ'? ચાર દિ'નું ચટકું!'

લક્ષ્મીદાસની વિરુદ્ધ ઘણી અરજીઓ થવાથી, ને લક્ષ્મીદાસે દરેક પ્રસંગમાંથી લાભ લેવાનું સૂત્ર ખૂબ ચલાવ્યું તેથી, તેને

બરતરફ કરવામાં આવ્યો હતો. હવે તે શાક લેવા આવતો, પણ ધુપાઇને ધીમેથી ચાલ્યો જતો. તેની જગ્યાએ નવો માણસ નીમાયો હતો, ને આખું બકાલી મંડળ એ નવા અધિકારીની કાગને ડોળે રાહ જોતું હતું.

*

મુળજીની દુકાન પાસે મકન બકાલીઓની પરિષદમાં ભાષણ કરતો હતો, 'આ છોકરી જુઓને, આખી મારકીટે તેને ખવડાવ્યું, ને તેણે બધાંને હાંકી દીધાં!'

નવા આવનાર અધિકારીએ તે વખતે મારકીટમાં પ્રવેશ કર્યો હતો, ને એક પછી એક દુકાન પર થઇ તે આગળ આવતો હતો. પાછળ પેલો વૃદ્ધ પટાવાળો રહેમાન હતો. નવા મ્યુનિસિપલ સેક્રેટરીએ પોતાના હાથમાં નાનું બાળક તેડ્યું હતું, ને તેની સાથે ઘડીઘડીમાં તે રમત કરતો હતો.

બંસીની દુકાન આવી. સેક્રેટરી ત્યાં થંભી ગયો. દુકાન પરથી એક કુતરો ઉભો થઇ પુંછડી હલાવવા લાગ્યો.

'ડાઘિયા!' બંસીએ કોમળ સ્વરથી કુતરાને બોલાવી લીધો. ટપુનું નામ હવે ડાઘિયો હતું.

કુતરો ગેલ કરતો પાછો ફર્યો, પણ આનંદના પોકાર દાબી શક્યો નહિ.

બંસી સાંભળે તેમ બકાલીઓમાં ધીમીધીમી વાતચીત થતી હતી.

'ઓલ્યો પ્યારેમોહન તો નહિ?'

'અરે હા, એ જ. અહીં છોકરો હતો ત્યારે તો રખડતો' બીજાએ અનુમોદન આપ્યું.

'પુરુષના નસીબ આડે પાન, ભાઈ! નકર, આ ડાઘિયાને

ગોતવા ગએલ. ભૂલો પડ્યો, ને કોક મુંબઈના શેઠે હાથ ઝાલ્યો તે આજ આપણો ઉપરી થયો.'

'કીયે છે મોટી પરક્ષામાં પાસ થીયો છે. અને . . આપણું ધ ના ધ . . . .'

'તમે શાક સારૂં જ વેચો છો કે ?' પ્યારેમોહન બંસીની દુકાન પાસે ઉભો રહી તેને બોલાવવા લાગ્યો.

બંસીએ નીચેથી જરા ઉપર જોયું. એની મુંઝવણ સ્પષ્ટ હતી. તેણે ધીમેથી ઉત્તર વાળ્યો, 'જી હા.'

ડાિયો વધારે ને વધારે કુદવા લાગ્યો.

'મને ઓળખો છો ?' પ્યારેમોહને ઓળખાણ આપવાની પહેલ કરી.

બંસીની આંખમાં આંસુ આવ્યાં. તેણે ધીમેથી એટલો જ જવાબ વાળ્યો, 'તમને ન ઓળખું તો કોને ઓળખું ? તમે પ્યારેમોહન !'

પ્યારેમોહન ડોકું ધુણાવી આગળ ચાલ્યો. પણ બંસીનું જગત એક જ સપાટે આશામાંથી અંધકારમાં ચાલ્યું. ગયું. તેની આંખમાં અનાથતાનાં આસુની સ્પષ્ટ છાલક આવી રહી.

પ્યારેમોહન આગળ ચાલ્યો ગયો કે તરત જ બંસીએ એક સુંદર દાડમ કાઢ્યું ને રહેમાન સામે ધરી બોલી, 'રહેમાન ! આ નવા સાહેબ કે ?'

'હા તે, વળી ભૂલી ગઇ ? પ્યારેમોહનભાઈ એમનું નામ.'

'પરણેલા લાગે છે.'

'કેમ નહિ ? આ નાનો છોકરો તેડ્યો છે ને ?'

બંસીએ દાડમ આપ્યું, 'લે આ સાહેબના છોકરા માટે.' રહેમાન સાહેબ પાસે ચાલ્યો ગયો. બંસી હાથ ચડે મોં

બંસી ત્યાં જ બેસી રહી. કાસિમ આનંદમાં રઘવાયા જેવો આમતેમ ફરતો હતો, પણ બંસીની બધી આશા પર નિરાશાનાં વાદળાં ફરી વળ્યાં હતાં. પ્યારેમોહન નાના છોકરા સાથે ગેલ કરતો મારકીટમાં ફરી રહ્યો હતો.

બીજે દિવસે આખી મારકીટમાં હોહા થઇ રહી હતી. બંસી પોતાની દુકાન જેમની તેમ મુકી ચાલી ગઇ હતી, ને સૌ બકાલીઓ કુદીકુદી ફરી તાળી લેતા હતા.

રહેમાનખાંએ પ્યારેમોહનને આ વાત કરી. પ્યારેમોહન એકદમ રોવા જેવો થઇ ગયો: 'હેં! બંસી ચાલી ગઇ? ક્યાં?'

'કોણ જાણે, સાહેબ. બાઇ બહુ જીવની ઉદાર હતી. કાલે નાનાભાઇને દીઠા, ને દીઠા ભેગું દાડમ કાઢી આપ્યું.'

'નાનાભાઇ કોણ?'

'કાલે આપની સાથે બજારમાં લાવ્યા હતા ને? એને જોતાં જ પૂછ્યું, 'સાહેબનો છોકરો છે કે? લે દાડમ આપજે.' એટલે એવી વિવેકવાળી બાઇ, સાહેબ!'

પ્યારેમોહન નીચે બેસી ગયો. એના ચહેરા પરથી તેજ ઉડી ગયું. તે બે હાથમાં મોં ઢાંકીદઇ બોલ્યો, 'અરે રહેમાનખાં, તેં કાચું કાપ્યું છે. એ તો પાડોશીનો છોકરો હતો. રમતિયાળ છે માટે સાથે આવ્યો હતો. હું તો એકલો જ છું! તને બંસીએ બીજું કાંઈ પૂછ્યું?'

'હા, સા'બ. આપ પરણેલા છો કે નહિ; છોકરાંછૈયાં શું છે?'

પ્યારેમોહન નાના બાળકની માફક રોઇ પડ્યો, 'અરે, રહેમાનખાં! . . તેં . .' તે એટલુંજ બોલી શક્યો.

*

દિવસોની તપાસ નિષ્ફળ ગઈ. બંસી ન જ મળી. હતાશ હૃદયે, હમેશાં સાંજે, પ્યારેમોહન તે મારકીટમાં જાય છે, બગીચામાં પેલા આસોપાલવના ઝાડ નીચે બેસે છે, ને નાના છોકરાની માફક રોઈ પડે છે! . . . .

ઘણી રાતો રોતાંરોતાં ત્યાં જ પસાર થાય છે ને છેક સવારે, માણસો તેને ઘર તરફ જતો જુએ છે.

બંસીએ રાહ જોઈ તેમ પ્યારેમોહન હવે બંસીની રાહ જુએ છે: શ્રદ્ધાથી, પ્રેમથી, શાંતિથી, આશાથી.

# મદભર નેનાં

આનંદમોહન વિચિત્ર પ્રકૃતિનો મનુષ્ય હતો. એ નાનો હતો ત્યારે એની માએ કહ્યું હતું કે આનંદમોહનને કોઈ ચાહે એટલું કપટ એનામાં નથી! એ બહુ ઉદાર હતો ને તેથી ઘણો જ ગરીબ રહેતો. તેના સાચા અને અપ્રિય શબ્દોથી ભડકનારા સૌ તેને છાની રીતે પૂજતાઃ વખાણતા નહિ પણ માન રાખતાઃ સોબત ન રાખતા, છતાં સોબતી થવા યોગ્ય છે એમ માનતા. આનંદમોહનના આવા કડવા સ્વભાવમાં એક કરુણ પ્રસંગ મળી ગયો. તેની માતાના મૃત્યુ પછી તેનો સ્વભાવ એવો ફરી ગયો કે જાણે હવે એ પહેલાંનો આનંદમોહન જ નથી! ચહેરો એટલો દૃઢ છતાં ગંભીર, શોકવાહી અને મૃદુ બન્યો! ચાલ એટલી જ સીધી, અક્કડ અને અડગ છતાં સાબરમતીના કિનારા પર એનાં પગલાં એક કરતાં એક વધારે ભારથી ઉપડતાં! હજી પહેલાંનો જ રખડુ આનંદમોહન, પરંતુ હવે ખીસામાં મગફળીનાં ખોખાં ભરાવાને બદલે કે એક ખીસામાં બોર ને બીજા ખીસામાં એના ઠળિયા ભરાવાને બદલે એનાં ખીસાં જુદીજુદી ચિત્રોની ચોપડીઓથી ભર્યા રહેતાં!

આનંદમોહનની માતા માત્ર સ્ત્રી કે માતા ન હતી. શરાબમાં ચકચૂર બનેલા એના પિતાના ઘરની જીવતી વ્યવસ્થા હતી.

આનંદમોહનનો પિતા કેદારનાથ પ્રથમથી જ દારૂના પીઠાંનો અભ્યાસી હતો. બીજા ઘણા ત્યાં આવીને ચાલ્યા ગયા, પરંતુ એનો અડગ અભ્યાસ ચાલુ જ હતો. પોતાની નેતરની સોટી લઇ, ધીમેધીમે આ આરામગાહમાં જાય ત્યારે જ એને આનંદ આવે ! આનંદમોહનની મા આ બધું જાણતી; ને તેણે પોતાનું સ્વત્વ ખીલાવી, પુરુષ—પતિને આ લતમાંથી બચાવવા બહુ યત્ન કર્યો, પરંતુ કેદારનાથના સ્વભાવમાં જરા પણ ફેર ન પડચો. આનંદમોહનની માતા જીવી ત્યાં સુધી તે દારૂડિયા પતિ અને રખડુ પુત્રની વચ્ચે સોનાની કડી હતી. બંનેને ઘેર આવવાનું મન થાય એવી શીતળ છાયા હતી.

અને જોકે બેમાંથી એક્કે યે પોતાના સ્વભાવ પર કાબુ મેળવ્યો નહિ, છતાં કાબુ મેળવવા યત્ન ચાલુ હતો, અને ક્યારેક ક્યારેક તો, પિતાપુત્ર બંને શિયાળાની ઠંડીમાં સગડી પાસે બેસી ઉનીઉની રસોઇ જમતા ત્યારે આ માનસિક પરાજય ભીની આંખે કહી દેતા ! એ ભીની આંખ મીઠા શબ્દોથી સુકાતી ત્યાં તો કેદારનાથ દારૂના પીઠા તરફ રવાના થયો હોય ! મનુષ્ય પ્રકૃતિને જીતતાં પોતે જ હોમાઇ જાય છે. એ પરાજયમાં જ એનો સનાતન સંગ્રામ છે.

સ્ત્રીના મૃત્યુ પછી કેદારનાથનું વ્યવસ્થિત પરંતુ ગરીબ ઘર ખરૂં કંગાલ બન્યું. અત્યાર સુધી એ ગરીબી પર એક સ્ત્રીએ કળાનો પડદો નાખી એને સાદું, સ્વચ્છ અને મધુર રાખ્યું હતું. એમાં સંધ્યાના છેલ્લા કિરણની સુંદર અને કરુણ પ્રભા હતી; ને તેથી જોનારને એમાં ગરીબી કરતાં સાદાઈ વધારે લાગતી, અને ગરીબીની દયા કે ગ્લાનિ અનુભવવા કરતાં જોનાર સાદાઇનું સૌન્દર્ય જ અનુભવતો. કેદારનાથની ગરીબી આમ ઢંકાઇ રહી

હતી તે સ્ત્રીના મૃત્યુ પછી તરત જ ભયંકર રીતે ખુલ્લી પડી ગઈ. તેણે મરતાંમરતાં પણ છેવટ સ્ત્રીનું વ્યક્તિત્વ દર્શાવ્યું હતું, ને છેવટની ભેટ જેવી કિંમતી ઘરેણાંની એક સુંદર નાની ડબી પોતાના પુત્ર આનંદમોહનને આપી હતી. આનંદમોહન એ ઘરેણાં જોઈ ખૂબ રોયો. એના જીવનનું ત્યારથી પરિવર્તન થયું. એની માનો સ્વાર્પણ કરવાનો સ્વભાવ પુત્રમાં ખીલી નીકળ્યો, ને હવે પહેલાંનો એકલ અડગ આનંદમોહન રખડુ છતાં રખડવાનો હેતુ ફેરવી બેઠો. ઉદાર રહ્યો ને ઉડાઉ મટી ગયો, ને ખુલ્લેદિલ છતાં પ્રિય અને કરુણ બની રહ્યો. માતાના મૃત્યુ પછી કેદારનાથની બધી સેવા આનંદમોહને ઉપાડી લીધી. આનંદમોહન મજુર જેટલું કામ કરી મજુરી કમાવા લાગ્યો. કેદારનાથના દારૂના પૈસા પુરા પાડવા એ સારી રાત જાગવા લાગ્યો. એનો ચહેરો ફિક્કો પડતો ગયો, એનું શરીર લેવાતું ગયું, છતાં એણે માતાની જેમ ગરીબ ઘરને ટકાવી કેદારનાથનો ઘરનો મોહ જાળવી રાખ્યો !

પરંતુ કુદરત એની વિરૂદ્ધ હતી. કેદારનાથ માંદો પડ્યો. શહેરનો ડૉક્ટર એટલે જંગલનો લુટારૂ. સામાન્ય રીતે ડૉક્ટર લાગણી વિનાનો પ્રાણ છે અને પ્રાણ વિનાનું શરીર છે ! એનામાં ચેતન નથી છતાં ચૈતન્ય દેખાય છે. એનું શરીર જાડું હોય ત્યારે ધારવું કે એને હાથે ઘણાં મનુષ્યો મર્યાં છે ને પાતળું હોય ત્યારે સમજવું કે માણસો ન મર્યાની એને ફિકર છે! એને રોગી પર જેટલો પ્યાર છે તે કરતાં રોગ પર વધારે પ્યાર છે! ને તેથી રોગ પીડાડવા કરતાં રોગીને જ પીડાડે છે!

ડૉક્ટર રમણલાલે આનંદમોહનની ઘણા દિવસની ભેગી કરેલી મજુરી એક કેસમાં ઉઠાવી લીધી. આનંદમોહને પિતાને બચાવવા ઘરેણાંની ડબી દેખાડી. પરંતુ કેદારનાથે એટલે

દેહત્યાગ કર્યો: આનંદમોહન તે દિવસે છાતીફાટ રોયો. પેલી નેતરની સોટી ને સામેની શરાબની દુકાન! આજે કેદારનાથે દારૂના પૈસા માગ્યા નહિ તેથી આનંદમોહનને લાગ્યું કે આજે જાણે આખું અમદાવાદ શાંત છે. એનું જૂનું ઘર આજે એની સાથે રોયું. ઘરના પથ્થર અને પોતે બંને જૂના મિત્રો હતા. આજે જડ અને ચૈતન્ય વચ્ચે મૈત્રી જામી હતી. આનંદમોહન દરેક પથ્થરનો સોબતી હતો, ને દરેક પથ્થર કેદારનાથનો જૂનો પરિચિત દોસ્ત હતો. આનંદમોહન આ ઘર સિવાય કેદારનાથનું સ્મરણ બીજે ક્યાં કરે? એટલી પરિચિત લાગણીથી સાંભળે પણ કોણ? કેદારનાથને સંભારે પણ કોણ? ચૈતન્ય ચૈતન્યની મૈત્રી એ તો તપેલા સ્વાર્થનો એક કકડો બીજા સ્વાર્થ સાથે જોડાય છે. ખરી મૈત્રી જડ અને ચૈતન્ય વચ્ચે હોય! પથ્થર અને શિલ્પી વચ્ચે હોય, પીછી અને ચિતારા વચ્ચે હોય: વાદ્ય અને વગાડનાર વચ્ચે હોય. આનંદમોહન અને તેના ઘર વચ્ચે હોય. આનંદમોહન ત્યાં ખૂબ રોયો! હવે આનંદમોહન તદ્દન ફર્યો. એ બેદરકાર બન્યો છતાં રખડુ મટી ગયો. એનું ઘર વધારે વ્યવસ્થિત ન હતું, છતાં વધારે સ્નેહાળ હતું. હવે આનંદમોહનને ત્યાં નાનાં છોકરાંની અખંડ ધૂન જાગી જ હોય. આનંદમોહન હવે સ્વેચ્છંદી હતો. મરજી પડે તો કમાય ને ખાય: ખાવું ન હોય તો કામે ન જાય. એ ઉત્તમ નકશીદાર કારીગર હોવાથી સ્હેજે ત્રણથી ચાર રૂપિયા પાડે, છતાં એ કયારેક ત્રણ આનામાં પણ મજુરી કરતો. પોતાની જરૂરિયાત પ્રમાણે જ એ કામ કરતો. કયારેક દિવસોના દિવસો કામે પણ ન જાય; કયારેક ત્રણચાર આનામાં મજુર બને; કયારેક ચાર રૂપિયા આપતાં પણ કામ ન કરે. પોતાના પેટ માટે તે માત્ર પેટ

પુરતી જ મજુરી કરતો: પણ કોઈકનું કામ કરવા, પોતાની બધી શક્તિનો ઉપયોગ કરી મજુરી કમાતો. તે કહેતો, શક્તિનો ઉપયોગ સ્નેહ વધારવામાં છે. એને ત્યાં સાંજે છોકરાંની ધમાલ જામે: રાત્રે તે મધુર કંઠે પડ જગાવે: સવારે સુંદર આલાપે પ્રભાતને જગાડે. એનું જીવન એટલે અખંડ પુણ્યપ્રવાહ. ઘણાંને મોહ થાય એવું નિર્દોષ જીવન હતું; છતાં કોઇની હિંમત ન ચાલે એટલું કઠોર હતું.

આનંદમોહનના ઘરની સામે એક સુંદર વાડી હતી. એ વાડીમાંથી વારંવાર દુલારી ગામ તરફ જવા નીકળતી. એનાં વિશાળ, ગોળ, મદ અને મસ્તીભર્યાં નયન, સહજ જ, આખા અમદાવાદની મૂર્તિમંત દીનાવસ્થા સરખી આનંદમોહનની બેદરકાર ઝુંપડી પર અચૂક પડતાં.

એ નાના શા ગૃહના દ્વારમાં આનંદમોહન બેઠો હોય. ઘરમાં દૃષ્ટિ કરે તો ચુલા પર માટીનું એકાદ હાંલ્લું કે આનંદમોહનની છેલ્લી કમાણી એકાદ ચટાઈ એટલું જ દેખાય. ને છતાં ઘરના બારણામાં બેઠેલ, નાનાં છોકરાં સાથે હસતો હોય, કબુતર સાથે રમતો હોય, મોરને નચાવતો હોય. ગરીબી ઉપર ચડી એ હસતો. ક્યારેક આનંદમોહન દ્વારમાં ઉભો હોય; અને ઘણાં કાણાંવાળા ને અસંખ્ય થીગડાંવાળા કોટના એક ખીસામાં હાથ નાખી સામેના ઝાડ પર દૃષ્ટિ ચોડી આકાશ તરફ જોતો હોય. એક ખીસામાં હાથ હોય, અને બીજા ફાટેલ ખીસામાંથી બહાર પડતાં આંગળાં હાલતાં હોય. એના કોટનું મૂળ કપડું થીગડામાં ઢંકાયું હતું. થીંગડાં કરતાં તીનાં વધારે હતાં; ને તીનાં કરતાં રંગ વધારે હતા. આનંદમોહનનો આ કોટ જોઈ કેટલાંક છોકરાં એને ગોદડિયો ફકીર કહેતા, ને ત્યારે આનંદમોહન

જરાક મીઠું હસતો.

દુલારી હમેશાં ત્યાંથી નીકળતી. એ તરફ તેની વાડી હતી ને તે હમેશાં ત્યાંથી શાક લઇ મારકીટમાં જતી. એની મસ્ત આંખ પર આનંદમોહનને જોઇ મદ ચડતો; એના ખુમારીભર્યા ચહેરામાં ગુમાનથી ભ્રકુટી ચડતી. આનંદમોહન માટે જ નહિ, પરતું લગભગ ઘણા પુરુષને જોઇ દુલારીનો આ ગુમાનભર્યો ચહેરો ને મદભરી આંખ આટલી મસ્તીથી ફરતી. દુલારીની ચાલવાની ઢબમાં પણ યૌવન કરતાં સ્વભાવનું ગુમાન વધારે હતું. એ જ મદભર નેનાં, હજાર તલવારનો એક ઘા.

આનંદમોહન દુલારીને ઘણી વખત એમ જતી જોતો.

'તમે આ વાડીમાં રહો છો?' એક દિવસ આનંદમોહને તેને પૂછ્યું:

દુલારીએ ગુમાનથી તેની સામે જોયું. પુરૂષ કરતાં છોકરો કહેવાનું મન થાય એવો હસતો ચહેરો હતો. પણ દુલારીને જવાબ આપવાનું મન તો થયું.

' હા, આ વાડી અમારી છે.'

' તેથી જ તમને હમેશાં ગામમાં જતાં જોઉં છું ' દુલારીના કાન પર પુરુષના અવાજ કરતાં છોકરાનો અવાજ અથડાતો; એનું સ્ત્રી તરીકેનું ગુમાન ગળતું હતું. તે બોલી: ' હા, મારે ગામમાં હમેશ કામ હોય છે; વાડીનું, શાકબજારનું ને પરચુરણ.'

આનંદમોહન ફરી બોલ્યો: બોલતાં ધ્રૂજ્યો, ' તમે એકલાં જ છો?'

દુલારીનો સ્ત્રીસ્વભાવ પ્રગટ્યો. પુરુષને પરવશ બનતો જોઇ એનું ગુમાન સોગણું વધી પડતું. એવા મદમાં અને મસ્તીમાં જવાબ આપ્યો,' ના ના મારી મા સાથે છે.'

આનંદમોહન કાંઇ સવાલ કરે તે પહેલાં એનો અટકચાળો હાથ ખીસું ફાડી બહાર નીકળી ગયો ! તૂટી ગએલ ખીસું હાથના જોરથી તદ્દન છુટું થઇ ગયું ને તેમાંથી બેચાર રેવડીના દાણા નીચે પડયા ! આસપાસ ઉભેલ છોકરાં હસીને તે તરફ દોડયાં. દુલારી જવા માટે પગ ઉપાડે તે પહેલાં આનંદમોહનના ચહેરા તરફ જોઇ રહી. એમાં ગરીબીની ગ્લાનિને બદલે બેદરકારી પ્રગટી રહી હતીઃ શરમને બદલે નિર્દોષ સરળતા હતીઃ જાણે આ ગરીબી એના હાથ અને પગ જેવો શરીરનો નિત્ય વ્યવહાર હોય ! જીવનનો અમસ્તો અકસ્માત હોય !

અભિમાનને બેદરકારી ખુંચે છેઃ શ્રીમંતાઇને બેપરવા અસહ્ય બને છે; જ્યારે અમલદારીને તે ચીમળાવી નાખે છે. દુલારીને આનંદમોહનની સરલ નિર્દોષતા ગમી ગઇ; એનું ભાવભર્યું વદન પ્યારૂં લાગ્યું; પણ એની બેદરકાર ગરીબી ખુંચી રહી.

ત્યાર પછી એક દિવસ આનંદમોહન વાડીમાં પરચુરણ કામે આવ્યો હતો. દુલારીને એ ગમ્યું. એણે આનંદમોહનને રક્ષકના જેવા અવાજથી પૂછ્યું, 'આનંદમોહન, હમણાં મજુરી નથી કરતા ?'

'ના, હજી દાણા છે.'

'તો કાલથી અહીં આવજે !'

આનંદમોહન એની વાડીમાં ફરતો. દુલારીને એ પ્યારો બનતો હતો. દુલારી ત્યાં વારંવાર આવતી હતી.

'આનંદમોહન ! લે આ કોટ.' દુલારીએ એક દિવસ કહ્યું.

'કોનો છે ?'

'તને આપવો છે; લે. એ ખાસ બાપાનો હતો.'

આનંદમોહને માથું ધુણાવ્યું !

'કેમ ? નથી લેવો ?'

આનંદમોહન બેદરકાર મીઠું હસ્યો: પોતાના કોટનાં અસંખ્ય થીગડાં તરફ જોઇ રહ્યો. 'હજી આ જૂનો નથી થયો. હમણાં મારે જરૂર નથી; બીજાને આપો.'

દુલારી પાછી હઠી ગઇ. એના ગુમાનને પૂજે એવો સરલ છોકરો હાથથી જતો જોઈ એ ખીજાઈ: 'તું ગાંડો છે !'

'હાસ્તો.'

હવે પછી દુલારીનું ધ્યાન આનંદમોહન તરફ ચોંટયું. એનો મધુર ચહેરો યાદ આવતો તે છતાં પોતાનું ગુમાન પોષાય એવો શબ્દ આનંદમોહન બોલતો નહિ તેથી તે મનમાં ખીજાતી. ક્યારેક આનંદમોહનને ખીજવવા, ઘણા ગરીબો ભેગા કરી દાન આપતી. પોતાના સુંવાળા ને સ્વચ્છ બાલને ખેસવી નિર્દોષ ને હસતું વદન કાઢી આનંદમોહન બોલતો, 'દુલારી ! તું ગરીબોને દાન દઇ આશીર્વાદ મેળવે છે. આ ધનનો સદુપયોગ છે. મારી આ અઠવાડિયાની લેણી મજુરી મારા વતી તું જ વહેંચી દે !'

આનંદમોહન હવે ઘણું ખરૂં દુલારીની વાડીમાં જ કામ કરતો. દુલારીની વૃદ્ધ માતા બહુ માંદી પડી. એ વખતે રાત્રિના અમદાવાદના આંટાફેરા આનંદમોહન જ કરતો. દુલારી જ્યારે ઉઠે ત્યારે આનંદમોહન વૃદ્ધ માતાને શેકતો બેઠો હોય !

દુલારીનાં ગોળને વિશાળ મોહભર્યાં નયનમાં આનંદમોહનનો ઉપકાર ખુંચવા લાગ્યો. એને આનંદમોહનનો સ્નેહભર્યો પરવશ શબ્દ જોઇતો હતો. આનંદમોહનને સીધા ને સાદા શબ્દોમાં વાત કરવાની ટેવ હતી. એ દુલારીને ગમ્યું નહિ. આ પ્યારો છોકરો હસીને બોલતો, પરંતુ એક જ પ્રકારનું નિર્દોષ મધુર હાસ્ય. દુલારીએ એને વારંવાર ભેટો આપી પ્રેમ દર્શાવ્યો.

આનંદમોહન આ ઉપકાર પાછા વાળી માન ધરાવતો, ને દુલારીના સ્વભાવનાં વખાણ કરતો. પણ એનાં વિશાળ નયનની છાયામાં ક્યારેય તે મસ્ત બન્યો દેખાયો નહિ.

દુલારીને આ ગમતું નહિ. આનંદમોહન પાણીના ક્યારામાંથી પાછી ફરતી દુલારી તરફ જોઇ રહેતો, વાર્તાલાપે ચડતો, પરંતુ પોતાનો જૂનો કોટ દુલારીને દેખી છુપાવતો નહિ. પોતાનો ધૂળ-ભર્યો ચહેરો ધોતો નહિ. દુલારીની હાજરીથી એના વર્તનમાં સ્નેહ ઝરતો, પરંતુ એ દુલારીના મનમાં ઠસતો નહિ. એને સાદા સ્નેહ કરતાં પરવશતા બતાવે, તેનું અભિમાન પોષે એવા શબ્દની જરૂર હતી.

દુલારીએ ત્યાર પછી આનંદમોહનને કહ્યું, ' આનંદમોહન! મારી માની ચાકરી માટે હવે તો અમારૂં એક સગું આવશે. માટે તું હવે તારી ઝુંપડીમાં જા!'

આનંદમોહને શાંત ઉત્તર આપ્યો, ' ભલે! પરંતુ અરધી રાત્રે કામ પડે તોપણ હું તો હાજર જ છું એમ માનજો.'

' વાંધો નહિ.' દુલારીએ કહ્યું, 'અને તારે કાંઇ જોઈએ? ઠંડી છે; કપડાં કરાવવાં છે? ઓરડી સમારવી છે? અને જમવા તો અહીં જ આવજે હો!'

આનંદમોહનનો હાથ એના ફાટેલ ખીસામાં પડ્યો. એક સાકરનો ગાંગડો મોંમા મુકી તે બોલ્યો, ' ના ના, મારે કાંઇ જરૂર નથી. અને કપડું તો હજી ક્યાં ફાટયું છે?'

' ઠીક, તારી મરજી.' દુલારી અશાંતિથી બોલી.

આનંદમોહન કરુણ દૃષ્ટિ ફેંકી ચાલ્યો ગયો.

તે દિવસે રાત્રે પવનનું તોફાન વધ્યું. દુલારીની માતાની બીમારી વધી ગઇ. દુલારી ને એક વૃદ્ધ ડોશી છાનાં બેઠાં હતાં.

એટલામાં દ્વાર ખખડ્યું. આનંદમોહન આવ્યો. ફુલારીએ ભીની આંખે તેના તરફ જોયું. આનંદમોહનની સાથે દાક્તર હતો.

દિવસ ઉગ્યા પહેલાં તો મા ચાલી ગઇ. ફુલારી રોઇ. આનંદમોહન રોયો ને ફુલારીને કહ્યું કે 'હું તારો નોકર છું તે યાદ રાખ. તારૂં દરેક કાર્ય હું કરીશ.'

હજી ફુલારી ત્યાંથી નીકળતી. આનંદમોહનની અકિંચન ઝુંપડીમાં કાંઇ હતું નહિ, છતાં એ એટલો જ આનંદી હતો.

ફુલારીની ઠસ્સાદાર યૌવનભરી ચાલમાં મદ વધ્યો હતો. હજી એની મસ્તીમાં એટલું જ ગુમાન હતું. માતાના મૃત્યુ પછી એનામાં કુલ માલિકીનું અભિમાન આવ્યું હતું.

એક વખત ફુલારી સાંજે આનંદમોહનના ઘર પાસેથી નીકળી. આનંદમોહન હાથમાં એક પવાલું ને થાળી લઇ બજાર તરફ જતો હતો. એક કપડું પણ સાથે હતું. ફુલારી આશ્ચર્યથી તેની પાછળ ચાલી. કેટલીક ગલીકુચી વટાવ્યા પછી ફુલારીએ તેને એક દુકાનદારને ત્યાં ઉભો રહેતો જોયો. ફુલારી થોડે દૂર પણ અદશ્ય ઉભી હતી. એણે વાત સાંભળીઃ

'આ થાળી પવાલું અને ધોતિયું રાખવાં છે?'

'હા.'

'કેટલું આપીશ?'

'બે રૂપિયા.'

'કાંઇ વધારે?'

'નહિ.'

આનંદમોહને બધું વેચી નાખ્યું. બે રૂપિયા લઇ તે જલદીથી એક પોળમાં ચાલ્યો ગયો.

ફુલારી તેની પાછળ જ ચાલી હતી. અવાક્ ને અપ્રતિભાત

એવા સ્થાનમાં તે આવી ઊભો અને એક નાનાં ઘરની સાંકળ ખખડાવી. કોઇએ બારણું ખોલ્યું ને બંગડીના રણકાર પરથી કુમારીએ જોયું કે તે એક રમ્ય મુગ્ધા હતી. ઇર્ષ્યાથી અને આશ્ચર્યથી કુલારી ત્યાં ઊભીઊભી અંદર થતી વાતચીત સાંભળવા લાગી.

'કોઇ આવ્યું હતું ?' આનંદમોહનનો અવાજ હતો.

'હા; દાક્તર શંકરપ્રસાદ.'

'શું કહ્યું ?'

દર્દીને બચાવવો હોય તો પચાસ રૂપિયા ખરચ થશે !' કુલારી સાંભળી રહી. એણે બારીમાંથી અંદર જોયું તો કોઇ પુરુષ દર્દીની સામે સ્ત્રી બેઠી હતી.

આનંદમોહનનો ગરીબીને હઠાવતો એ જ સ્વર આવ્યો, 'પચાસ જ ને'

'હા'

'ઠીક ત્યારે, આ પચીસ; ને બીજા પચીસ કાલે આપીશ.' આનંદમોહને પચીસ રૂપિયા પુરા કરવા ઘરની બધી સમૃદ્ધિ વેચી હતીઃ થાળી, વાટકો ને પોતિયું છેલ્લા હતાં !

'રમણ ! કેમ છે ?' આનંદમોહને દર્દીને પૂછ્યું. પુરુષનો મંદ દર્દભર્યો અવાજ આવ્યો, 'સારું છે, આનંદમોહન ! તું આવ્યો ? કોઇએ મદદ કરી ? હવે ઘરમાં વેચવાની ચીજ પણ નથી !'

'મદદ મળી ગઈ છે !'

દર્દીએ છુટકારાનો એક દમ ખેંચ્યો આનંદમોહન ત્યાર પછી તરત બહાર નીકળ્યો. કુલારી અંધારામાં છુપાઇ ગઇ. એનું ગુમાન સરી જઇ સ્નીત્વ પ્રગટતું હતું !

આનંદમોહન ત્યાંથી ચાલ્યો. એક પ્રખ્યાત કારીગરની

દુકાન પર આવ્યો. અંદર એક વૃદ્ધ પુરુષ ગાદીતકિયા પર લાંબા પગ કરી પડચો હતો. સામે એક યુવાન બેઠો હતો. વૃદ્ધે આનંદમોહનને જોઇ પરિચિત સ્વરમાં કહ્યું, 'આઇએ, બાદશાહ! હાલ કયાં છો? કાલથી કામે આવશો? એક આઠ-વાડિયું જરૂર છે.'

આનંદમોહને જવાબ વાળ્યો તે દુલારી પાછળ હતી તેણે સાંભળ્યોઃ 'હા; પણ અઠવાડિયાના પૈસા અગાઉથી લઉં!'

'ભલે અગાઉથી!' યુવાને જવાબ આપ્યો. એક કારકુને તરત વીસ રૂપિયા ગણી આપ્યા. આનંદમોહન રૂપિયા લઇ નીચે ઉતર્યો. તે પાછો જોસથી ચાલવા લાગ્યો. લગભગ દસ વાગ્યાનો સમય હતો તે દુલારીને તો ઘેરથી નીકળ્યાં બહુ વાર થઇ હતી, પરંતુ એના ગુમાનનું વિષ ઉતરતું હતું. તે આનંદમોહનની પાછળ જ ચાલી.

આનંદમોહન પાછો તે દર્દીને ઘેર જ ગયો. રૂપિયા આપ્યા અને કાલે તુરતમાં પાંચ રૂપિયા મળશે એમ કહી રવાના થયો.

તે સીધો પોતાની ઓરડીએ ગયો ને દીવો કર્યો વિના નીરાંતે દ્વાર ઠસાવી સુતો.

*

દુલારીનું વિષમય ઘેન હવે ઉતર્યું, આનંદમોહન કોઇ ઉદાર ગરીબ હતો. હવે એની સમક્ષ આનંદમોહનનો પ્યારો ચહેરો જ તરી રહ્યો.

બીજે દિવસે સવારે આનંદમોહન દુલારી પાસે પાછો હિસાબ કરવા આવ્યો હતો. તેને પાંચ રૂપિયાની જરૂર હતી તે દુલારીને ખબર હતી.

'કેટલો હિસાબ થાય?' દુલારીએ હસીને પૂછ્યું.

'સાડાપાંચ રૂપિયા ને બે આના.'

'કેમ ?'

'પખવાડિયું કામ કર્યું તેના હમેશના છ આના લેખે.'

'પણ એક દિવસ તેં અરધો રોજ કામ કર્યું છે તેનું કેમ ?'

'ખરોખર, ત્રણ આના ઓછા આપો.'

'ઠીક લે.'

દુલારીએ પૈસા ગણી આપ્યા. આનંદમોહન વિચારમાં પડ્યો. તે કાંઇક સંભારવા લાગ્યો.

'કેમ, હિસાબ ખોટો છે ?'

'ના; પણ તમે બે આના માગો છો.'

'શાના ?'

આનંદમોહનનો ચહેરો કડક થયો: 'એક રાત્રે તમારી વાડીમાંથી નાળિયેર ચોર્યું હતું; તે પૈસા આજે વાળી લ્યો !'

દુલારીના વિશાળ મદભર નેનાંમાં સ્નેહની કરુણ દશા પ્રગટી ! એનું વિષ ઊતરવા મંડ્યું ! એ બોલી, 'આનંદમોહન ! તારે બીજી મદદ જોઇએ છે ?'

'મારે ?' આનંદમોહન હસ્યો: 'ના ના, હજી મારો કોટ ચાલે છે; વાસણ પુરતાં છે ! બીજું શું જોઇએ ?' દુલારીની સમક્ષ ગઈ રાતનો આખો ઇતિહાસ તર્યો. એણે પેલા દર્દીને મદદ કરવા વાસણ વેચ્યાં, એક અઠવાડિયાની મજુરી અગાઉથી લીધી, ને આ મજુરીમાંથી પાંચ રૂપિયા આપ્યા પછી તેને માટે એક અઠવાડિયાની ખોરાકીના પાંચ આના રહેશે !

'પેલા ઉદાર ! અઢી પૈસામાં દિવસ કાઢવો છે શું ?' કહેતાંકને દુલારીએ પ્યારથી આનંદમોહનનો હાથ પકડી લીધો.

આનંદમોહન આજે સ્નેહભરી દષ્ટિ ફેંકી દુલારીને વીંધી રહ્યો.

' દુલારી ! આ શું ? '

દુલારીની ઓઢણી માથા પરથી ખસી ગઇ. એનાં ઝુલ્ફાં ચારે તરફ વેરાઇ ગયાં. એ પોતાનાં મદભર્યાં વિશાળ આકર્ષક નયનો જરાક તીરછાં ફેંકી હોઠે આંગળી અડાડી હસીને બોલી, ' શું તારી ઉદારતા દુલારીથી અજાણી છે ? '

દુલારીની શુભ્ર દંતપંક્તિમાં એના જરાક હેલે ચડેલા ઝુલાકનું પ્રતિબિંબ પડ્યું, અને કપોલ પરના તિલની સાથે આ કાળા મીનાનું ઝુલાક સ્પર્ધામાં પડ્યું. ચિત્રકારને દુલારીનાં ચહેરામાં બે આછાં ટપકાં મુકવાનાં હતાં: એક કપોલપરનો તિલ, અને બીજું દંતપંક્તિમાં પડેલ મીનાનું સુંદર પ્રતિબિંબ.

આનંદમોહનના બાલ સાથે દુલારી રમી રહી.

# પૃથ્વી અને સ્વર્ગ

જ્યાં સતલજનાં ઉતાવળાં વેગભર્યાં પાણી હિમાલય-ની તળેટીનો ભાગ છોડીને પંજાબના મેદાનમાં પ્રવેશ કરે છે, ત્યાં ગગનચુંબી ડુંગરાઓની પરંપરા અને નાખી નજર ન પહોંચે તેવાં લાંબાંલાંબાં મેદાનો એક બીજા સાથે હાથ-માં હાથ મિલાવી આજે સૈકાઓ થયાં ગાઢી મૈત્રી સાધી રહ્યાં છે.

જ્યારે જગત બાલ્યાવસ્થામાં હતું ત્યારે એ મેદાનો પર નિર્ભય અને નિરંકુશ હરણાંઓ લીલોતરી ચરતાં ફર્યાં કરતાં; સોનેરી રૂપેરી વાદળીઓના પડછાયા નીચે ઋષિમુનિની ગાયો ત્યાં ચર્યાં કરતી; તેના વાછરૂ રૂપાળીરૂપાળી નાની ડોકો આમથી તેમ ફેરવીને ચારે તરફ દોડયાં કરતાં; સમિધ લઈને આવતાં ઋષિમુનિનાં સંતાનો જલધિજલના તરંગ જેવા મેઘને ડુંગરાઓ પર ઘૂમતા જોઈ રહેતાં. ચારે તરફ નવો પ્રાણ, અમૃતભર્યું જીવન ને સંતોષભરી જીંદગી ભરચક છલકાતાં.

ન ગણી શકાય તેટલાં વર્ષો પહેલાં સતલજના કિનારા પર એ સુખી કુટુંબ રહેતાં હતાં. તેમની સાદી ઝુંપડીમાં વેદ અને ઉપનિષદનું તત્ત્વજ્ઞાન, લખ્યા વિનાનું કે બોલ્યા વિનાનું, છાનું છાનું ફેલાયા કરતું હતું.

એક કુટુંબનો ગુરુ અને વડીલ ગૌતમ હતો. તેની પત્નીનું નામ સુનંદા અને પુત્રીનું નામ સુકેશી. ગૌતમ પાસે સો ગાયો હતી, એક દિવસમાં ખેડી શકાય તેવું નાનું ફળદ્રુપ ખેતર હતું, અને એક દિવસમાં ફરી શકાય તેટલી ગૌચરની જમીન હતી. તેના ખેતરમાં ઝરણાં હતાં ને ગૌચરની જમીનને સતલજ—શતદ્રુ—પોતે બારે માસ છંટકાવ કરતી.

બીજું કુટુંબ ગુરુ શતપર્ણના વડીલપણા નીચે હતું. તે કુટુંબમાં ચાર માણસો હતાં. શતપર્ણ પોતે, તેની પત્ની વિશાખા, પુત્ર આરણ્યક અને એક પાળેલો ધર્મપુત્ર સુમેરુ. શતપર્ણની પાસે નવ્વાણું ગાયો હતી, ચાર માણસને બાર માસ ચાલે તેટલી કમોદ જેમાંથી પાકે એટલી જમીન હતી ને તેની ગાયો ચરાવવા માટે છુટું મેદાન હતું. જંગલમાં ફળફુલ લાવવા માટે શક્તિ હતીઃ ફરવા માટે ડુંગરા ને મેદાનો હતાંઃ ગાવા માટે ખુલ્લું આકાશ ને અખૂટ ધરતી હતાં. હવા, પાણી ને તેજ શરીરને પ્રસન્ન રાખતાં. સત્ય ને અહિંસા આત્માને ઉજાળતાં. બંને કુટુંબ સુખી હતાં.

મન અધિકારી હોય ત્યારે કુદરતનું ભર્યું સૌંદર્ય જીવનનો મર્મ કહી બતાવે છે. ડુંગરાઓ પર આરામ લેવા માટે બેઠેલા સમુદ્રના તરંગ જેવા મેઘને નિહાળતાંનિહાળતાં આરણ્યક, સુકેશી અને સુમેરુ વારંવાર મેદાન પર ફરતાં. તેમની ગાયો છુટી ચર્યા કરતી. ઘણીવાર તેઓ શતદ્રુના નિરંતર વહેતા પ્રવાહને અનિમિષ નેને જોયા કરતાં. ઘાટી વનરાજિમાં બેસીને ઝાડની ડાળીઓમાં સંતાકુકડી રમતાં તેઓ થાકતાં નહિ. આનંદભર્યા તેમના જીવનમાં લોભ કે ક્રોધ, સ્પૃહા કે ઇર્ષ્યા હજી પ્રવેશ કરી શક્યાં ન હતાં. માત્ર કમલપત્રથી ઢંકાએલી

સુકેશીની દેહલતા, આરણ્યક અને સુમેરુનાં દિલમાં ઉષાના નવરંગી આકાશ જેવા કોમળ ભાવો ઉત્પન્ન કરતી. સૌંદર્ય, પછી તે ગમે તેનું હોય,—મેઘાચ્છાદિત હિમાદ્રિનાં સોનેરી શિખરોનું કે પાનથી ઘેરાએલ ચંપાના ફુલનું કે ગુલાબકળી પર પડેલ મોતીના જેવા જલબિન્દુનું કે નવકુસુમ જેવી જુવાનીનું,—પણ સૌંદર્ય એ ભાવના છે, કલ્પના છે; વસ્તુ નથી માટે અસ્પર્શ્ય અને અત્યંત પવિત્ર છે; એવાએવા વિચારના પ્રવાહ નીચે સતલજના મેદાન પર આ ત્રણે જણાં ફર્યો કરતાં.

આસપાસ જે ગામડાંઓ વસ્યાં હતાં ત્યાં બધે જ આવી વ્યવસ્થા હતી. જે કુટુંબમાં કમોદ વધારે પાકતી તે કુટુંબ, બીજા કુટુંબમાં જ્યાં જવ વધારે પાકતા ત્યાંથી કમોદના બદલામાં જવ લાવતું. પાણીના બદલામાં ગાયનું દૂધ મળી શકતું ને દર્ભના બદલામાં નવનીત મળતું. જેને ઘેર માટી વધારે હોય તે બીજાને ઘેર માટીનું પાત્ર મુકીને દૂધનું પાત્ર લઇ આવતું. છોકરાં રમતાંરમતાં જ્યાં થાકી જાય ત્યાં જમી લેતાં. જુવાનો જ્યાં ચાંદની ખીલી હોય ત્યાં બેસતા ને વાતો કરતા સુઇ રહેતા. ત્યાં આંસુ આનંદનાં પડતાં. નિત્ય ખીલેલાં ફુલ ઉપર ભમરાઓ ગુંજારવ કરતા. કોઇ ઘરને બારણું ન' હતું: કોઇના ઘરને મર્યાદા ન હતી. નીતિની લીટી ઘરની ચારે તરફ બરફના જેવી પ્રકાશ્યા કરતી. આવી રીતે તે આખો પ્રદેશ સુખી ને શાંત હતો. હરીફાઇને કનિષ્ટ પ્રકારનું અનુકરણ માનવાની ત્યાં પ્રથા હતી. એ પ્રદેશમાં વિવાહને કોઇ જાણતું નહિ; પ્રેમને સૌ પીછાનતાં: અને પ્રેમથી બંધાએલાં યુગલ મૃત્યુથી છુટાં પડતાં નહિ. ત્યાં વિધવાવિવાહનો પ્રશ્ન કોઇ રાજસી પ્રકૃતિના માણસે હજી રજુ કર્યો ન હતો, કારણકે ત્યાં

કોઇ બાલવિધવા થતી નહિ અને મોટી વિધવાઓ બધી પવિત્ર રહેતી. ત્યાં કોઇ વિધુર ન હતો, કારણ કે પ્રેમનું બંધન પુરુષ સ્ત્રી સૌને માન્ય હતું. ત્યાં માણસને મારનાર ડૉક્ટર ન હતા કારણકે જીવાડનાર કુદરત હતી. ત્યાં ખોટી મોટાઇ, દંભભર્યો વિવેક કે અકારણ ધમાલ ન હતી. ત્યાં આંખ બોલતી અને જીભ મુંગી રહેતી. ત્યાં વસ્તુ હતી, વસ્તુના ભાવો ન હતાઃ વ્યાપાર ન હતો, વ્યવહાર ન હતોઃ મંદિરો ન હતાં, કથા ન હતીઃ રાજ ન હતું, રાજા ન હતોઃ કાયદો ન હતો; યંત્ર ન હતાંઃ હતો માત્ર પ્રેમ. પ્રેમથી વસ્તુ મળતી ને અપાતી. ધર્મ ખુલ્લા મેદાનમાં ઇશ્વરની પૂજા કરતો. કથા માત્ર અંતરમાં જ ચાલતી. સૌ પોતે પોતાના રાજા હતા. નીતિ એ કાયદો હતો. સત્ય એ મર્યાદા હતી. સદ્‌ગુણને સૌ ધર્મ માનતા, શૌર્યને યંત્ર સમજતા. એવો એ અદ્‌ભુત પ્રદેશ પૃથ્વી ઉપર સ્વર્ગ જેવો પ્રકાશતો.

ઘનશ્યામ વાદળાંઓ હિમાલયને ઘેરીને ઉભાં હતાં. જ્યાં જુઓ ત્યાં અદ્‌ભુત રંગોની અદ્‌ભુત મિલાવટ જામી હતી.

એ વખતે સતલજ પાસેના એક સૌથી ઉંચા ડુંગરા ઉપર આરણ્યક અને સુકેશી બેઠાં હતાં.

બધાં મેદાનોમાં ઘાસ ઉપર ફુલની જાજમ પથરાઈ ગઈ હતી. ડુંગરાઓ ધોવાઇ ધોવાઇને પશ્ચાત્તાપ પછી બનેલા હૃદય જેવા નિર્મળ થયા હતા. ઝાડ ઉપર નીલો રંગ પથરાયો હતો. પક્ષીઓ દોડતાં હતાં, મેઘ ઉડતા હતા, કુદરત ખીલી હતી; અને પ્રેમના વિકાસની જે ઋતુ કહી છે તે એ ઋતુ હતી.

સુકેશીના શરીર ઉપર તેના છુટા વાળ ઉડી રહ્યા હતા. તેણે કમળપત્રથી શરીરનો નીચેનો ભાગ ઢાંક્યો હતો ને ફુલની

ચાદર માથા ઉપર ઓઢી હતી. તેના કાનમાં આરણ્યક પુલ પરોવી રહ્યો હતો.

• અચાનક જેમ શરીરમાં વીજળીનો સંચાર થાય તેમ બંનેએ અકથ્ય રોમાંચ અનુભવ્યો.

પ્રેમની મુંગી ભાષા તેમની આંખોમાંથી બોલાતી હોય તેમ ઘડીભર બંને અનિમિષ નેને સામસામે જોઇ રહ્યાં.

આરણ્યક ફરી તેનું ઉત્તરીય ગોઠવવામાં ગુંથાયો. આ વખતે નીલા મેઘ પૃથ્વીને ચુમતા હતા, શિખરો મેઘને સ્પર્શતાં હતાં, વેલીઓ વૃક્ષને વળગતી હતી અને વનના મોરલા પાસે ઢળકતી ઢેલો ફરતી હતી.

એટલામાં સુકેશીની દૃષ્ટિ આરણ્યકના હાથ પર પડી. આરણ્યકે પોતાની મુઠીમાં કાંઇક સાચવી રાખ્યું હતું. મંદ હાસ્ય કરીને સુકેશીએ પોતાના કોમળ હાથથી આરણ્યકની મુઠી ઉઘાડી.

જેમ વાદળાંથી ઢંકાએલી ચંદ્રની કાન્તિ વાદળું દૂર થતાં શોભી રહે, તેમ મુઠી ખુલતાં જ ઇન્દ્રનીલમણિની હરિયાળી કાન્તિથી આસપાસની જમીન પ્રકાશી રહી.

'આ શું છે આરણ્યક ?' બોલીને સુકેશીએ ઇન્દ્રનીલમણિ પોતાના હાથમાં લીધો.

'આ પથ્થર મને શત_ની ખીણમાંથી મળ્યો છે. નીલાંકાશ જેવો એનો ઘેરો શ્યામ રંગ અત્યંત મોહક છે.'

સુકેશી ઇન્દ્રનીલમણિ તરફ જોઇ રહી. મણિ વધારે ને વધારે સુંદર લાગતો હતો.

અને સહજ પ્રેમભર્યો ઉમળકાથી તેણે મણિને પોતાની છાતી ઉપર લગાવ્યો. શ્રીકંઠના લાંછન જેવો તે સુકેશીના સુંદર વક્ષસ્થળને શોભાવી રહ્યો.

આરણ્યક આ મોહક સૌંદર્ય જોઇ રહ્યો. પોતાની કમળ-પત્રથી ઢંકાએલી છાતી પરથી હળવે રહીને સુકેશીએ ફુલની ચાદર દૂર કરી. પ્રભાતમાં જેમ કમળસંપુટ અર્ધખીલ્યું અર્ધ-વણખીલ્યું શોભી રહે તેમ સુકેશીનું રસયૌવન શોભી રહ્યું. જેમ ભીના શ્વેત બરફના કટકામાં ઘનશ્યામ મેઘનો રંગ સોંસરવો નીકળીને હિમશકલને અવર્ણ્ય જાંબુડા રંગથી રંગી રહે તેમ એ રસપ્રદેશને ઇન્દ્રનીલમણિએ રંગી દીધો.

કિંચિત હાસ્ય કરીને સુકેશી આરણ્યક તરફ ફરીને બોલી, ‘ આરણ્યક, આ મણિ તો મને શોભે એવો છે. ’

આરણ્યકે અત્યંત પ્રેમથી એ મણિને સુકેશીની ફુલની ચાદરમાં છુપાવી દીધો.

‘ એ મણિ તારો જ છે સુકેશી. ’

એ વખતે નીલા મેદાન પર થઇને સુમેરુ ડુંગર ઉપર ચડતો હતો. તે ચડતાં ચડતાં થંભી ગયો. સુકેશીના જમણા હાથને ખેંચીને આરણ્યક તેનાં સ્નેહથી નીચે નમતાં નેણ ચુમી રહ્યો હતો.

સુમેરુ આ જોઇને થંભી ગયો.

તે વખતે એ મેદાન પર પહેલવહેલી ઇર્ષ્યા ઉદ્ભવી.

પાસેનો એક ડુંગર મોટા અવાજ સાથે નીચે દડી પડયો ! તેના અવાજથી વન ધ્રૂજ્યાં, પક્ષીઓ નાઠાં, પશુઓ દોડયાં અને પર્વતોએ પડઘા આપ્યા. એ અવાજથી સુકેશી અને આરણ્યક જાગી ઉઠયાં, અને તેમની નજરે ડુંગર પરથી દડતો મોટો પથ્થર અને ડુંગર પર ધીમેધીમે ચડતો સુમેરુ બંને દેખાયાં.

સુમેરુને ત્યારથી ઇર્ષ્યા થઇ છે. તેણે ઘણીઘણી ખાણો ખુંદીને બીજા અનેક લાલપીળા ચળકતા પથ્થર ભેગા કર્યા છે. પોતાની

ગાયોની ડોકે તેણે રૂપાળા પથ્થરોની માળા લટકાવી છે. પણ તેમાં ક્યાંય પેલા ઇન્દ્રનીલમણિ જેવો પથ્થર નથી.

એક દિવસ ગુરુ શતપર્ણની પાસે જઇને સુમેરુએ કહ્યું કે મારે હવે અરણ્યવાસ કરવો છે.

અત્યંત મધુર અવાજથી ગુરુ બોલ્યા, 'કેમ બેટા! તને શાથી એકાંતવાસ પ્રિય બન્યો છે?' સુમેરુએ કચવાતાં ઉત્તર આપ્યો, 'સુંદર પ્રભાત જેવી સુકેશી આરણ્યક સાથે ફરે છે.'

ગુરુએ કિંચિત હસીને ઉત્તર આપ્યો, 'જે પ્રદેશમાં મનુષ્યો પ્રેમની ઇર્ષ્યા કરે છે, યોગ્ય યુગલને ઇર્ષ્યાથી જુએ છે, ત્યાં નર્કની ગંધ પ્રગટ થાય છે; ત્યાં યૌવનમાં રસને બદલે વિકાર પ્રગટે છે; ત્યાં પવિત્ર પ્રેમની સૃષ્ટિને બદલે વિલાસની બદબો ફુટે છે. હે પુત્ર! તું પણ તારી કોઈ યોગ્ય સહધર્મચારિણી શોધીને સુખી થા.'

'ગુરુદેવ! હું સુકેશીને જ મેળવીશ. આરણ્યકે તેને એક ઇન્દ્રનીલમણિ આપ્યો છે, હું તેને દસ આપીશ.'

ગુરુદેવ નિશ્વાસ નાખીને બોલ્યા, 'ત્યારે આ પ્રદેશની સ્વર્ગીય અવસ્થા હવે ભુંસાઇ જશે.'

વેરના પડઘા જેવું નિષ્ઠુર હસીને સુમેરુ ચાલ્યો ગયો અને એકલો જુદો વાસ કરીને રહ્યો.

સુમેરુના એકાંતવાસ પાસે પણ અનેક સ્ત્રીઓ રંગીન પથ્થર લેવા જાય છે. કમળપત્ર જેવા કિંચિત લાલ પથ્થર, વિષ્ણુના ઉત્તરીય જેવા મીઠા પીળા રંગના પથ્થર, અને ઘેરા ગંભીર જળ જેવા નીલા પથ્થર સુમેરૂ પાસેથી જ મળે છે. તેના બદલામાં ગાયો, જવ, કમોદ, નવનીત અને દુધ તેને ત્યાં ચાલ્યાં આવે છે. ત્યાંની સુંદરીઓ હવે કમળપત્રના

દાંડાથી કાન પુરવાને બદલે લાલ પથ્થરને લટકાવવાનો શોખ ધરાવે છે. સૌ એ શોખને પુરવા પરાધીન બન્યાં છે. સુમેરુએ ત્યાં નવો કાયદો ચલાવ્યો અને જાણ્યેઅજાણ્યે સૌ તેની સત્તા તળે આવ્યાં. આજ દિવસ સુધી સૌસૌની જરૂરિયાત પ્રમાણે વસ્તુઓ આપલે કરતા. દરેક વસ્તુ સરખી કિંમતની હતી ને બધી સરખી ઉપયોગી હતી. પણ સુમેરુએ પથ્થરના રંગ અને સૌંદર્ય પરથી દરેક પથ્થરની જુદી જુદી કિંમત આંકી. સુમેરુ પાસે ઘણી વસ્તુઓ આવી પડી ને જેમને જરૂર હતી તેઓ વસ્તુ વિના રખડવા લાગ્યાં.

એક વખત એક જુવાન માણસ સુમેરુ પાસે આવ્યો. તેણે સુમેરુને જવ આપ્યા અને નવનીત માગ્યું. સુમેરુએ જવાબ આપ્યો કે હું જવને બદલે નવનીત નહિ આપું. મારે બેમાંથી એકેની જરૂર નથી. પેલા જુવાને કહ્યું કે ત્યારે મારે જરૂર છે માટે તમારે આપવું જોઇએ.

'પણ એ તો મારૂં છે તે કેમ અપાય?' સુમેરુ આ શબ્દ બોલ્યો ત્યારે સુસવાટ કરતો પવન દેવદારુનાં વન સોંસરવો નીકળી ગયો.

આ પ્રદેશમાં આ શબ્દ અને આ વિચાર નવો હતો.

'ત્યારે એ ચીજનો ઉપયોગ શો?' પેલા જુવાને પૂછ્યું.

ખડખડ હસીને સુમેરુએ જવાબ વાળ્યો, 'સત્તા મેળવવી તે.'

ફરી વન ધ્રૂજ્યાં. આ નવા વિચાર પૃથ્વીને અપવિત્ર કરતા હતા.

'સત્તા એટલે શું?' ભોળા જુવાને પ્રશ્ન કર્યો. તે વખતે બીજી દશામાંથી અનેક સ્ત્રીઓ અને પુરુષો સુમેરુના એકાંતવાસ તરફ આવતાં દેખાયાં. કેટલાંક ગાયો લઇને, કોઇ જવ

લઈને, કોઈ કમળ અને કંદ લઈને, અને ઘણાં તો નવનીત, દૂધ અને માટી લઈને આવતાં દેખાયાં. સુમેરુ તેમના તરફ જોઈ રહ્યો અને પછી પેલા ભોળા જુવાન તરફ ફરીને ગર્વથી બોલ્યો. 'જો આનું નામ સત્તા. કેટલાં માણસો આ તરફ આવે છે?'

આખું ટોળું સુમેરુ પાસે દોડી આવ્યું. કેટલાંક બૂમ પાડતાં હતાં કે અમને લાલ પથ્થર આપો. કેટલાંકે આસમાની પથ્થર પર નજર ઠેરવી હતી. કોઈકને પીળા પથ્થરનો મોહ હતો. સત્તાધીશની ઢબથી સુમેરુએ બધાંને કહ્યું. 'સૌ શાંત રહો!'

ટોળામાં એકદમ શાંતિ ફેલાઈ ગઈ.

સુમેરુએ કેટલાક ધોળા અને પીળા કટકા કાઢયા. સૂર્યનાં કિરણ નીચે તેઓ પ્રકાશવા લાગ્યા.

'એ શું છે? એ શું છે? અમને એવા કટકા આપો.' આખા ટોળામાંથી સૌ બોલવા લાગ્યાં. એક કટકાને ઉપાડીને સુમેરુ બોલ્યો, 'આનું નામ સુવર્ણ, અને આ ધોળો કટકો તે રજત.'

'અમને સુવર્ણ આપો.'

'અમને રજત આપો.'

'અમને બંને આપો.'

'શાંતિ રાખો!' ફરી સુમેરુ બોલ્યો અને આખું ટોળું શાંત થઈ ગયું.

'સુવર્ણ કોનેકોને જોઈએ છે?'

'મને' અને 'અમને'ના અવાજથી વાતાવરણ ભરાઈ ગયું. સુમેરુ સંતોષથી હસવા લાગ્યો. 'ત્યારે જુઓ આ પાત્ર; આવાં સો પાત્ર જવથી ભરી આપશે તેને આટલું સુવર્ણ

મળશે.' સુમેરુએ એક માટીનું પાત્ર લઈને ક્રિયા સમજાવી.

સૌ બાધામંડળ માફક ઉભાં રહ્યાં અને પછી જેની પાસે દૂધ હતું તેણે દૂધ આગળ ધર્યું: 'પણ આ દૂધ છે તેનું ?'

સુમેરુએ માટીના નવા પાત્રથી દૂધ ભરવા માંડ્યું. રજત અને સુવર્ણના કટકા સૌ લેવા લાગ્યા, અંદરઅંદર જોવા લાગ્યા; અરસપરસ દેખાડવા લાગ્યા.

છેટેથી આરણ્યક અને સુકેશી આવતાં હતાં. આખા ટોળામાં સુમેરુ સ્વામી જેવો શોભી રહ્યો હતો. તે પેલા ભોળા જુવાન તરફ ફર્યો: 'જુવાન માણસ ! તારે મારા દાસ થવું છે ?'

'દાસ શું ?'

'સત્તા એટલે શું એ તેં જોયું ?

'હા.'

'ત્યારે દાસ એટલે શું તે હવે જો; આ બધું એક તરફ મુક; ત્યાં પથ્થર સરખા ગોઠવ, પણે કમળપત્રો ગોઠવી દે. પેલી જગ્યાએ દર્ભાસન નાખી દે.'

ભોળો જુવાન તે પ્રમાણે કરવા ગયો.

સુમેરુ ટોળા તરફ ફર્યો, 'તમને યાદ રહી જાય માટે બોલો: સો પાત્ર જવનાં બરાબર ત્રણ સુવર્ણના કટકા.' આખું ટોળું એક સાદે બોલી ઉઠ્યું, 'સો પાત્ર જવનાં બરાબર ત્રણ સુવર્ણના કટકા !'

'દોઢસો ઘડા દૂધના બરાબર દસ રજતના કટકા.' અને એવા ઘોંઘાટથી હિમાલયનાં વન ગાજવા લાગ્યાં.

'પાંચસો ગાયનો એક ઇન્દ્રનીલમણિ.' એના પડઘાથી ઘણુ પહાડ છવાયા.

'દસ ઇન્દ્રનીલમણિની એક સ્ત્રી.' એ વખતે સુકેશી ને

આરણ્યક ત્યાંથી પસાર થતાં જરા થોભ્યાં. ટોળાએ સુમેરુને પ્રત્યુત્તર વાળ્યો: 'દસ ઇન્દ્રનીલમણિની એક સ્રી.'

અત્યંત ખિન્ન હૃદયથી એ યુગલ ત્યાંથી ચાલ્યું ગયું.

સુમેરુને આખી રાત્રિ નિદ્રા આવી નહિ. તેની પાસે અખૂટ સમૃદ્ધિ હતી, એક દાસ પણ હતો અને બીજા અનેક થવાની તૈયારીમાં હતા; છતાં તે આજે સુખે સુતો નહિ. નીલોત્પલ જેવાં સુકેશીનાં નયન તેને વારંવાર યાદ આવતાં હતાં.

તે પોતાના અતિ મૂલ્યવાન પથરાઓ લઇને સવારે આરણ્યકને ત્યાં ગયો.

પ્રભાતનો સૂર્ય કમળપત્ર પર પડેલાં જળબિંદુનો સોનાનો મુગટ રચી રહ્યો હતો, ખુલતા ફુલગુલાબી રંગનાં કમળો જરાક પોપચાં ઉઘાડીને પ્રભાતને નીરખતાં હતાં ને સુકેશી ત્યાં જળ પાત્ર લઇને ઉભી હતી. છેટેના મેદાનમાં સારસ ફરતાં હતાં.

પોતાના મહામૂલ્યવાન પથરાઓ સુમેરુએ સુકેશીને ચરણે ધર્યા. સરોવરથી પાણી ભરીને પાછી ફરતી સુકેશી ઘડીભર ત્યાં થંભી. વન એને જોવા થંભ્યાં હતાં, ને સુમેરુ અત્યંત તૃષ્ણાથી એને નિહાળી રહ્યો હતો.

'સુંદરી!' તે બોલ્યો. તેના શબ્દમાં વિહ્વળતા હતી અને નસેનસમાં ઘેન હતું: 'સુંદરી! હું તારી પાછળ આવ્યો છું. ઇન્દ્રનીલમણિ કરતાં પણ વધારે મૂલ્યવાન અસંખ્ય પથરાઓ હું તારે માટે લાવ્યો છું. હું તને એમનો હાર કરી આપીશ.'

'સુમેરુ!' સુકેશીએ જવાબ વાળ્યો, 'પ્રેમને તેં કદિ જોયો છે?'

અવાક્ બનીને તે ઉભો રહ્યો. સુકેશીના પ્રવાલ જેવા હોઠ પર સ્મિત ફરક્યું. તેણે ફરી પૂછ્યું, 'પ્રેમને તેં જોયો છે?'

'ના.'

'ત્યારે જો આનું નામ પ્રેમઃ જેને તું સંખ્યાથી કે માપથી આપી શકે નહિ, સત્તા અને વૈભવથી ખરીદી શકે નહિ; જે અપ્રમેય છે ને અજેય છે.'

પોતે પેલા ભોળા માણસને સમજાવ્યું કે જો આનું નામ સત્તા; એનો જ પ્રતિધ્વનિ સંભળાતો હોય તેમ સુમેરુના કાનમાં શબ્દો ગુંજી રહ્યા, 'જો આનું નામ પ્રેમ.'

'અને જો એ કયાંથી જન્મે છે તે.' સુકેશીએ સામેના દૃશ્ય તરફ આંગળી કરી. સુમેરુ તે તરફ જોઈ રહ્યો.

ખીલતા કમળના રંગથી પાણી છવાયું હતું; મેદાનોમાં મયૂરની કળા હતી; સારસબેલડી ધીમી હલકતી ચાલે ફરી રહી હતી; વૃક્ષો, પશુઓ ને વેલીઓ બધાંના ઉપર સૌમ્ય તેજ ફેલાઇ રહ્યું હતું.

'જો આ પ્રેમની સૃષ્ટિ.' એટલું બોલતી સુકેશી ચાલી ગઇ.

સંધ્યાના સૂર્યે રંગો પૂર્યા હતા; આરણ્યક ને સુકેશી નીલાં હરિયાળાં મેદાનો વટાવી દૂરદૂરના ડુંગરાઓ પર નજર રાખી ચાલ્યાં જતાં હતાં. તેમનું આ ગામમાંથી છેલ્લું પ્રયાણ હતું. સુમેરુએ સુકેશીની આશા છોડી હતી. પણ વિષય જાય ને વિષયનો રસ રહી જાય તેમ તેની તૃષ્ણા ગઇ હતી ને તૃષ્ણાંના કાંટા રહ્યા હતા. સુકેશી ને આરણ્યકને જતાં જોઇ તે તેમની પાસે આવ્યો.

'તમે કયાં જાઓ છો?' તેણે પૂછ્યું.

'જ્યાં પ્રેમની સૃષ્ટિ છે ત્યાં. જો પેલા દૂરદૂર સોનેરી રસે રંગેલાં હિમાદ્રિનાં શિખરોની પેલી મેર.'

'અને અહીં—'

'અને અહીં શું? અહીં હવે પૃથ્વી રસ નહિ મુકે, મનુષ્યો નિર્ભય નહિ રહે, કુદરત કળા નહિ ખીલવે.'

ધ્રૂજતાં ધ્રજતાં સુમેરુએ પૂછ્યું, 'એમ કેમ?'

જ્યાં કામ મપાય ત્યાંથી કળા જાય, વસ્તુ મપાય ત્યાંથી વૈભવ જાય, મનુષ્ય મપાય ત્યાંથી સ્વર્ગ જાય. તેં પૈસા ઉત્પન્ન કર્યાં, હવે મનુષ્યોમાંથી પ્રેમ જશે. સાચા પ્રેમને મનુષ્યો ખરીદીની વસ્તુ માનશે. હવે આ જમીનમાં એવું વાતાવરણ આવશે કે મનુષ્યો પ્રેમને નહિ પણ વૈભવને, વિલાસને, વગને, મોટાઇને, સામાજિક મહત્તાને પ્રધાનપદ આપશે. હવે કોઇ પ્રેમ ખાતર નહિ પરણે. આ જમીનમાંથી પ્રેમની ઋતુ જશે. અષાઢી મેઘ પ્રેમ નહિ પ્રગટાવે; વિરહ અને વિરહનાં આંસુ નહિ હોય; સાચું શૌર્ય નહિ હોય; કામિની અને પિયુ નહિ હોય; ઋતુ નહિ હોય, ઋતુનો રસ નહિ હોય; ઉત્સવ, ઉલ્લાસ, શૃંગાર, તેજ કાંઇ નહિ હોય. જીવન નીરસ બનશે; કામના રસને બદલે યંત્રની નિયમિતતા હશે; ઉદારતા બેવકુફાઇ મનાશે; આતિથ્ય ગાંડપણ ગણાશે; પ્રેમ સગવડતા લેખાશે; પ્રજા બોજો મનાશે; શૃંગાર વિલાસ મનાશે; છાની વિકારવૃત્તિ ચતુરાઇમાં ખપશે; અને પ્રેમની સૃષ્ટિ પર જ જગતનું પુનર્વિધાન છે એમ છેક મૂળથી રૂપાંતર કરવાને બદલે માણસો ચારે તરફ થીગડાં મારવાનું શરૂ કરશે.'

સુમેરુને ચક્કર આવવા માંડયાં.

'આ ક્યારે બનશે? ત્યારે મનુષ્યો કેવાં હશે?'

'ઓ સુમેરુ! તેં જે શરૂ કર્યું છે એ હવે બન્યા જ કરશે. જ્યારે એ સ્થિતિ પરિપકવ થશે ત્યારે એ મનુષ્યો સર્પ જેવાં હશે. બોલ્યા વિના બીજાને હણશે અને હણ્યા વિના શાંતિ

નહિ પામે.'

સોનેરી રંગથી ઢંકાતાં હિમાદ્રિનાં અનેક શિખરો પર ગુલાબી રંગની કલગી ફુટતી હતી.

આરણ્યક ને સુકેશી તે તરફ, દૂર—દૂર—દૂર ચાલ્યાં ગયાં. આછા અંધકારનો પછેડો પૃથ્વીને વીંટવા લાગ્યો. સુમેરુ ધબ દઇને નીચે બેસી ગયો. તેણે પોતાનું મોં બે હાથથી છુપાવી દીધું.

'ઓ મહાન પિતા!' તેનાથી છેવટે આર્ત સ્વરે બોલાઈ જવાયું, 'સ્વર્ગ જેવી આ પૃથ્વી આટલી બધી જડ બની જશે. અને તે માત્ર મારા દોષથી? તો હવે આ નવા વિચારો શી રીતે નાશ પામે?—'

અને ચારે તરફનાં અંધારાં બોલતાં હોય તેમ લાગ્યું, 'ફેલાએલા ખોટા વિચારોના ડાઘ પૃથ્વી પરથી નાબુદ કરવા માટે સ્વાર્પણનાં ઊનાંઊનાં લોહીનું ખમીર જોઇશે.'

# મશહૂર ગવૈયો.

કર્ણાટકી સ્ત્રીઓના સહજ જ સંગીતપ્રિય સ્વભાવને આ વાત બહુ ગમી. આજે રત્નગિરિના લોક ઘેલા બન્યા હતા. દિલ્હી અને આગ્રાના સંગીતમય વાતાવરણમાંથી આત્માના અનેક સંસ્કારોને જગાડે એવો, આબાદ સારંગી વગાડનારો ઇન્દ્રમણિ આજે આવનાર હતો. ઇન્દ્રમણિ દિલ્હીનો મશહૂર ગવૈયો હતો અને તેના સ્વરમાંથી પીંછીની જેમ અનેક રંગ ખડા થતા. એ સ્વરનો જ બન્યો હતો. અઢાર વર્ષના સતત અભ્યાસ પછી જ્યારે તેણે પોતાના કંઠને પ્રથમ જાહેરમાં મુકયો ત્યારે ઘડીભર સારૂં દિલ્હી વ્યવહારના વિષઘેનમાંથી મુકત બન્યું હતું. ઇન્દ્રમણિના આલાપ એટલે સુતેલા આત્માને કોઈ કરુણ સ્વરથી બોલાવતું હોય એવો, તદ્દન નજરે ભમતો દેખાવ! ઇન્દ્રમણિના આવવાથી રત્નગિરિ ઘડીભર સ્વરમય બની ગયું.

રાત્રે જ્યારે જલસો થયો ત્યારે એક પછી એક ચીજ નીકળવા લાગી. લોકોની તાળીઓના ગડગડાટ વચ્ચે. સારંગીના છેલ્લા સ્વર વિલય થતા હતા ને હજારો પુરુષો તથા સ્ત્રીઓનાં પરાધીન હૃદય આ માણસ પોતાની કલાથી આંગળીનાં ટેરવાં પર નચવી રહ્યો હતો! એની આંગળી ફરતી ત્યાં માણસનાં નયન અને હૃદય ફરતાં હતાં. અત્યારે લોકોને સંગીતની

ખુમારી ચઢી હતી. ઇન્દ્રમણિએ રત્નગિરિને છેક જ પરવશ બનાવી દીધું હતું.

પરંતુ લોકોની આ તાળીઓના ગડગડાટ ને એ સ્વરની મધુરતા એ બંનેનું માપ કાઢતી હોય તેવી બેઠી હતી, તે કર્ણાટકી સ્ત્રી, પ્રખ્યાત જમીનદાર નીલમણિ રત્નની દીકરી તારા. તારાનો ચહેરો પ્રશાંત હતો; અને ઇન્દ્રમણિની સમસ્ત કલાથી એ ગંભીર ચહેરા પર એકાદ કરડાઈની કરચલી વધી! તત્ત્વજ્ઞાની જ્ઞાનના છેલ્લા શિખર પરથી જરાક માયાભર્યું હસે તેમ એ શાંત હસતી હતી! અજ્ઞાનને હમેશાં એ આવો મધુર ઠપકો આપતી. આજે તારા સિવાય બધાં ફર્યાં હતા; સૌ સંગીતની છાયામાં હતાં; બધાં અનુકરણ કરતાં હતાં. ઇન્દ્રમણિના સ્વર રત્નગિરિની શેરીમાં પાછા એવી જ ઢબથી ફરીફરીને ગવાતા હતા. જાહેર મિલકત હોય તેમ ઇન્દ્રમણિના શબ્દો સૌ વહેંચતા હતા ને સૌને તેથી આનંદ થતો હતો.

પરંતુ એટલું છતાં ગવૈયો જ્યારે રાત્રે ઘેર આવ્યો ત્યારે તેનું મોં ઢીલું હતું. તેણે પોતાના યજમાન સાથે વાત કરી: 'રાજગોપાલજી! રત્નગિરિને સંગીતનો ભારે શોખ લાગે છે.'

'રત્નગિરિએ આવા સૂર તો પ્રથમ જ સાંભળ્યા.' રાજગોપાલે કહ્યું.

ગવૈયો જરાક સંતોષ પામ્યો. પણ હજી પેલી સ્ત્રીની અડગ મૂર્તિ તેની સામે છાનું હસતી ઊભી હોય તેમ લાગતું હતું. એ જ હાસ્ય; જ્ઞાની અજ્ઞાની સામે કરે છે તેવું: શાંત અને મધુર, છતાં તીવ્ર અને કરુણ!

જલસામાં રાજગોપાલ તારાની પાસે જ—સામે જ બેઠા હતા. ગવૈયાએ શંકામાં—ભયમાં પ્રશ્ન કર્યો, 'રાજગોપાલજી!

તમારી બરોબર સામે કોણ બેઠું હતું ?'

રાજગોપાલે જરા વિચારમાં પડીને જવાબ આપ્યો, ' હાં, એ તો નીલમણિની તારા.'

' એ કોણ છે ?'

નીલમણિ અહીંનો જમીનદાર છે. મીલોનો માલેક છે. તારા એની દીકરી. અમારા કર્ણાટકની એ મૂર્તિમાન સરસ્વતી છે. અત્યંત વિદ્વાન ને પવિત્ર છે.

ગવૈયાના પેટમાં ધ્રાસ્કો પડ્યો. તેનું નૂર ઉડી ગયું. તેના વિજયનો આનંદ ચાલ્યો ગયો. તેણે કર્ણાટકને પ્રસન્ન કર્યું હતું, પણ કર્ણાટકની સરસ્વતી હજી અડગ હતી. તે ધીમેથી બોલ્યો, ' એને સંગીતનો શોખ છે ખરો ?'

' હા.' રાજગોપાલે ટુંકો જ જવાબ વાળ્યો.

બીજે દિવસે ગવૈયાએ ગામનાં પ્રખ્યાત માણસોને ત્યાં જવાનું રાખ્યું હતું. એમાં નીલમણિ પણ હતો. નીલમણિ વ્યવહારની ગડમથલમાં પડેલો અસલ વેપારી હતો. એને સંગીતનો સાદો શોખ હતો; પરંતુ લાગણી વિનાનો મનુષ્ય કૈં કામ ન હોય ત્યારે જરા ' ન ન ન ના ના' કરી લે તેવો. નીલમણિ તો એને સાધારણ રીતે જ મળ્યો; મોટો માણસ બહાર જતાં રસ્તામાં કોઇ જૂની પીછાનવાળા ગરીબ મિત્રને મળે તેમ ! જરાક હાથ હાલે, જરાક મોં હસે, ને તરત પગ ઉંબર બહાર પડે તેમ.

ગવૈયાને પણ આ વેપારીનું કામ ન હતું, દરકાર પણ ન હતી. તેને તો કર્ણાટકની સરસ્વતી જોવી હતી. તારાએ પિતાના દીવાનખંડમાં તેને સત્કાર આપ્યો. ગવૈયો શાંત હતો. ભયની શંકા હતી ને શંકાનો ભય હતો. એના મનમાં ગડભાંગ હતી

કે તારા શે જવાબ આપશે. તેણે ધીમેથી વાત ઉપાડીઃ

'તમારી વિદ્વત્તા વિષે ઘણું સાંભળ્યું છે. આજે નજરે જોઇને આનંદ થયો !'

ગવૈયો લોકાચારના જ શબ્દો બોલી શકયો. તારા જરાક હસી. ગવૈયો ધ્રૂજ્યો. એ જ હાસ્ય ! તદ્દન શાંત મૂર્તિ. જાણે પોતે બધી અસરથી પર છેઃ બધી અસર પોતાનામાંથી જન્મે છે, પોતે એમાંથી નહિ. તેણે ડોક જરાક ઉંચે લઈ જવાબ આપ્યો, 'તમારૂં સંગીત લોકોને અજબ અસર કરે છે !'

ગવૈયાનું નૂર ઉડવા લાગ્યું. એ અરધું મર્મમાં, અરધું ભયમાં બોલ્યો, 'લોકોને ?'

'હા.' તારાએ તદ્દન ટુંકો જવાબ આપ્યો. પણ બાકી રહેલો જવાબ તેની આંખ આપી રહી હતી.

'તમને એ કેવું લાગ્યું ?'

ગવૈયો આશામાં આતુરતાથી જોઈ રહ્યો.

તારા વધારે કડક બની. તેનું લાવણ્ય મધુરતાના પ્રવાહ જેવું હતું. લાવણ્ય પર પડેલી આત્માની અડગ છાપથી તે સુંદર મધુર સ્ત્રીને બદલે ભવ્ય બાલા બનતી હતી. તેણે જરાક હોઠ કરડીને જવાબ આપ્યો, 'સાધારણ. એમાં હૃદયસ્પર્શી ભાવ છે; આત્માને જગાડવાની તાકાત નથી !'

ગવૈયો ઝાંખો પડી ગયો : 'તમે શાંત રહીને જ સાંભળ્યું છે. મેં એ જોયું હતું.'

'કારણકે' તારાએ એક હાથે પોતાની ઉડતી લટ સમારી અને દૃઢ જવાબ આપ્યો, 'એ શાંતિથી જ સાંભળવાનું હતું ! આત્મા સાંભળે એવો છાનો અવાજ એમાં નહિ હતો.'

ગવૈયો ગમે તેમ પણ પુરુષ હતો. એ પોતાની કળાના

જોસમાં આવ્યો: 'અને એ સ્વર આવે તો ?'

'એ સ્વર લાવે તેને હું' તારાએ સાધારણ જવાબ આપતી હોય તેમ જવાબ આપ્યો, 'જીવનનો સાથી માનું છું!'

ઇન્દ્રમણિ બીજો એક પણ શબ્દ બોલ્યા વિના ચાલતો થઈ ગયો. કર્ણાટકની સરસ્વતી તેના સંગીતને નાપસંદ કરતી હતી. તેને પોતાની કળાનો દોષ ઉગ્યો. અપૂર્ણતા પર એ તપ કરવાનો હતો. તે રાત્રિનો જલસો બંધ રહ્યો. લોકો આવ્યા ને નિરાશ બની ચાલ્યા ગયા. ઇચ્છાનો પરાભવ થતાં લોકોને ગુસ્સો આવ્યો હતો. પણ તે જ રાત્રે ઇન્દ્રમણિ તો ચાલતો થયો હતો. રત્નગિરિએ ઇન્દ્રમણિના સ્વર ફરીફરી સંભાર્યો ને આ અકસ્માતથી એ સંગીતનો જલસો ઇતિહાસરૂપ બન્યો; સૌના નવરાશના સમયની કથા પણ એમાંથી જન્મી !

ઇન્દ્રમણિ હવે સંગીતની ધૂનમાં જ ચોંટયો. તેનામાંથી વિજયનું અભિમાન ચાલ્યું ગયું. તેણે નિરાશા અનુભવી. તે વિગતજ્વર બનતાં શીખ્યો. તેને ઉંચે જોતાં આવડ્યું. તેની ગામડાની ઝુંપડીમાં સંગીતના સાચા સ્વર ફુટવા લાગ્યા. તે દિલ્હીના લોકનાં મોં સામું જોઈ શબ્દને આલાપ દેતો બંધ થયો. હવે તેની દૃષ્ટિ જલતરંગ પર સ્થિર બનતી. નદીને કાંઠે ઉભેલા છોયા માત્ર સાંભળનાર લોક હતા. આત્મા બોલતો હોય તેવો ગંભીર અને પ્રશાંત સ્વર હવે જન્મ્યો.

ઇન્દ્રમણિ પોતાની પ્રિયા સારંગી સાથે રાત્રિદિવસ બોલ્યા કરતો હતો. સારંગીનો તાર એને જવાબ આપતો હતો. એ જડ અને ચૈતન્ય વચ્ચે પ્રેમની સૃષ્ટિ જામી હતી. ઇન્દ્રમણિની કળા આત્માના આવિર્ભાવ જેવી બનવા લાગી. તેનામાં હજી તારાની એક જ લગની જાગતી હતી. તેથી એની કળામાં

ભવ્યતા છતાં, દિવ્યત્વ છતાં, માનુષી ભાવ આવ્યા. એ રડતો ને ગાતો. એની સારંગી એના દરેક આંસુની સાક્ષી હતી. એ સામું એવું જ રડી દેતી! એ જડ તાર! દૈવી શબ્દ! અને ભવ્ય મનુષ્ય!

ઇન્દ્રમણિ પોતાના એકાંતવાસથી છએક મહીને પાછો ફર્યો. તેનામાં હવે તપ કરવાની કળા આવી હતી. તેથી તે અભિમાની ગવૈયાને બદલે નમ્ર સંગીતમૂર્તિ બન્યો હતો. તેનું સંગીત, તેનો સ્નેહ, તેનો આત્મા, બધાંમાં એક જ કળા પ્રવર્તી રહી હતી. સંગીત હવે પારકાના ચહેરા પરથી જન્મવાને બદલે તેની પોતાની અંદરથી પ્રસૂતિ જેટલી વેદના પામી જન્મતું હતું. ઇન્દ્રમણિ પાછો રત્નગિરિ આવ્યો.

રત્નગિરિએ આજે જે જલસો જોયો તેણે કમાલ કરી. તે દિવસે ગવૈયાએ સૌને શૃંગારમાં નચાવ્યાં, સ્નેહમાં નવરાવ્યાં, વિરહમાં રોવરાવ્યાં. આજ તારાનો આત્મસ્વર જાગ્યો. એ બે હાથથી મોંને ઢાંકી ખૂબ પડી રહી. દરેકદરેક શબ્દ જાણે એના આત્માને આમંત્રણ કરતો હોય તેવો સમર્થ ભાવવાહી હતો.

જ્યારે ઇન્દ્રમણિ પાછો ફર્યો ત્યારે તારાનું મંદ સ્મિત કરતું મોં આંખની શરમથી છવાઇ ગયું હતું. ઇન્દ્રમણિ બીજે દિવસે એને મળ્યો ત્યારે તેણે દૃઢ અને આગ્રહી તારાને બદલે શરમની સુરેખમાં છુપાએલું મુગ્ધાનું વદન જોયું: સ્નેહથી બીજાએલું સ્રીહૃદય જોયું: અનેક ભાવોમાં ઢંકાએલું મૂર્તિમાન કાવ્ય જોયું! તારા તેને જોતાં સ્મિત કરી ઉભી રહી: 'ધન્ય, ઇન્દ્રમણિ! આટલો કાબુ તમે શી રીતે મેળવ્યો?'

ગવૈયો આનંદથી ડોલ્યો. તે બોલ્યો નહિ; પણ તેની આંખે એક હજાર વાત કરી લીધી.

તારાને સ્નેહ તેની દરેક વાતને અવકાર આપી રહ્યો હતો. ત્યાર પછી તારાને સંગીતને શોખ થયો. એકની એક પુત્રી હોવાથી નીલમણિનું વ્યવહારૂ મગજ પણ આ વાતમાં આડે ન આવ્યું. જોકે વૃદ્ધ મુનીમ નંદલાલ પાસે તેણે બળાપો કર્યો કે ચાર પૈસાના તારને વગાડવા પાછળ આટલાં નાણાંનું આંધણુ મુકવું એ નરી બેવકુફાઇ હતી.

એની પ્રિય શિષ્યા અને સ્નેહરાગી હવે હમેશાં એની પાસે બેસતી. તારા ધીમેધીમે સંગીતમય બની ગઇ હતી. એ ગવૈયાના સૂર સાંભળતી એમાં તલ્લીન બનતી. નીલમણિને આવા એક અજાણ્યા માણુસ પાસે પોતાની યુવાન પુત્રીને બેસવા દેવી એ ખૂંચતું હતું. તેણે પોતાના વૃદ્ધ મુનીમને એનો ઉપાય પૂછ્યો. જ્યારે શેઠનું મગજ ગુંચવાય ત્યારે પણ નંદલાલ હિંમતથી જવાબ આપતો, ને કામ થાય ન થાય છતાં એના અવાજમાં દ્રઢતા ગાજી રહેતી. એ સમયસૂચક હતો. શેઠને પાઇ વહાલી હતી તો પોતે અરધી પાઇના નફા બતાવતો. એના નાના કપાળમાં વૈષ્ણવનું ગાજર જેવડું મોટું ટીલું શોભતું. એ ટીલું છે માટે તે ભક્ત છે કે તે ભક્ત છે માટે એ ટીલું છે એ કોયડો આખી રત્નગિરિમાં કોઇથી ઉકેલાયો ન હતો. તેણે શેઠને હિંમત આપી અને ગવૈયાને વગર હરકતે રત્નગિરિથી રવાના કરવાની યુક્તિ શોધવાનું કામ માથે લીધું.

એક દિવસ ગવૈયાને ગાતો સાંભળીને નંદલાલ પણ ડોલવા લાગ્યો. નંદલાલને એમ ડોલતો જોઇ તારાને અનહદ આનંદ થયો. ગવૈયાનું આ સામર્થ્ય જોઇ તારાનું અંતઃકરણ બમણા પ્રેમથી ગવૈયાના ચરણમાં તલ્લીન થયું. તે દિવસે જરા ઠંડી

હતી ને ગવૈયો જરા મોડેથી ઘેર જવા ઉઠયો. નંદલાલ સાથે જ હતો. તેણે ગવૈયાની સારંગી ઉપાડી લેવાનો વિનય કર્યો.

પણ ગવૈયાએ ડોકું ધુણાવી ના પાડી. હસતો હસતો તે નંદલાલ તરફ જોઈ બોલ્યો, 'માફ કરજો, પણ આ સારંગીથી હું જીવું છું. મારૂં મૃત્યુ એના જ હાથમાં છે.' પછી તરત ગંભીર બની બોલ્યો, 'જે દિવસે આ સારંગી નહિ હોય તે દિવસે હું પણ નહિ હોઉં.'

નંદલાલ વાણિયાશાહી હાસ્ય હસ્યો, 'એમ કે વારૂ? એટલો બધો પ્યાર? પણ શું તમારો હાથ બેઠો છે! પછી તો એવી જ પ્રીતિ હોય ના?'

ગવૈયો ને નંદલાલ બહાર નીકળ્યા. મેઘલી રાત જામી હતી. વિજળી ચમકારા દઈ રહી હતી. વિરહનાં આંસુ જેવાં વરસાદનાં ટીપાં પડતાં હતાં. નંદલાલ ધીમેથી વાત કરતો ચાલ્યો. 'ભાઇ, તમને આ સાડંગી પર તે આવો પ્યાર કયાંથી?'

ગવૈયાએ જવાબ દીધો, 'મેં એને બાળપણુથી જ રમાડી છે. આ સારંગી પર વર્ષોનાં વર્ષો કાઢયાં છે.'

નંદલાલને લાગ્યું કે ગવૈયા ગાંડા જ હોય, અને આ ગવૈયો પણ ગાંડો છે. પણ વાણિયો જુદા જ વિચારમાં હતો.

'ત્યારે તમને આ ગામ ગમ્યું, કેમ વારૂ?'

'હા, ઠીક છે.'

નંદલાલનું ઘર આવતું હતું. ગવૈયો ત્યાંથી છૂટો પડયો. નંદલાલે મિત્રતાભર્યા સ્વરમાં કહ્યું, 'હવે તમારી તે કોણ રાહ જુએ છે? આવોને, આજે અહીંજ સુઈ રહેજો.'

વરસાદ શરૂ થયો હતો ને તેથી ગવૈયાએ એ વાત કબુલ

કરી લીધી. બંને જણા અંદર ગયા. એક આરામ ખુરશી ઉપર નંદલાલ પોતાનું સ્થૂલ શરીર નાખી પડ્યો. સામે ગવૈયો બેઠો.

'અત્યારે તો જરાક સગડી કરી હોય.' નંદલાલે કહ્યું. ઇન્દ્રમણિએ ના પાડી. નંદલાલ પણ એકલો જ હતો, તેથી અત્યારે રસોઈની તરખડ કરવી ઠીક ન લાગી છતાં સગડી કરી બંને તાપતા બેઠા.

'બોલો વારૂ, શેઠનો સ્વભાવ કેવો લાગે છે?' નંદલાલે પૂછ્યું.

'બહુ સારો.'

'બહુ સારો છે. ઘણા માયાળુ છે.' કહી નંદલાલે પોતાની બાજીની શરૂઆત કરી: 'માત્ર તારા બેન જરાક અદેખાં છે'

'અદેખાં?' ગવૈયો ધ્રૂજ્યો.

'હા; જરાક. બાઈ માણસ છે ને.'

ગવૈયાને વાત સાચી લાગી. એક વખત ગવૈયાને તારાએ પ્રશ્ન કર્યો હતો, 'તમારા સ્વરમાં કોણકોણ મોહ્યું છે? અને ત્યારે તે પોતાની આગલી વિદ્યા ભૂલી જઈને સહજ જ સ્નેહની શંકામાં પડી હતી. ગવૈયાના મનમાં રહેલા એટલા બીજને નંદલાલે આજે અકસ્માત પોષ્યું.

ગવૈયાએ પણ કબૂલ કર્યું કે તારામાં એ દોષ છે ખરો.

'અને મને તો બાપની જેમ માને એટલે મારી પાસે તો દિલ પણ ઘણી વખત ખોલે.' નંદલાલે સહજ જ કહ્યું, ને તેની શી અસર થાય છે એ જોવા જરાક થંભ્યો.

ગવૈયો ભોળો હતો, 'હાસ્તો તમારી પાસે તો વાત થાય જ ના? તમને મારા વિષે કૈં વાત કરેલી ખરી કે? સહજ જ પૂછું છું હો.'

'ના તે. એમાં શો વાંધો ? એક જ વખત. તમે પરણેલ છો કે નહિ, એમ પૂછેલું.'

'પછી ?'

પછી મેં તો કહ્યું, 'એ પરણેલ ક્યાંથી હોય ? પણ તમને ખાનગી કહું છું, બીજે કાન વાત જાય નહિ. નીલમણિથી છાની રીતે તમારા ઉપર પ્યાર છે.'

ગવૈયો ભડક્યો.

'ભડકતા નહિ. મારી તો દીકરી જેવી. સુખદુ:ખની વાત મારી પાસે જ કરે.'

'સાચી વાત છે. નહિ તો પણ તારાનો સ્વભાવ સ્નેહાળ છે.'

'અરે બા, ઘણોજ. તમારી સારંગી પાછળ તો મરી પડે છે !'

ગવૈયો ને નંદલાલ સુવા ગયા ત્યારે નંદલાલે રફતેરફતે અરધો ઈતિહાસ મેળવી લીધો હતો.

નંદલાલે ત્યાર પછી પોતાની જાળ પાથરી. તેણે તારાને કહ્યું, 'ગવૈયો જાહેર માણસ છે. એના પર હજારો સ્ત્રીઓને એક અથવા બીજા પ્રકારે મોહ છે.'

પરંતુ તારાના નિશ્ચલ સ્વભાવ પાસે નીલમણિનું કૈં ન ચાલ્યું. તેણે ગવૈયા વિના જીવનનો અંત છે એમ ચોખ્ખો જવાબ વાળ્યો, ને મુનીમ તથા જમીનદાર બંનેનો વિરોધ છતાં તારા તો ઇન્દ્રમણિ સાથે પરણી.

પણ નંદલાલે જે વાક્ય મુક્યાં હતાં તે ગુપ્ત રીતે પડ્યાં રહ્યાં હતાં. નંદલાલે કહ્યું હતું કે 'ગવૈયા પર કણીટકી સ્ત્રીઓ મોહ પામી છે. ગવૈયાને પૈસા સાથ કામ છે ને એ પરણેલ છે.' તારાએ એ વેણ ગણકાર્યાં નહોતાં, પણ સાંભળ્યાં હતાં તો ખરાં જ.

નીલમણિને માઠું લાગ્યું. પણ પોતાની એકની એક પુત્રી માટે બધું સહ્યું. તારાના નવા જીવનના દિવસો વહેવા લાગ્યા. પરંતુ ગવૈયો કળાનો સ્વામી હતો. એ તારાને ચાહતો, પણ કળા પાછળ ઘેલો હતો. મધ્યરાત્રે એ પોતાની સારંગી પર બેસતો ને આખી રાત્રિ એમ જ વહી જતી! તારા તેને વારંવાર ફોસલાવતી, ધમકાવતી, પણ એ તારા કરતાં કળાનો વધારે પૂજારી હતો. નંદલાલ આ તાલભેદ જોઇને હળવેક રહીને કહેતો, 'હજી સાંભરશે; હજી સંભારજો! તેને ચાહનારાં બીજાં પણ ઘણાં હશે.'

ગવૈયાનું ધ્યાન તારા કરતાં સંગીત તરફ વધારે હતું જ.

નંદલાલ હસીને ક્યારેક તારાને કહેતો, 'એને તમારા કરતાં એ લાકડાનો કટકો વધારે વહાલો છે!'

દિવસો પસાર થતા ગયા તેમ તારાનો સ્ત્રીસ્વભાવ મુંઝાયો. એણે એક દિવસ કહ્યું, 'તમને કોના પર વધારે પ્યાર છે? મારાં પર કે સારંગી પર?'

ગવૈયે નિષ્કપટ ભાવથી જવાબ વાળ્યો, 'હું તને ચાહું છું, પણ સારંગી મારો પ્રાણ છે.'

ઘણી વખત મધ્ય રાત્રે ચન્દ્રમણિ પાસે તારા બેસતી. તે સ્નેહથી કહેતી, 'હવે સુવું છે?' ગવૈયો ધૂનમાં ડોક હલાવતો. ધીમેધીમે તારા પાસેથી એ વધારે ને વધારે દૂર થવા લાગ્યો. અને આ બધો વખત નંદલાલ તક શોધતો જ રહેતો. આ વાત ખોળી કાઢી તેણે તારાને કહ્યું, 'એક ઉપાય છે. સારંગી સંતાડી દે! તોડી નાખ!'

તારાનું સ્ત્રી હૃદય ડગ્યું. તે સ્ત્રી હતી. તેને પોતાનો પતિ

હાથ કરવો હતો. સારંગી તેની શોક્ય હતી. તેણે ગવૈયાને એક વખત નિદ્રામાં પડેલો જોઈ સારંગી ખરેખર સંતાડી દીધી.

ગવૈયો જ્યારે ઉઠયો ત્યારે તેનો હાથ ખાલી પથારીમાં ભોંઠો પડ્યો. તે જાગી ઉઠ્યો, 'અરે, સારંગી ? તારા ! મારી સારંગી ક્યાં છે ?'

તારાએ બહુ જ માયાભર્યો શબ્દે કહ્યું, 'આજે ઠંડી છે. સુઇ જાઓ.'

પણ ગવૈયો ઉઠીને ઘરના ખૂણેખૂણા ખોળવા લાગ્યો. સારંગી ક્યાંય હતી નહિ. તારા તેની પાસે આવી.

'એક વાત કહું ?' તારાએ ધીમા મીઠા અવાજે કહ્યું.

'શી ?'

'જુઓ, હું જીવતો સૂર છું ! મારા પર સ્નેહથી દૃષ્ટિ કરો !'

ગવૈયાએ ડોક ધુણાવી, 'સારંગી ! મારી સારંગી એ મારો આત્મા છે ! એ ક્યાં છે ?'

'એક વાત કબુલ કરો તો આપું !' તારાએ હમેશને માટે શોક્યનું સાલ કાઢવાના ઇરાદાથી કહ્યું.

'શું ?'

'આજ છેલ્લી વખત સારંગી વગાડવી.'

'હેં ! પછી ન વગાડું તો હું શું કરૂં ?'

'પછી ? ઓ પ્રિયતમ ! પછી કોઈ દિવસ નહિ. હું તમારી આગળ છું. જરા વિચારો, જીવતા મનુષ્યના અવાજ કરતાં તારના અવાજમાં શી વધારે મજા છે ?'

ગવૈયો ઊંડા ગમગીન વિચારમાં પડ્યો.

'તારા, તું અદેખી છે.'

'મારૂં સ્થાન લાકડાના કટકે ઝુંટાવ્યું છે !'

પણ હવે એક વખત સારંગી દે!' ગવૈયો નિરાશ થઇને બોલ્યો.

• 'મેં કહ્યું તેમ,' તારાએ આનંદમાં કહ્યું, 'આજ છેલ્લું બજાવી લો. પછી બજાવવું બંધ. મારા માટે આટલું કરો.'

ગવૈયાની આંખમાં જોસ આવ્યું, 'તારે માટે?'

'હા. હું તમારી છું; એટલું કરો!' તારાની આંખમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો હતો.

ગવૈયાએ હા પાડી. તારાએ તેને સારંગી આપી.

તે ઘેલાની પેઠે એને ભેટી પડ્યો, રોઈ પડયો. સારંગીના તાર બોલવા લાગ્યા.

'અરે ત્યારે આજ છેલ્લું વગાડી લઉં?' ગવૈયાએ જોસમાં—ઘેનમાં પ્રશ્ન કર્યો.

તારાએ નિર્દોષ સ્મિત કર્યું, 'હા.'

અને ઇન્દ્રમણિએ પોતાનું સર્વ સામર્થ્ય આજે ઠાલવ્યું. પ્રિયતમાથી છુટા પડતાં વિરહનો અત્યંત કરુણ સ્વર છૂટયો. વાતાવરણમાં શુદ્ધ કરુણ રસની ધ્રૂજારી થવા લાગી ને ઇન્દ્રમણિનો રુદન કરતો આત્મા વધારે ને વધારે બહાર નીકળવા લાગ્યો:

જીવન જાય, જ્યોત જાય,
રસ ચૈતન્ય સર્વ જાય
આત્મનો પ્રકાશ આજ
દૂર . . દૂર . . દૂર . . થાય . . .

તારાની આંખમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. શેરીએશેરીએ ને ઘરઘરમાં, મધ્યરાત્રિની એ ઘોર શાંતિમાં કરુણ ભાવ ઉભરાયા. ગવૈયો હજી આગળ વધ્યો. પણ તારા બોલી

ઉઠી. તેનાથી આ રુદન સંભળાયું નહિ.

'ઓ પ્રિયતમ ! હવે નહિ, હવે નહિ, હવે બંધ કર. હવે નહિ સંભળાય.'

ગવૈયાના હાથમાંથી સારંગી ધબ દઈને નીચે પડી ગઈ. તેનો વિરામ પામતો સ્વર સ્પષ્ટ કરુણ છાપ મુકી ગયો. તારા દોડી. તેણે સારંગી ઉચકી લીધી. ગવૈયાની આંખમાં એક આંસુ હતું તે તેણે લોહ્યું . . . પણ ત્યાં તો ગવૈયાનું નિશ્ચેષ્ટ શરીર સાદડી પર ઢળી પડ્યું !

# કેસરી વાઘા

રત્નગઢની નાની બજારમાં તદ્દન શાંતિ હતી. એકએ જગ્યાએ ગામઠી દીવાનો ઉજાસ, નિરાશ હૃદયમાં આશાનું એકાદ બિંદુ પ્રકાશે તેમ, પ્રકાશતો હતો. બજારમાં એકાદ રખડુ કુતરૂં ક્યારેક ભસીને પાછું સુઇ જતું હતું. તેને જાણે જવાબ આપતા હોય તેમ, ગામડાના ઓટાની દિવાલે બાંધેલા, જૂના સુકાઇ ગએલા જારના લોથા જરા ખખડીને શાંત થઇ જતા હતા, અને બજાર પાછું નિઃશબ્દ બની જતું હતું.

અચાનક ઓટાના પગથિયા પર બુકાની બાંધેલ બે જુવાન દેખાયા. ઘાટીલું શરીર, મજબૂત, અવયવબંધ ને રૂપાળું મોં—આટલા ગુણ બંનેમાં સામાન્ય હતા. પણ પછી ધીમેધીમે ફેર વધતો જતો હતો; તે એટલે સુધી કે બંનેના સરખા વેષ નીચે ને સામાન્ય દેખાવ નીચે તદ્દન જ સ્વતંત્ર બે જુદી જ પ્રકૃતિ ખીલી રહી હતી.

થોડીવારમાં એક ઝીણી સીસોટી વગડી ને ચોરા પાસે બીજા પણ બેચાર આવ્યા. બધા હથિયારબંધ હતા. સૌએ બુકાની બાંધી પોતાની જાત છુપાવવા બને તેટલો પ્રયત્ન કર્યો હતો.

પેલા બે જણમાંથી એક જુવાન આગળ આવ્યો. તે ધીમેથી બોલ્યો, ' નથુ !'

તરત જ નવા આવેલ મંડળમાંથી એક આધેડ વયનો માણસ બહાર આવ્યો. એના દેખાવમાં માણસ પહેલે જ સપાટે ધ્રૂજી ઉઠે એટલી કડકાઇ હતી. કઠણ હૈયું ને કડક સ્વભાવ એ બંને એની વ્યક્તિગત સમૃદ્ધિ બની ગયાં હતાં.

' પોલીસ પટેલ ક્યાં રહે છે ? '

' આ સામે જ. '

નથુએ પાસેના એક મકાન સામે આંગળી કરી બતાવ્યું.

તે જ વખતે જે મકાન તરફ નથુએ આંગળી બતાવી હતી તે ખુલ્યું, અને તેમાંથી દીવાનો આછો પ્રકાશ ચોરાના પગથિયા પર પડ્યો. બધા ઉભેલા ભડક્યા, પણ એક ક્ષણમાં જ સ્થિર બની ગયા. મકાનમાંથી નીકળનારે તેમને પડકાર્યા, ' અલ્યા કોણ છે એ ? રાધવ ! ' તેના અવાજમાં અમલદારશાહી દમામ હતો.

ચોરા પર ઉભેલા જુવાને નિર્ભયરીતે જવાબ વાળ્યો, ' હું છું. ' . . . આ પછી તેણે મશ્કરીમાં સ્વર જરાક લંબાવ્યો. ' હું . . . . છું. '

' કોણ ? . . હું કોણ ? ' પૂછનાર પોલીસ પટેલ પોતે હતો. તેણે વધારે ઉતાવળમાં ફરીથી પૂછ્યું. પણ આ વખતે એના અવાજમાં જરાક ભયની ધ્રૂજારી હતી. પેલો જુવાન બેદરકારપણે જરા હસ્યોઃ

' હું . . . છું . . . એભલ ! '

' હેં ! ' પોલીસપટેલનો સાદ ફાટી ગયો. ધડાક દઇને તેણે એકદમ બારણું બંધ કર્યું અને અંદરથી ધ્રજતોધ્રૂજતો બોલ્યો,

'એભલ! . . . એભલ વાળા!'

અને મૃત્યુ વખતે મનુષ્ય ગીતાનો પાઠ કરે તેમ તેણે પોતાના પસાયતાઓની નામાવલિ લેવી શરૂ કરી, 'અલ્યા રાઘવ! જાદવ! ગોવિંદ! અલ્યા એ અભરામ!'

પણ પોલીસપટેલના ઘરમાં પવનના સુસવાટથી દીવો ભડક ભડક થવા લાગ્યો, ને એ ઠરી જવાના ભયમાં તે ઘરની અંદર જ દોડ્યો. રાઘવ કે ગોવિંદ કોઈ દેખાયા જ નહિ.

એ જ વખતે પોલીસપટેલે પોતાના મન પરથી જાણે કોઈ જબરદસ્ત બોજો ઉપાડી લેવું હોય તેમ, ચોરા પરના માણસોના જરાક ખખડાટ ને હસવાના અવાજ વચ્ચે એક પરિચિત સ્વર સાંભળ્યો, 'એલા, ત્યાં કોણ આદમી ઉભા છે?'

અને આ બોલની સાથે જ કોઈકની ડાંગ જમીન પર અથડાઈ ગજેન્દ્રમોક્ષનું કાવ્ય ભવિષ્યમાં સમજી શકે એવી માનસિક સ્થિતિમાંથી પોલીસપટેલ પસાર થઈ ગયો. ડાંગનો અવાજ કરનાર જુવાનને તેણે તરત ઓળખ્યો.

'ગોકળ!' તે અંદરથી જ બોલ્યો.

પણ ગોકળ પોલીસપટેલને જવાબ આપે તે પહેલાં એભલ-વાળાએ પહેલે જ સપાટે જાણી લીધું કે પોતાની સામે હવે એક સાચો જુવાન આવ્યો છે. તેણે પોતાની તલવાર પર હાથ દીધો, ને તરત જ એક ગોળી સનનન કરતી ગોકળના કાન પાસેથી પસાર થઈ ગઈ. પાછળ તરત જ ગોકળનો ચોખ્ખો ને જબરો જવાબ આવ્યો, 'એલા એ રાઘવ! જાદવ! દોડો, દોડો બહારવટિયા!—પોલીસપટલ! એ પોલીસપટલ!'

બીજી તરફથી બેચાર માણસોના દોડવાનો અવાજ આવ્યો.

પોલીસપટેલે પોતાની બારીમાંથી આ સઘળું જોયું. તેણે પણ અરધું બારણું ખોલ્યું. તરત જ એના ફાનસના ચુરેચુરા કરતી એક ગોળી તેના પગ આગળથી પસાર થઇ ગઇ. ધડાક કરતું બારણું બંધ કરીને તે અંદર પેસી ગયો.

રત્નગઢના એક ખૂણામાં કેસરનું ઘર હતું. સાદાઇ ને સુંદરતાની ભાવના તેણે જીવનમાં સાંગોપાંગ ઉતારી હતી. વૃદ્ધ પિતા જેવા પોતાના શ્વસુર નારાયણદેવ ને પોતાના પતિ પંડિત કૃષ્ણદેવની સેવા એ જ એના જીવનમાં વિદ્યાસંગ્રહ હતો. લાગણીનો તો જાણે કેસર સમુદ્ર. કેસરનું જીવન એટલું વિશુદ્ધ હતું કે એના આખા ઘરમાં વિશુદ્ધિની જાણે ફોરમ ફૂટતી હતી. કેસરની જીવનવિશુદ્ધિ એટલા પડોશમાં શાંત ભાષણ આપી રહી હતી ને એટલામાંના દરેક ઘરનું જીવન ઘડી રહી હતી.

આજે વૃદ્ધ નારાયણદેવ બેઠા છે ને રાત્રિ ખૂબ વીતી ગઇ છે છતાં જાગે છે. સામે જ કૃષ્ણદેવ પોતાની પુત્રી લલિતાને વાંસા પર હાથ ફેરવી સુવાડતા બેઠા છે અને કેસર કોડિયાના દીવામાં ઘી પુરી રહી છે.

'તો બાપુજી! હવે આપ કહો એટલે તરત જ જાત્રાએ જવાનું કરીએ.' કેસર બોલી.

નારાયણદેવ, વીસમી સદીમાં ક્યારેક મળે છે તેવો, હજાર વર્ષ પહેલાંનો બ્રાહ્મણ હતો. બ્રાહ્મત્વની એની ભાવના આ જમાનાના પુસ્તકિયા જ્ઞાન કરતાં જુદી હતી. એનામાં અત્યારે તેજ પણ એવું જ હતું.

'હા, ભલે બેટા! પણ કૃષ્ણદેવને પૂછ્યું ?'

'જી ! આપની ઇચ્છા એ અમારે મન આજ્ઞા છે !' કૃષ્ણદેવે કહ્યું.

'તો ભલે ! ચાર દિવસ પછી મુહૂર્ત સારૂં છે.'

નારાયણદેવે બોલતાંબોલતાં નાક પાસે હાથ ધર્યો: 'અત્યારે કાંઇક ભય છે !' એણે સ્વરોદયનો અભ્યાસ જીવનના પ્રસંગમાં ઉતાર્યો હતો. કેસર હસી પડી: 'બાપુજી ! આપનો ભય તો એવો જ !' છેટે એક ઘુવડ બોલતું રહી ગયું.

'જાત્રામાં આપને શો ખરચ કરવો છે?' કૃષ્ણે પૂછ્યું.

ધીમેથી કેસરે મોં આડું લુગડું રાખ્યું અને જરાક હસીને બોલી, 'ખબર છે ના ? તે દિવસ બાપુજીએ પોતે જ મુકયા છે તે બધા—'

ગામડાની રીત પ્રમાણે નારાયણદેવની સેવિંગ બૅંક હજી તો જમીનમા જ હતી.

'ભલે !'

કૃષ્ણદેવ ઉઠયો. નારાયણદેવ અગ્નિની પ્રદક્ષિણા કરવા જાય છે તેટલામાં જ સ્થિર થઇ ગયા ! 'આ શું ? કાંઈ સંભળાય છે ?'

પાડોશમાં કોલાહલ થતો હતો. એવામાં બંદુકના બે અવાજ સંભળાયા.

'દોડો ! દોડો ! બહારવટિયા !' છેટેથી જોસભર્યા પોકાર આવતા હતા.

'હેં ! કોણ ? એભલવાળો છે ?' નારાયણદેવે બહાર જઇને કોઇને પૂછ્યું. આ શબ્દની સાથે જ સૌની હિંમત છુટી પડતી હતી.

કેટલાંક માણસોને ન્યાય માટે એવી ધગશ હોય છે કે

શરીરને તો તેઓ ઇશ્વરી રમકડું માને છે! એભલવાળો આવા પ્રકારનો નિર્ભય બહારવટિયો હતો. એનું બહારવટું પહેલાં તો નીતિપુરઃસર હતું, પણ છેલ્લાછેલ્લામાં તેણે રંજાડથી મનુષ્યને ધ્રુજાવી દીધાં હતાં.

એટલી વારમાં તો રત્નગઢના દરેક ખૂણામાં કોલાહલ થવા લાગ્યો. ગોકળના પડકારા સાથે પસાયતા આવ્યા હતા. પણ પોલીસપટેલે હિંમત ન કરી અને પોબારા કરવામાં ડહાપણ માન્યું, એટલે થોડીવારમાં જ રત્નગઢ એભલવાળાની દયા માગતું ખડું બની ગયું.

નારાયણદેવ હજી જવાબ મેળવે છે ત્યાં તો એક માણસ એકદમ દોડતો આવ્યો, ‘અરે, દેવ! દેવ!—’ એનો સાદ ફાટી ગયો.

‘બાપુ! હવે તો તમે હાલો.’

‘કોણ? ગોકળ?—કોણ એભલવાળો છે?’

‘અરે માબાપ, મારી દીધા! વીસ માણસ છે!’

‘પોલીસપટેલ ક્યાં છે?’

‘ભાગી ગયા. રાઘવ ને જાદવ લોથ થઇ પડ્યા છે. જલદી હાલો, નકર હવે આબરૂ રહેવી વસમી છે!—’

ગોકળ ચોરા પાસેથી જીવ લઈ નાઠો હતો. નારાયણદેવ પાસે મદદ માટે આવ્યો હતો. દેવના શબ્દે ઘણી વખત ગામને બચાવ્યું હતું.

નારાયણદેવ એમ ને એમ ચાલ્યા. પાછળ કૃષ્ણદેવ પણ થોડેક છેટેછેટે આવતો હતો. નારાયણદેવના શરીર પર શ્વેત વસ્ત્ર શોભી રહ્યું હતું. ધોળા રૂપેરી વાળમાં ચંદનની સુગંધ ભભકતી હતી, ને ભસ્મના સુંદર ત્રિપુંડથી એમનું ભવ્ય કપાળ

શેહ આપે તેવું બન્યું હતું. અડગ વિશ્વાસ ને અખૂટ ધૈર્યથી તે આગળ વધતા હતા, ને એટલા ગભરાટમાં પણ એમની પાદુકાનો અવાજ સાંભળી શ્રદ્ધા ને આનંદના આંસુ પાડતી કેટલીક સ્ત્રીઓ પોતાનાં બચ્ચાંને હૈયા સાથે ચાંપી રહી હતી. ઘરની હુંફમાં ને રક્ષણમાં પંડિતનો બહારથી ભીંત વીંધીને આવતો પાદુકાનો અવાજ અજબ ધૈર્ય ને વિશ્વાસ પ્રેરી રહ્યો હતો.

નારાયણદેવ થોડે દૂર પહોંચ્યા ત્યાં તો બજારમાં જ અતિ ભયાનક દેખાવ નજરે પડચો. એક પટેલ ને એક રબારીનાં અચેતન શરીર પર થઈ એભલવાળો આગળ વધતો હતો. પૈસાની તરસ મનુષ્યના પાશ્ચવ સ્વભાવને બહાર ખેંચે છે. અત્યારે એભલવાળો લૂટના રસમાં હતો. એના સાથી પણ એ વેગમાં પડચા હતા ને જે આવે તેને પુરા કરી પૈસા કઢાવવાની ધૂનમાં જ મચ્યા હતા.

નારાયણદેવનું વૃદ્ધ પ્રચંડ શરીર બરાબર એભલની સામે આવી ઊભું રહ્યું. એક બાજુ એભલવાળાના સાથી ગામના એકબે જુવાનને રોકી રહ્યા હતા. વીજળીનો ઝબકારો થાય તેમ એભલવાળાની તલવાર ઊંચેથી નીચે પડી.

'અરે! હાં! હાં! હાં–' ચારે તરફથી એનાં જ માણસોના અવાજ આવ્યા.

પોતે પોતાના જ કોઈ સાથીને માર્યો કે શું, એ જોવા માટે એભલ પાછો ફર્યો. વૃદ્ધ નારાયણદેવનો હાથ છૂટો પડી ગયો હતો ને તેમાંથી લોહીનો ધોધ વહેતો હતો.

'દેવ!–બાપ્પ....'

એભલવાળો નારાયણદેવને જોઈને ધ્રૂજ્યો, પણ વાક્ય પુરું કરે તે પહેલાં તો લાકડીનો એક જબ્બર ફટકો તેના હાથ

પર પડ્યો. એની તલવાર દૂર ઉડી પડી.

નારાયણદેવનું મોં આશ્ચર્યમાં સ્થિર થઈ ગયું ! ઝપાટાબંધ એક પછી એક બનાવો દર ક્ષણે બનતા હતા. લાકડી મારનાર જુવાન સામે તેમણે જોયું ને તેમનાથી બોલી જવાયું, ' અરે, કૃષ્ણ ! . . . '

નારાયણદેવ પર તલવારને ઘા પડયો કે તરત જ કૃષ્ણદેવ જે પાછળ હતો તેણે ઝંપલાવ્યું હતું.

ફરી વાકય અધુરૂ રહ્યું એભલવાળા પર લાકડીનો ઝપાટો પડ્યો તે સાથે જ એના એક સાથીની તલવાર કૃષ્ણદેવના ખભાને બરાબર જનોઈવઢે કાપી રહી. બ્રાહ્મણના લોહીથી રજપૂતની તલવાર રંગાવા લાગી !

હવે લોહીથી ખરડાએલાં હથિયાર શરમાવા લાગ્યાં. દરેકનાં મોં પર શાહીના જેવો કાળો રંગ આવ્યો. યુદ્ધ પછી હમેશાં બંધુત્વની વાતોએ ચડવાની જગતની જૂની ટેવ છે. પેલો કરડો નથુ પણ આ પરિણામ જોઈ ધ્રૂજ્યો.

' વાળા ! એભલભાઈ ! શું કર્યું ! બ્રહ્મહત્યા થઈ ! '

અત્યંત દુખથી નારાયણદેવ કૃષ્ણદેવના અચેતન શરીર પાસે બેસી ગયા અને એભલવાળા સામે જોયું:

' એભલ ! વાળા ! બાપ ! આજ તને આ શું સુઝયું ? '

બહાદુર બહારવટિયાની આંખમાં આંસુ—સાચાં આંસુનો છંટકાવ હતો.

કૃષ્ણદેવને સંભાળવાની અને નારાયણદેવના હાથ પર પાટા-પીંડી કરવાની ચિંતામાં બહારવટિયા પડ્યા. અત્યારે તેઓ લૂટ ભૂલ્યા, પોતાનો ભય પણ ભૂલ્યા અને હવે તો જે થાય તે ખરૂં કરી નારાયણદેવની સારવારમાં જ પડ્યા.

પણ હજી બસ ન હતું. કૃષ્ણદેવના મૃત્યુની વાત થોડી વારમાં જ કેસર સુધી પહોંચી ગઈ! તે ઘરના દ્વારમાં જ પોતાના પતિ અને શ્વસુરના પાછા આવવાની રાહ જોતી ઉભી હતી.

તેણે આ સાંભળ્યું ને તરત જ પોતે ઘરમાં જઇ તલવાર લઇ ઘર એમ ને એમ મુકી ચાલી નીકળી.

સાક્ષાત્ ભવાની હોય તેવી એક સ્ત્રીમૂર્તિ આવેલી જોઇ બહારવટિયાના પગમાં ઢીલાશ આવવા લાગી. સ્ત્રીમાં જ્યારે શૌર્ય પ્રગટે છે ત્યારે પુરુષો એ ચમત્કારની શેહમાં જ યુદ્ધનું કૌશલ્ય ભુલી જાય છે ને એમનું પુરુષત્વ તરત એમને છોડી જાય છે. પછી કાં તો તેઓ લડી શક્તા નથી અથવા તો રાક્ષસ બની જાય છે. જોન ઑફ આર્ક આનું ઉદાહરણ છે.

'હેં આ કોણ ? દેવી !'

નથુ ધ્રૂજતો સ્થિર થઈ ગયો. નથુના શબ્દથી એભલ ચમકી ઉઠયો.

'હેં કોણ છે ?'

'કૃષ્ણદેવને મારનાર તમે ?' અડગ ધૈર્યભર્યો અવાજ સાંભળતાં જ નથુની કરડાઇ ગળી ગઈ, અને તે સાથે જ એ ગોળી સનસનાટ કરતી કેસરના માથા પાસેથી ચાલી ગઇ.

'નામર્દ ! બાયલા ! સ્ત્રી સામે યુદ્ધ ?' એભલ ગાજ્યો.

નારાયણદેવની દુ:ખપીડિત આંખ તરત ખુલી ગઇ. એમની કુલવધૂ હાથમાં તલવાર લઈ રણચંડી જેવી ઘૂમી રહી હતી.

બેટા ! કેસર !' તે શાંતિથી બોલ્યા. પણ નારાયણદેવનો સ્વર તલવારના ખણખણાટમાં ડુબી ગયો, કારણકે નથુનું માથું તે વખતે જ કેસરની તલવારથી જુદું થઇ ગયું હતું, ને મામલો

ભયંકર જોઇ સૌ કેસર પર તુટી પડ્યા હતા.

પણ એણે ખૂબ ટકાવ કર્યો.

વૃદ્ધ નારાયણદેવે ઉભા થઈ શાંત રહેવા પોકાર કર્યો. એના અશક્ત હાથમાંથી ફરી લોહી વહેવા લાગ્યું. પરંતુ એ વખતે પણ એના શબ્દો યુદ્ધના હોંકારામાં જ ડુબી ગયા.

આખું ગામ જાગૃત જોઇ બહારવટિયા પલાયનની તયારી કરવા લાગ્યા. પણ છેલ્લાં ગોળીબારે નારાયણદેવ ધ્રૂજ્યા. તેમણે પાછળ જોયું તો કેસરનું તરફડતું શરીર કૃષ્ણદેવના ચરણ પાસે જ પડેલું હતું. એમની વૃદ્ધ દૃષ્ટિ તરત જ કેસર પાસે ઉભેલી તેમની નાની પૌત્રી પર પડી. છુટા સુંદર વાળનાં ઝુલ્ફાં-માં લલિતાનું વદન પ્રકાશી રહ્યું હતું. એવું જ મીઠું જીવનનું હાસ્ય, એના વહી જતા જીવનમાં દેખાતું હતું. પૌત્રીને આમ અચાનક આવેલી જોઇ તે અત્યંત દુઃખથી પીગળી ગયા.

કૃષ્ણદેવની પાછળ જવા કેસર નીકળી ત્યારે લલિતાની સંભાળ કોઇને સોંપી ન હતી. છેવટનો કોલાહલ થયો ને બહારવટિયા ભાગવાના થયા ત્યારે લલિતા જાગી ઉઠી. ઘરમાં કોઈ નથી એમ જોઇ બહાર ચાલી નીકળી. ત્યાં કોઈનું ધ્યાન ન રહ્યું અને કેસર પાછળ આવીને ભયાનક દેખાવમાં તદ્દન સ્થિર ઉભી રહી. ન બોલી, ન રડી, પણ જીવન રેડી દીધું!

ને નારાયણદેવનો હાથ ભીંતને અઢીંગી ઉભેલી નાની પૌત્રીના કોમળ ગાલ તરફ ફર્યો. એ વૃદ્ધ હાથ ને એ સ્નેહભર્યું નયન!

જીવન એમ ને એમ ઠરી ગયું હોય તેમ લલિતા શાંત ઉભી હતી. પેલાં આસમાની અર્ધાં ખુલ્લાં નયન, જરાક બોલે છે તેવા રાતા હોઠ, જીવનનો રંગ હોય તેવા મૃદુ ગાલ, ને જીવનની નિશાની હોય તેવા હાલતા વાળ!–ઓ!

તલવારના ભયથી જાણે વહેતું જીવન સ્થિર ઉભું છે ! જાણે આરસની મૂર્તિ—પુતળી;—જાણે જીવનની ભાવના !

'લલિતા !'

ને વૃદ્ધ નારાયણદેવનો હાથ તદ્દન ઠંડા શરીરનો સ્પર્શ થતાં ભડકયો. તેની પાછળ વળેલી આંખ પાછળ જ રહી. છેલ્લા ગોળીબાર કરતાં પણ આ ઘા જબ્બર હતો.

પોતાની પૌત્રી—પોતાના વંશની છેલ્લી નિશાની પણ લુપ્ત થઇ ગઇ હતી એ વિચારે નારાયણદેવ પણ સહજ ઢળી પડયા. ઢળી પડયા તે ફરીને ઉઠયા જ નહિ !

*

આ ઘટના પછી દિવસો પસાર થઇ ગયા.

મનુષ્યના વાસનાથી ખવાઇ ગએલા શરીરની જેમ રત્નગઢના ચોરાની નજીક બધાં ઘર ખવાઇ ગયાં છે. કેટલાંક ભાંગી ગયાં છે ને કેટલાંક તજાએલાં છે. ચોરા પાસે વસ્તી હતી ન હતી થઇ રહી છે.

રત્નગઢના ધૂળિયા રસ્તા પર સૂરજનાં કિરણનો રંગ ભૂખરો બની સતાઈ જવાની તૈયારીમાં હતો, ને ગોંદરા તરફથી આવતાં બેચાર રખડુ ઢોર સિવાય બધાં ગામમાં આવી ગયાં હતાં તે વખતે એક વૃદ્ધ પોતાની ડાંગના ટેકાથી ચોરા પાસે આવી ચડયો. અત્યંત થાક ને દુઃખની સ્પષ્ટ નિશાની એના મોં પર હતી.

'અહીં કયાંય રાત રહેવાશે કે ?'

ચોરા પર એક સુકલકડી જેવો બાવો બેઠો હતો. તેણે આવેલા વૃદ્ધને પગથી માથા સુધી નિહાળ્યો. પછી જરાક હસ્યો

ને છેવટે બેદરકારીથી બોલ્યો, 'કેવા છો? ક્યાં રહેવું?'

'બાપુ, બ્રાહ્મણ. રાતની રાત કાઢવી છે.'

'આ ઓટાની પાસે—જુઓ આ બજાર તરફની ખડકી. એ ઉઘાડીને અંદર જાઓ. વાડામાં ધર્મશાળા છે ને ચોરાની એક બાજુ તથા પાછલો ભાગ પણ વાડામાં પડે છે.'

વૃદ્ધ બજાર તરફની ખડકીમાં થઈને અંદર ગયો. એના ગયા પછી પેલો ઉઠ્યો, જરાક ઘંટડી વગાડી, બેચાર પોપડા ભીંતપરથી ઉખડી નીચે પડ્યા હતા તે બહાર ફેંકી દીધા, ને તરત જ રવાના થયો. જતાંજતાં પાસેની ખડકીમાંથી જરાક ચૌરકર્મ કરવાની છોકરવૃત્તિ દબાવી ન શક્યો. અંદર વૃદ્ધ બ્રાહ્મણ ઓટાની બાજુની પરસાળમાં શાંત બેઠો હતો:

'કાં મા'રાજ, ઠીક છે ના?'

'હા બાપુ. આ કુવાનું પાણી પીવાય છે કે?'

'હા.' કહી પૂજારી આવો ઘર તરફ ચાલ્યો ગયો.

રાતના દસઅગિયાર વાગ્યે દુનિયા ઘોરતી હતી તે વખતે રત્નગઢની આ ધર્મશાળામાં એક પછી એક ચાર માણસે પ્રવેશ કર્યો. પહેલી એક વીર સ્ત્રી હતી. તેના શરીર પર કેસરી રંગનું ઓઢણું હતું ને ચાલમાં તેજભરી ચમક હતી. તેની પાછળ કોઇ નમ્ર શિષ્ય હોય તેવો એક જુવાન હતો. તેની પાછળ પાદુકા પર ચઢી એક વૃદ્ધ આવતો હતો. તેણે શરીર પર શ્વેત વસ્ત્ર ઓઢેલું હતું ને તેનો એક હાથ પાસે ચાલી આવતી એક સુંદર બાળકી પર હતો. અવાજ ન થાય તેમ આ ચારે જણે પ્રવેશ કર્યો, ને શબ્દ ન થાય તેમ વાત કરી. બોલતાં છતાં ન બોલતાં હોય તેમ ચારે જણ વાતો કરતાંકરતાં ત્યાંથી ઓટાની પાછળ ગયાં.

'શરીરને ધર્મસાધન કહ્યું છે તેનું આ કારણ છે, કૃષ્ણ—'

'જી.'

'કે શરીરમાં વાસનાને નિયમબદ્ધ કેળવણીમાં રાખી શકાય છે. એકલી વાસના—શરીર વિનાની—આત્માને એવી ચોંટે છે કે જન્માંતર સુધી તેને માટે બીજો માર્ગ નહિ.'

'આ વૃદ્ધ બ્રાહ્મણમાં આપને વિશ્વાસ બેસે છે, પિતાજી?'

'હા.'

વૃદ્ધ બ્રાહ્મણ રસોઇથી નિવૃત્ત બની સુવાની તૈયારી કરતો હતો. તેણે એક લોટો પાણી ખેંચી કાઢયું ને નીરાંતે બેસીને ઘુંટડેઘુંટડે પીવા માંડયું. ઓટા ઉપર જળાંજળાં પ્રકાશમાં તેણે બેચાર મનુષ્યોને ફરતાં જોયાં.

થોડીવારમાં તેઓ બ્રાહ્મણ પાસે આવી પહોંચ્યાં. બ્રાહ્મણ ભડકયો પણ ડર્યો નહિ. કેસરી વેષમાં સજ્જ થએલી એક સ્ત્રીમૂર્તિ એની સામે ઉભી હતી, ને તેની પાછળ પેલો નગ્ન જુવાન, વૃદ્ધ પુરુષ ને પેલી સુંદર બાળકી ઉભાં હતાં.

'કેમ મહારાજ?' પેલી સ્ત્રીએ પૂછ્યું.

વૃદ્ધ બ્રાહ્મણે પોતાની સામે કોઈ રાજવંશી જેવી વ્યક્તિ ઉભેલી જોઇ, કાંઇક આશા અને ઉત્સાહમાં તેની સામે જોયું.

'જમ્યા?'

'જી હા, બા સાહેબ.'

'એક વાત સાંભળશો? ભડકશો નહિ કે?'

વૃદ્ધ બ્રાહ્મણને લાગ્યું કે કદાચ અહીં ઉતરવામાં પોતે ગુન્હો કર્યો હશે. તે જરાક ધ્રૂજ્યો.

'શું બાપુ?—બા સાહેબ! હું વૃદ્ધ બ્રાહ્મણ—'

'જુઓ, સાંભળો; ડરશો નહિ ના? હું કહું તેમ કરશો?'

વૃદ્ધ બ્રાહ્મણ પેલી સ્ત્રી સામે જોઇ રહ્યો. એના ચહેરામાં અત્યંત વીરશ્રી પ્રકાશી રહી હતી. સાક્ષાત લક્ષ્મી હોય તેમ એના મોં પર કલ્યાણરેખા તરવરતી હતી ને અમીરસભર્યો સ્ત્રીભાવની સહૃદયતા હતી.

'અમે કોણ છીએ ?—જુઓ; અહીં એક વખત ધીંગાણું થયું. તેમાં હોમાએલાં અમે ચાર આ ગામનાં છીએ—'

બ્રાહ્મણ ધ્રૂજયોઃ 'હેં! તમે લડાઈ—'

'હા, અમે લડાઇમાં કપાએલાં છીએ; પણ જીવન્ત વાસનાના છેલ્લા સ્પર્શથી આજ હવે એકલી વાસના રૂપે, તેજની છાયા રૂપે છીએ. અમારો ઉદ્ધાર તું કરીશ ?'

બ્રાહ્મણનું શરીર ધ્રૂજવા લાગ્યું, 'હેં બાપુ ? હું—?'

'હા બાપુ, તું. જો, અમારી છેલ્લી વાસના યાત્રા કરવાની હતી. અહીંથી સવારે નારાયણદેવના ઘરના ખંડિયેરમાં જજે. તેના બરાબર ઉંબર પાસેથી પૈસા ખોદજે. પછી તું અમારા નામે જાત્રા કરીશ ?' વીર છતાં સ્ત્રીના છેલ્લા શબ્દોમાં વાસનાના તીવ્ર દુઃખની ગ્લાનિ સ્પષ્ટ હતી.

વૃદ્ધ બ્રાહ્મણ ધ્રૂજવા લાગ્યો, 'હા ! હા ! હા !'

'ચોક્કસ ?'

'હા !' અને એ દોરીલોટો મુકવા જરાક નીચે નમ્યો.

'અને—'

પણ એનું વાકય અધુરૂં રહી ગયું. તે ચિત્રવત્ સ્થિર થઈ ગયો ! દિવસની છાયારેખા જેવું એક પણ ચિત્ર તેની સામે હતું નહિ. ઓટા પાસેના પીપળાનાં પાન માત્ર પવનથી સુસવાટ કરતાં હાલતાં હતાં. તે ફાટેલી આંખે ચારે તરફ જોતો ઉભો.

'તમારૂં નામ ?' એણે છેવટે હિંમત કરી હવામાં જ પૂછ્યું.

પવનમાંથી શબ્દ આવતા હોય તેમ સ્પષ્ટ અવાજ આવ્યો, 'કેસર !'

વૃદ્ધ બ્રાહ્મણ એકદમ બહાર દોડયો. ચારે તરફ હવામાં એને તોફાન લાગ્યું. તે ઓટાની બહાર જઇને ઉભો ને બજારમાં મોડી રાત્રે જાગનાર એકબે દુકાનદારનાં હાટના ઓટા પર રાતની રાત કાઢવાનો નિશ્ચય કર્યો.

*

એક વર્ષ વહી ગયું છે ને રત્નગઢના ચોરાના ખંડેર આગળ પાછી વસ્તી વધતી જાય છે.

પેલો વૃદ્ધ બ્રાહ્મણ પાછો ફરતો આવે છે. એનો એ સુકલકડી બાવો ત્યાં જ બેઠો છે.

'કાં બાવાજી ! આજે રાત રહેવાનું મળશે કે ?'

અને બાવાજી પોતે પણ આજ તો પાછળની પડાળીમાં બ્રાહ્મણ સાથે સુતા.

ખખડતાં પાનમાંથી વૃદ્ધના કાન પર શબ્દો આવતા લાગે છે: 'કેસર !'

અંતે તેને ઉંઘ ન જ આવી. પીપળાનાં પાન પર, ભીંત પર, કુવા પર એની શંકાભરી દૃષ્ટિ ફર્યા કરતી હતી.

'મહારાજ !' બાવાજીએ આ તાલ જોયો ને બ્રાહ્મણને પૂછ્યું, 'તે દિવસે અહીં રોકાયા હતા કે ?'

'હા.'

'કાંઈ જોએલું ?'

'કેસર—' વૃદ્ધ બ્રાહ્મણથી પોતાના મનનો સૌથી આગળ-પડતો શબ્દ બોલી જવાયો.

'પણ ત્યાર પછી એ કોઈ દિવસ દેખાઇ નથી; ને આ

ભાગ હવે ફરી વસ્યે। છે.'

'હેં !—'

બ્રાહ્મણે કેસરના કહ્યા પ્રમાણે પૈસા મેળવ્યા હતા, અને આજે જાત્રા કરી તે પાછો ફર્યો હતો. પેલી કેસરી ચુંદડી ને સૌમ્ય મુખમુદ્રા પુનઃ જોવા મળશે એ ભાવભર્યા ઉલ્લાસમાં તે અહીં આવ્યો હતો. પણ હવે એને લાગ્યું કે કેસરની વાસના છુટી ગઇ.

સવારે તે વહેલો ઉઠ્યો, ને એક કામ પુરૂં થવાથી વાસનાના પ્રબળ વેગ પર વિચાર કરતો, ફરી રત્નગઢની ધૂળભરેલી શેરીમાં થઇ પોતાની જૂની ડાંગ ખખડાવતો ચાલ્યો ગયો.

# આત્માનાં આંસુ

વૈશાલીના સંથાગાર * માં આજે ભારે ગડબડ મચી રહી હતી. કેટલાક વૃદ્ધ પુરુષો સંથાગારનાં સ્વચ્છ આરસનાં પગથિયાં પર બેસી ગયા હતા, ત્યારે કેટલાક તો ખુલ્લા મેદાનમાં, પોતપોતાના રથની દોરી હાથમાં રાખી સંથાગારમાં થતો કોલાહલ સાંભળી રહ્યા હતા. જબ્બર ભાલા હાથમાં ધરીને કેટલાક જુવાનો ફાવે તેમ ટહેલતા હતા. સભામાં ગેરવ્યવસ્થા હતી. કોઇ કોઇનું સાંભળે તેમ હતું નહિ. જેને જેમ ફાવે તેમ બોલતા હતા.

એટલામાં સામેની બજારમાંથી એક રથ આવતો દેખાયો. આતુરતામાં ને કૌતુકમાં લાંબી ડોક કરીકરી આવનાર કોણ છે તે જાણવાને સૌ ઉતાવળા થવા લાગ્યા. થોડી વારમાં જ રથ પાસે આવ્યો.

'એ તો મહાનમન છે.' એક જુવાને બૂમ પાડી. એ સાંભળીને સંથાગારનાં પગથિયાં પરથી કેટલાક જુવાનો મેદાનમાં આવી મહાનમનના રથના માર્ગમાં જ ઉભા રહ્યા.

'મહાનમન એકલાજ આવ્યા લાગે છે!'

---

* વૈશાલીમાં પ્રજાકીય તંત્ર હતું, એટલે આ સંથાગાર 'કોર્ટ'નું કામ કરતું, સંથાગાર એટલે નગરમંદિર—'ટાઉન હૉલ' જેવું.

'એમ ? ત્યારે આમ્રપાલી નથી આવી ?' બે ત્રણ જુવાન માણસો એકીસાથે બબડી ઉઠયા. તેમાંના એકે તો ગુસ્સામાં પગ પછાડી પોતાનો ભાલો ભોંયમાં ખોસ્યો: 'ત્યારે રાજગણની ને કાયદાની અવજ્ઞા કરવાની તેની દાનત છે એમ ?'

એક સુંદર સવારને રસ્તો આપવાને તેઓ જરા પાછા હઠયા. બીજી દિશાએથી બેચાર ઘોડેસવારો આવ્યા. તેમણે શિકારીનો જ વેષ પહેર્યો હતો. સુંવાળા લીસા ને ચળકતા વાળવાળા કુતરાઓ તેમના ઘોડાની આગળપાછળ દોડતા હતા. એટલામાં મહાનમન રથમાંથી નીચે ઉતરી, આરસનાં લીસાં પગથિયાં ચડતો નગરમંદિરમાં જઇ ઉભો રહ્યો.

ઉકળતો માનવસમુદાય જાદુઇ લાકડી ફરી હોય તેમ એકદમ શાંત બન્યો. હવે મહાનમન શું બોલે છે તે સાંભળવાને સૌ આતુર બન્યા.

'મહાનુભાવો! મારી પાલિતા પુત્રી આમ્રપાલી . . .

તેનો સ્વર જરા લથડયો, પણ તે ખોંખારીને આગળ વધ્યો: 'આમ્રપાલી, જેને લિચ્છવીગણના કાયદા* પ્રમાણે તમે લગ્ન કરવા દેવાની ના પાડી હતી, અને જેને મેં, લિચ્છવીઓ અંદર અંદર કપાઇ ન મરે માટે અવિવાહિતા રાખી હતી. . .

---

* વૈશાલીના ગણસત્તાક રાજ્યમાં એવો નિયમ હતો કે અતિ સૌંદર્યવતી સ્ત્રીએ કોઇને ન પરણતાં, જનસમૂહને રંજન કરવા, અપરિણિત અવસ્થામાં રહેવું. મહાનમન નામના શ્રીમંતને આમ્રપાલી નામે પુત્રી હતી, તે અત્યંત સુંદર હોવાથી જો તે કોઇને પરણે તો વૈશાલીનો જુવાન વર્ગ અંદરઅંદર સ્પર્ધા કરીને કપાઇ મરે તેવી અવસ્થા હતી. સિંહનાયક જે અહીંની મહાજનસત્તાક વ્યવસ્થાના 'પ્રેસિડેન્ટ' જેવો હતો તેણે એ વાતનો મર્મ સમજી, તેનો નિકાલ લાવવા પ્રયત્ન કર્યો હતો.

લોકો અંત સાંભળવાને અધીરા થવા લાગ્યા.

'. . . તેનો આઠ દિવસ થયાં પત્તો નથી !'

'પ્રજાનો દ્રોહ ! મંડળનું અપમાન ! તદ્દન ખોટી વાત !' કેટલાક બરાડ્યા.

મહાનમન કૈં ન સાંભળતો હોય તેમ આગળ બોલ્યે જતો હતો: 'પત્તો નથી . . . પત્તો ન હતો, પણ આજે તે પોતે જ અચાનક મળી આવી છે!'

લોકોએ છુટકારાનો દમ ખેંચ્યો. કેટલાકે હર્ષના પોકાર કર્યા.

'અને હવે . . . .'

એ જ વખતે મેદાનના ગરબડાટ વચ્ચે થઇ, એક ભવ્ય ઘોડેસવાર લોકસમુદાયમાંથી પોતાનો માર્ગ કાપીને આગળ આવતો દેખાયો. ચારે તરફથી પ્રજાજનો બે હાથ જોડીને તેને પ્રણામ કરતા હતા.

'પણ લ્યો આ નાયક આવે છે. એ તમને બધી વાત કરશે.' એમ કહી મહાનમન તરત બેસી ગયો.

લોકોએ કુતૂહલથી મેદાન તરફ જોયું. પેલા સવારે ઘોડાથી ઉતરીને નગરમંદિરના પગથિયા પર પગ મુકયો હતો; ઘોડાને ત્યાં નોકર પાસે રાખી તે આગળ વધ્યો.

'વૈશાલીની જયાં લિચ્છવીગણની જય ! સિંહનાયકની જય ! . . .' લોકસમૂહમાંથી એકદમ જયનાદ ઉઠ્યા.

જરા હસીને લોકસમૂહ સામે બે હાથ જોડી રાખી તે સંભાળથી ચપળતાપૂર્વક પગથિયાં ચડ્યે જતો હતો. નગરમંદિરમાં પહોંચતાં રાજપુરુષોએ ઉભા થઇને તેને માન આપ્યું. તે મહાનમનની બાજુમાં જ એક આસન પર જઇ બેઠો. કોઇ એક કાંકરો ફેંકે તોપણ સંભળાય એવી ગાઢ શાંતિ એકદમ

પ્રસરી ગઇ. સિંહનાયક હવે શું કહે છે તે સાંભળવાને લોકો તળે ઉપર થઇ રહ્યા.

સિંહનાયક ઉભો થયો. તેણે લોકો તરફ એક ઉડતી નજર ફેંકી.

એક માણુસના પ્રતાપ ને પ્રભાવ આગળ આખો જન-સમુદાય નાનો થતો હોય તેમ લાગતું હતું. તેણે ધીરેથી પણ સ્પષ્ટ અવાજમાં વાત શરૂ કરી: 'મહાનુભાવો! નીલપદ્મ-ભવનમાંથી આમ્રપાલી આ તરફ આવવાને તૈયાર થઇ ત્યાર પછી જ હું તમારી પાસે આવ્યો છું. જો મહાજનને વૈશાલી-નો નિયમ અક્ષરશઃ પળાવવાનો આગ્રહ હોય તો આમ્રપાલી જે શરતો મુકે તે મહાજને સ્વીકારવી પડશે.'

'બરાબર છે! બરાબર છે! શરતો શી છે તે બોલો.'

આમ્રપાલી કહે છે કે 'મારૂં ઘર સુરક્ષિત કિલ્લા જેવું મનાશે; તેમાં રજા વિના કોઇથી નહિ અવાય. જનસમૂહને સંગીતથી આનંદ આપવો એ એનું મુખ્ય કામ રહેશે.'

'એ શરત તો બરાબર છે.' કેટલાક બોલ્યા. નાગરમંદિ-રમાં બેઠેલ ગણુરાજો, નગરશેઠો ને પ્રજાના પ્રતિનિધિઓએ 'ઠીક છે' એટલું કહીને નાયકને બીજા નિયમો સંભળાવવાની ઇશારત કરી.

'આમ્રપાલીને રહેવા માટે પુષ્પવિહારમાં મહાજને સુંદર પ્રાસાદ—સમભૂમિકાપ્રાસાદ આપવો પડશે.

મહાજનમંડળમાથી કેટલાકે એક બીજાની સામે જોયું.

'ત્રીજી શરત એ છે કે આમ્રપાલીના ઘરમાં કોણ આવે છે—જાય છે, તથા તે કોણ છે તેની તપાસ નહિ કરી શકાય.'

મહાજનમંડળમા ગણુગણાટ શરૂ થયો. કેટલાક વૃદ્ધ

રાજપુરુષોનાં મો ક્રોધથી તપાવેલાં ત્રાંબાનાં પતરાં જેવા લાલચોળ થઈ ગયાં. કેટલાક નવકોટિનારાયણોએ* અસંતોષ દર્શાવવા ભવાં ભેગાં કરીને સિંહનાયક તરફ તીક્ષ્ણ દૃષ્ટિએ જોયું. એક ગણુરાજ× તો જરા બેઠા જેવા થઈ ગયો અને 'એ તો મહાજનમંડળની સત્તા અપમાન થાય' એમ મોટેથી બોલી ઉઠ્યો.

પણ આ બધાં દૃશ્યો પુરાં ભજવાયાં, ન ભજવાયાં, ત્યાં તો સૌની આંખ નગરમંદિરનાં પગથિયાં પર ચોંટી. ચાંદની જેવાં તદ્દન શ્વેત વસ્ત્રમાં લપેટાએલી એક સ્ત્રીની મૂર્તિ ત્યાં દેખાઈ. મેદાનમાં મોટી ગરબડ મચી હતી, ને આગળ આવવા માટે લોકો ધક્કામુકી કરતા હતા. કેટલાક જુવાન માણસો પોતાના ભાલાથી લોકોને ભડકાવીને રસ્તો કરતા હતા.

તે સ્ત્રી છેક સંથાગારમાં આવી. થોડીવારમાં ફરીથી બધે શાંતિ ફેલાઈ. તેણે પોતાનો આછા રેશમી વસ્ત્રનો સાળુ સંકોર્યો. અને હુકમ કરનારની ઢબથી મહાજનમંડળ સામે જોયું. તેનું નાનું નાક અભિનામનમાં ફુલ્યું હતું અને ક્રોધ તથા તિરસ્કારથી ભવાં ચડયાં હતાં. ઘણાને આ દૃષ્ટિ અને તેમાં રહેલું પ્રજાસત્તાનું અપમાન ખુંચ્યાં. પણ તેની રમણીય મોહકતા વિષે પાએલા તીરની જેમ હૈયા સોંસરવી નીકળી જતી હતી.

'મહાજનો!—અને બ્રાહ્મણો! . . .' તેના શબ્દોમાં ચોખ્ખો ધિક્કાર હતો: 'વૈશાલીમાં જે દુષ્ટ નિયમ તમે સાચવી રહ્યા છો . . . .'

---

* કોટ્યાધિપતિને માટે વપરાતો શબ્દ નવ કરોડનો માલિક એમ સાધારણ અર્થ છે.

× આવાં અઢાર ગણુરાજો પણ મહાજનમંડળમાં હતા.

'દુષ્ટ? . . . . કાયદાનું અપમાન!' મંડળમાંથી જ કોઈક બોલ્યું.

'હા,' તેણે ભાર દઈને ઉત્તર આપ્યો: 'એ દુષ્ટ નિયમ જેને તમે સાચવી રહ્યા છો તે હું સ્વીકારૂં છું,—જો તમને મારી શરતો કબુલ હોય તો. નહિતર હું મહાજનમંડળને તાબે થવા ના પાડું છું, પૃથ્વીની કોઈ સત્તાને તાબે ન થવા માટે ઈશ્વરે મને રૂપ આપ્યું છે.' તેણે અભિમાનમાં ડોક અદ્ધર કરી પોતાનું શરીર ઉંચું કર્યું ને માથા પરથી ખસી જતી મોતીની સેર એક હાથથી સમારી.

એકદમ તોફાનનું વાદળું ફેલાયું, મહાજનમંડળમાં આમ્રપાલીના શબ્દોથી વિજળીનો આંચકો લાગ્યો. 'તેના ઘરમાં કોણ છે એની તપાસ પણ ન થાય' એ નિયમ ઘણાને ખુંચવા લાગ્યો.

'એનો અર્થ એટલો જ કે ગમે તે શત્રુ આવીને તેને ત્યાં સલામત રહી શકે.' મંડળમાં ચર્ચા થવા લાગી.

'એ નિયમ ન જ સ્વીકારાય.'

'એ તો જાણે કે મહાજનમંડળની પોતે જ અધિષ્ઠાત્રી!'

મામલો તોફાને ચડ્યો જોઈને 'તમે નિશ્ચય કરો' એટલું બોલી આમ્રપાલી એકદમ ચાલી નીકળી. તેની પાછળ તેનો પિતા મહાનમન પણ ચાલી નીકળ્યો.

'મહાજન એવો નિયમ નહિ સ્વીકારે!' અંતે સૌએ એક અવાજે સિંહનાયકને જવાબ વાળ્યો, 'અને પ્રજાસત્તાનો નિયમ મહાનમને સ્વીકારવો જ પડશે.'

સિંહનાયકના કપાળ પર ચિંતાની રેખાઓ પડવા લાગી. તેણે પોતાનો એક હાથ જરા કપાળ પર ફેરવ્યો, ખોંખારો

ખાઈને સાદને સુધાર્યો અને મહાજનને કહ્યું, 'મહાનુભાવો ! વૈશાલીની સ્વતંત્ર મહાજનસત્તાક વ્યવસ્થા અત્યારે સંપૂર્ણ સ્થિતિમાં છે. પણ વૈશાલીની આસપાસ તેને કોળિયો કરી જવા માટે અનેક રાજ્યો તૈયાર ઉભાં છે. મહાનમન જેવા શતકોટયાધિપતિને* એવે વખતે શત્રુ બનાવવો એ રાજનીતિ વિરુદ્ધ છે.'

'લિચ્છવી જુવાનો પણ તક્ષશિલામાં જઈને ધનુર્વિદ્યા ભણ્યા છે . . .' કેટલાક જુવાન સભાસદોએ ઉત્તર વાળ્યો: 'અને અમે કોઈપણ રાજ્ય સામે ટક્કર ઝીલવા તૈયાર છીએ !'

નાયક જરા હસ્યો. એ બેદરકાર હાસ્યથી જ બોલનારા તો શરમાઈ ગયા.

'તમારી ધનુર્વિદ્યાની કીર્તિ સાચી છે; અને એવો વખત આવે છે કે જ્યારે દરેક જુવાન લિચ્છવી પાસેથી સ્વતંત્રતાના બદલામાં માથું માગવામાં આવશે . . . પણ આંતરવિગ્રહથી નબળી થએલી સત્તા, સડી ગએલા ફળની માફક એની મેળે જ નાશ પામે છે. આંતરવિગ્રહથી બચો.' કેટલાક વૃદ્ધ ને ડાહ્યા સભાસદો વિચારમાં પડ્યા.

'શી રીતે બચવું ? આમ્રપાલીને . . . .'

'એક ઉપાય છે. આમ્રપાલીને આઠ દિવસ અગાઉથી કહ્યા વિના એનું ઘર તપાસાય નહિ એવી શરત મહાજન કબુલ કરશે ?' સિંહે કહ્યું.

'એમાંથી વૈશાલી નાશ પામશે.' કેટલાક બોલ્યા.

---

* આ અતિશયોક્તિ નથી. તક્ષશિલાથી બીજે નંબરે ગણાતા કાશી મહાવિદ્યાલયમાં એંશી કરોડના માલિકનો એક છોકરો ભણતો એનો ઉલ્લેખ છે, જુઓ, વિશ્વભારતી (૧-૩) માં પ્રોફે. રાધાકુમુદનો લેખ.

'વૈશાલીના આંતરવિગ્રહ કરતાં એ નાશ વધારે ભયંકર નહિ થાય!'

'આમ્રપાલી એ શરત સ્વીકારે છે?'

'તે હું જોઉં છું! . . પણ મહાજનને એ માન્ય છે?'

'હા, હા . . .' એમ બોલતાંની સાથે મહાજનમંડળ ઉભું થયું. નીચે કેટલાક જુવાનો પરિણામ માટે આતુર હતા. ટોળાંબંધ તેઓ સિંહનાયકના ઘોડા પાસે જમે થયા. સિંહ આવતાં જ 'વૈશાલીનો જય!' એ શબ્દ સાથે લોકસમૂહ તેને વીંટી વળ્યો.

'શું કહ્યું? મહાનમન શું કહે છે?'

'તે તો તમે સાંભળ્યું.'

'અને મહાજન? મહાજનનો શો જવાબ છે?'

'કાલે સન્નિપાતભેરીથી * સૌને ખબર કરવામાં આવશે.' કહી તે ઝપાટાબંધ પોતાના ઘોડા પર ચડ્યો ને સાંજ પડવા આવી હતી એટલે વૈશાલીના ઉદ્યાનમાં ફરવા ચાલ્યો ગયો. અનેક ભવ્ય મકાનોના રત્નખચિત ઝરૂખાઓ જોતાજોતા તે વૈશાલીના વિશાળ મેદાનમાં પહોંચ્યો. હજારો ઘોડેસવારો ને રથીઓ ત્યાં નિયમબદ્ધ ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતા હતા. પરદેશીઓ, સોદાગરો ને દૂરદૂરના રાજકુમારો લિચ્છવી જુવાનોને કૌતુકથી નિહાળતા ઉભા હતા. એક જગ્યાએ રથીઓ સ્પર્ધામાં ઉતર્યા હતા. જાંબુડી રેશમી દોરીથી વેગમાં દોડતા રથોને કાબુમાં રાખવા માટે સારથીઓ તનતોડ મહેનત કરતા હતા. રાજહંસની પાંખ જેવા ધોળા ઘોડાઓ જોડેલા રથોમાં બેસીને કેટલાક શ્રીમંતો આ બધું જોઇ રહ્યા હતા.

* લોકસમૂહને ભેગા કરવા માટે વગાડવામાં આવતું ઢોલ જેવું વાદ્ય.

સિંહનાયક આ બધું જોતોજોતો આગળ વધ્યો. જ્યાં જુઓ ત્યાં અશ્વિનિકુમાર જેવા રૂપાળા લિચ્છવી જુવાનો રથમાં કે ઘોડાપર ફરતા હતા. બધે જ ઠેકાણે શૌર્ય ને નિયમબદ્ધ તાલીમ દેખાતાં હતાં. વૈશાલીનો વિચાર કરતાં, અભિમાનમાં ને ઉલ્લાસમાં તેની છાતી ફુલી. 'ભાર છે બિંબિસારનો, કોસલનો અવંતીનો કે કોઇનો, કે આ લિચ્છવી જુવાનોને એક ઘડી પણ તાબે રાખી શકે?' એણે વેગમાં ને વેગમાં ઘોડાને એડ મારી.

નીલપદ્મ સરોવરને કિનારે તે આવી પહોંચ્યો. સંધ્યાના રંગો પાણીને સોનેરી રંગથી છાઇ રહ્યા હતા ને પોયણાં ચંદ્રને જોવા અરધું છાનું હસતાં હતાં. સરોવરને કિનારે કિનારે અર્ધવર્તુલાકારમાં વૈશાલીનું વિલાસભવન પુષ્પવિહાર આવ્યું હતું. નીચે પાણીમાં સંગેમરમરના છત્રોના પડછાયા હાલતા હતા. જ્યાંત્યાં મધુર કંઠની રમઝટ જામી હતી, ને દીપાવલિઓથી શોભતી અનેક જલનૌકાઓ સરોવરમાં વિહાર કરવા માટે સજ્જ થતી હતી. સિંહ ત્યાં થંભી ગયો. વૈશાલીનો આ ભાગ અત્યંત સુંદર હતો. તેણે વૈશાલી તરફ એક નજર ફેંકી. ત્રાંબાના, રૂપાના અને સોનાના ઘુમ્મટથી વૈશાલી ચિત્રવિચિત્ર રંગો ધારણ કરી રહી હતી. એક ઘડી ત્યાં થંભીને સિંહ પાછો ફર્યો. પણ એ વખતે એની મુદ્રા કૈંક પડી ગએલી હતી, ઉત્સાહ કમી હતો ને વેગ ઘટ્યો હતો. એના અંતઃકરણમાં એક ચિંતા ઉંડીઉંડી હમણાં જ જાગી હતી. 'આટલા બધા વૈભવ ને વિલાસમાં પ્રજાનો વિનાશ કરનાર તત્ત્વ તો નહિ જન્મે ને? . . . , લિચ્છવીઓ સુંવાળા રેશમ માટે એમનું લાકડાનું કઠણ ઓશીકું તો નહિ છોડી દે ને? . . . .'

તેણે વિચાર કરતાં પોતાનો ઘોડો ઘર તરફ વાળ્યો ને

ત્યાંથી એકલો, પગપાળો આમ્રપાલીના ઘર નીલપદ્મભવન તરફ ચાલ્યો.

સિંહ નીલપદ્મભવન પાસે પહોંચ્યો. આમ્રપાલીના આગ્રહી સ્વભાવનું દર્શન તેને થયું હતું. આજે નગરમંદિરમાં મહાજન-મંડળ પાસે તેને ખરા સ્વરૂપમાં જોઇ. મહાજનમંડળ પોતાનો કક્કો ન છોડે અને આમ્રપાલી આઠ દિવસ અગાઉથી જણાવ્યા પછી ઘર તપાસાય એવો નિયમ સ્વીકારવા ના પાડે, તો એટલા નાના તણખામાંથી થનારી આગ વૈશાલીને બાળી મુકશે એ વિચારથી તે આજે ધ્રૂજતો હતો. જો મહાનમન આમ્ર-પાલીને અમુક યુવાન સાથે પરણાવવાનું નક્કી કરશે તો વૈશાલીના મેદાનમાં અને કદાચ નીલપદ્મભવનની પાસે જ હજારો જુવાનો પોતાના રથોને દોડાવતા આમ્રપાલીને મેળવવા યુદ્ધમાં ઘુમી રહેશે; દેવપુત્ર જેવા લિચ્છવીઓ ધનુષના ટંકાર કરતા સામ-સામા લડવા માંડશે; આમ્રપાલીનો હાથ મેળવવા માટે દરેકે દરેક જુવાન પોતાનું લોહી રેડશે; અને પછી ?. . . . સિંહ નાયકે વ્યગ્રતાથી પોતાનું માથું દાબ્યું. આવો જબરદસ્ત આંતરવિગ્રહ થયા પછી ગમે તે શત્રુ ચડી આવીને વૈશાલીને પાયમાલ કરી નાખશે! . . . . નાયક આ કલ્પનાથી એવો ધ્રૂજ્યો કે તેની આંખે તમ્મર આવ્યાં. ને તે પાસેના એક આરસના ઓટલા પર બેસી ગયો. શૂન્ય દૃષ્ટિએ નીલપદ્મભવનના ઘેરા આસમાની રંગ તરફ તે જોઇ રહ્યો.

'વૈશાલી! વૈશાલી! તારા ઘુમ્મટને અખંડ રાખવા સિંહ તો પ્રાણ હશે ત્યાં સુધી ઝઝુમશે! . . .' મનમાં ને મનમાં આવી ગાંઠ વાળતાં તેને નવું બળ આવ્યું હોય તેમ તે તરત

સ્વસ્થ થયો ને નીલપદ્મભવનના દ્વારમાં આવીને ઉભો.

દ્વારમાં પેસતાં જ, કલ્પનાની મૂર્તિઓ જેવી દાસીઓએ તેનો સત્કાર કર્યો. ઈંદ્રભવન જેવા અનેક સુંદર ખંડોમાં થઇ તે અમ્રપાલીના ભવનમાં આવ્યો. આમ્રપાલી હીંડોળા ઉપર બેસીને વિચારમાં ને વિચારમાં પગની ઠેસથી હીંડોળાને જરા જરા હલાવી રહી હતી. સિંહને જોતાં જ તે બેઠી થઇ ને તેની સામે પ્રણામ કરતી ઉભી. પાસેના એક લાલ ચંદનના બાજઠ પર સિંહ બેસી ગયો. અમ્રપાલી વીણાને એક તરફ ખેસવીને બીજા બાજઠ પર સામે બેઠી.

'અમ્રપાલી! મહાજનમંડળને તારી એક્કે ય શરત કબુલ નથી.' 'સિંહ જરા રહીને બોલ્યો.

અમ્રપાલી દઢતાથી તેની સામે જોઇ રહી.

પણ મહાજને એટલું કબૂલ્યું છે કે આઠ દિવસની સૂચના આપ્યા પહેલાં તારૂં ઘર તપાસી ન શકાય; એટલે શરત સ્વીકારવામાં વાંધો નથી.' સિંહે આગળ કહ્યું.

'પણ હું તમારા દુષ્ટ નિયમને જ સ્વીકારતી નથી!' અમ્રપાલી બોલી; 'તમારા આગ્રહને વશ થઇને જ મેં અમુક શરતો સંથાગારમાં મુકી હતી.'

સિંહે અપમાન ગળી જવા માટે નેણુ પરથી કપાળ પર હાથ ફેરવ્યો. મહાજનમંડળના નિયમનું એક સ્ત્રી અપમાન કરે તે તેને ખુંચ્યું, પણ તેને ધીરજથી કામ લેવાની ટેવ પડી ગઇ હતી.

'અમ્રપાલી! એ નિયમ દુષ્ટ હશે—છે; પરંતુ અત્યારે તો વૈશાલીનું ભવિષ્ય એના પર લટકે છે.'

'એ નિયમ શા માટે રદ કરતા નથી? આવો દુષ્ટ નિયમ

બીજી કોઇ જગ્યાએ છે ? સ્ત્રીઓનું આવું અપમાન થાય ત્યારે તે સાંખી લેવામાં તમને આનંદ આવે છે ?'

'એવો વખત આવશે કે જ્યારે આ નિયમ રદ થશે.'

'ક્યારે ?'

'જો હમણાં તું વૈશાલીને બચાવશે તો—'

'વૈશાલીને બચાવવા માટે શું મારે કલંકભરેલું જીવન ગાળવું ?'

'પ્રજાઓના ઉદ્ધાર માટે એટલું સ્વાર્પણ—યૌવનનું ને યશનું—તારી પાસેથી વૈશાલીની વતી હું માગી લઉં છું.'

અમ્રપાલીનો ફુંફાડા મારતો સ્વભાવ એકદમ નરમ પડી ગયો. તેને લાગ્યું કે આ માણસ વૈશાલીની મહત્તામાં ઓતપ્રોત છે. વૈશાલીનું નામ સાંભળતાં તેને પણ મહાન થવાની એકદમ પ્રેરણા જાગી.

'નાયક !' તે ઠરી ગએલા અવાજે બોલી, 'પ્રજાઓના ઉદ્ધાર માટે સ્ત્રીને અમૂલ્ય એવું સ્ત્રીત્વ જ ખપનું છે ? બીજો કૈં માર્ગ જ નથી ?'

'મહાન બનનારનું સ્વાર્પણ પણ મહાન જ હોય. વૈશાલીની સ્ત્રીઓએ કનૈયા જેવા રૂપાળા જુવાન—પતિ, પુત્ર અને ભાઇઓને—હોમી આપતાં આંચકો ખાધો નથી. એવાં મીઠાં લોહી પી પીને આ ધરતીમાં કલ્પદ્રુમ ફાલ્યાં છે. આજે વૈશાલીની ધરતી, સ્ત્રીત્વનો, ભારતમાં ક્યાંયે ન ધરાતો એવો, વિચિત્ર ભોગ માગે છે.' સિંહે જવાબ આપ્યો. તેના શબ્દે શબ્દમાં પ્રેરણાના પ્યાલા ભર્યા હતા. આમ્રપાલીની નસેનસમાં પણ 'વૈશાલી ! વૈશાલી !' એમ થઇ રહ્યું.

'વૈશાલીને મારો પ્રાણ આપું તો ?'

'ના, એનાથી આંતરવિગ્રહ જાગશે. મહાનમનને લાગશે કે પુત્રીનો ભોગ અપાયો. અનેક કુટુંબો એના પક્ષનાં છે તે બધાં મહાજનની સત્તાને ધિક્કારશે. વૈશાલી તો તારૂં સ્ત્રીત્વ માગે છે. પ્રજાઓના ઉદ્ધાર માટે તારા મૃત શરીરનો નહિ, પરંતુ જીવતા શરીરનો ખપ પડયો છે.'

ચીમળાઇ ગએલા ફુલની જેમ આમ્રપાલી ઝાંખી પડી ગઇ. તે ખિન્ન અવાજથી બોલી, 'નાયક! વૈશાલી જેવી પવિત્ર નગરી આવો અપવિત્ર ભોગ લેશે?'

'દુનિયામાં વસ્તુ માત્ર નિર્વિકાર—પવિત્ર છે. એને પવિત્ર કે અપવિત્ર માત્ર ભાવના જ બનાવે છે.'

'નાયક! હું સ્ત્રી છું, ને સ્ત્રીત્વ નહિ છોડું.' આમ્રપાલીએ અત્યંત દ્દઢતાથી જવાબ આપ્યો, 'મહાજન મારી શરત સ્વીકારે તોપણુ નહિ. મને સ્ત્રી ઇશ્વરે બનાવી છે અને સ્ત્રી મટાડવી પણુ એક તેના જ હાથમાં છે!'

'ત્યારે હવે વૈશાલી, જે અત્યારે તક્ષશિલા, રાજગૃહ, કાશી અને અવંતી સૌને ટક્કર મારે તેવી છે તે થોડા વખતમાં હતી ન હતી થઈ જશે.' નાયક ખિન્ન થઈ બોલ્યો, 'એનાં બેનમૂન પ્રજાકીય તંત્ર, નીલપદ્મભવન, પુષ્પવિહાર, બધો વૈભવ—સઘળું થોડા વખતમાં સરી જશે.'

'કેમ? શી રીતે?'

'શી રીતે? અત્યારે વૈશાલી પર મગધનો મોટો ભય ઝઝુમી રહ્યો છે એ ખબર છે? અનિયંત્રિત સત્તાવાળાં ચાર ચાર મહારાજ્યોની વચ્ચે એક ખોબા જેવડું વૈશાલી પોતાની સત્તા જાળવી રહ્યું છે. વૈશાલી બધી પ્રજાઓને તારવા માટે નવો સંદેશો લઇ આગળ ધસ્યું છે. આ સંદેશો તે એની

મહાજનસત્તાક રાજ્ય વ્યવસ્થાનો છે. અને આ સંદેશાની સામે કોણકોણ છે? જેવાતેવા નહિ, પણ કોસલ, વત્સ ને મગધ જેવાં, વૈશાલીને ત્રણે દિશાથી ઘેરી પડેલાં, ત્રણ મહારાજ્યો: અને અવંતી ચોથું.'

'કોણ?—કોસલ પણ? ત્યાંનો પ્રસેનજિત તો વૈશાલીનો મિત્ર છે ને?'

સિંહે ડોકું ધુણાવ્યું: 'ના, બાપુ ના. એ સૌ રાજકીય તંત્રના હિમાયતી છે, અને માટે તે અરસપરસ મિત્રો બન્યા છે. વૈશાલી સિવાય બીજું કોઈ મગધના બિંબિસારની આડે આવે તેમ નથી. અત્યારે મગધ રાજનીતિની ખાતર કોસલ અને અવંતીનું મિત્ર બન્યું છે. તેણે પોતાની પૂર્વમાંનો અંગદેશ લઈને પીઠપરથી ઘા ન પડે તેવી સ્થિતિ કરી દીધી છે. હવે આગળ વધવા માટે રાજા બિંબિસાર ગોમતી અને ગંડકીના સંગમ પર વહેલોમોડો કિલ્લો બાંધશે ત્યારે વૈશાલી પણ ધ્રૂજશે. અને વૈશાલી પડતાં શું થશે? રાજાઓની અનિયંત્રિત સત્તા ફરી જાગશે. આમ્રપાલી! વિદેહમાં રાજાએ એક બ્રાહ્મણ કન્યા ઉપર જુલમ કર્યો. ખુદ રાજાને ભરબજારમાં કતલ કરીને લોકોએ પ્રજાતંત્ર જાહેર કર્યું છે. લિચ્છવીઓએ ફેલાવેલી પ્રજાકીય તંત્રની ભાવનાનું આ ફળ છે. કપિલવસ્તુમાં, રામગામમાં, કેશાપુત્તમાં ને ભગમાં મહાજનસત્તા જમાવવા માટે પ્રબંધ પણ રચાયા છે. એકહથ્થુ સત્તાના હાથીન મગધની સામે પ્રજાતંત્રનો નવો સંદેશ વૈશાલી પોકારી રહ્યું છે.'

'એમાં વૈશાલી ફાવશે? નહિ ફાવે તો?'

'ફાવશે? કોને ખબર છે? મગધ અત્યંત બળવાન છે. આપણું તો ઘર ફુટયું છે. મારો ભાઇ ગોપાલ રાજા બિંબ-

સારનો પ્રધાન છે. જો વૈશાલી નહિ ફાવે તો કોસલ, વત્સ ને બીજા અનેક દેશો જે અત્યારે મગધના મિત્રો છે તે મગધમાં હોયાઇ જશે. મગધની મહત્ત્વાકાંક્ષા ઠેઠ અવંતી સુધી પહોંચવાની છે. એટલે વૈશાલી પડશે કે તરત મગધનો વાવટો અવંતી સુધી ઊડશે! અત્યારે માત્ર વૈશાલી અનેક પ્રજાઓને પ્રજારૂપે જાળવી રહી છે!'

'કોસલ પણ પડશે?'

'હા, બધાં જ પડશે. વૈશાલી પડશે, અનેક પ્રજાઓ પડશે, પ્રજાકીય તંત્રો પડશે, માત્ર મગધનો સૂર્ય અંગદેશથી અવંતી સુધી તપશે! . . . .'

આમ્રપાલી આ મહાપુરુષની દૃષ્ટિ જોઈ રહી. એને વૈશાલી મારફત અનેક પ્રજાઓનો ઉદ્ધાર કરવો હતો, રાજાસત્તાકને બદલે ગણસત્તાક વ્યવસ્થા દાખલ કરવી હતી અને વૈશાલીનો વૈભવ કાયમ રાખવો હતો.

'નાયક!' તે એની મહત્તાથી અંજાઇને બોલી, 'પ્રજાઓનો આ કલ્યાણમાર્ગ કેમ ખુલ્લો રહી શકે?'

'તું એને ખુલ્લો રાખે તો જ; પવિત્ર હેતુ માટે તારાં યૌવન, યશ ને ગૃહસ્થાશ્રમ—એ ત્રણ મહાન ભોગ દે તો જ.'

'હાય! વૈશાલી! મારું સ્ત્રીત્વ તું લેશે? પછી મારી પાસે શું રહ્યું?'

'પછી શું રહ્યું? લોકકલ્યાણ માટે અપવિત્ર થએલું શરીર, પરંતુ તેમાં વસતો પુણ્યપવિત્ર આત્મા. આત્મા શરીરમાં નથી રહેતો, વિચારમાં રહે છે.'

આમ્રપાલીના હૃદય સોંસરવો એક ઘા થઇ રહ્યો. તે ઘડીભર શાંત થઇ ગઈ. પણ પછી દૃઢ ને સ્પષ્ટ શબ્દોમાં બોલી ગઈ,

' નાયક ! આ બધો તર્કવાદ ભયંકર છે; પણ જા, વૈશાલીને મારું યૌવન, યશ ને ગૃહસ્થાશ્રમ ત્રણે સમર્પણ કર્યાં ! આવતી કાલથી હું પુષ્પવિહારમાં રહેવા જઇશ. મારે મન હવે કોઇ પુરુષ જ રહ્યો નથી. સ્ત્રીને જોઇને સંયમ રાખે તે પુરુષ, અને ધ્રૂજે તે જનાવર. લિચ્છવીગણને આટલો છેલ્લો સંદેશો મારા તરફથી પણ આપજે કે ' અક્ષણવેધી ' ને ' વાલવેધી 'નો અભ્યાસ કરવા માટે લક્ષ્ય બનાવવા આમ્રપાલીનું માથું જોઇએ તો માગી લેજો ! . . . અને નાયક ! લિચ્છવીઓ વિલાસી બન્યા છે માટે તેમનો નાશ નજીક છે ! ' એટલું બોલીને આમ્રપાલી વિજળીની ઝડપથી બેઠી થઈ દોડી ગઇ. અંદરમાં ખંડમાં જતાં જ એના દાબેલા રુદનનો અવાજ આવ્યો.

સિંહે જવા માટે પગ ઉપાડ્યો હતો તે ખંચાયો: ' દેવી ! વૈશાલી તો પ્રસન્ન ચિત્તે આપેલો ભોગ લે છે. આમ્રપાલી ! હું તને બંધનમુક્ત કરું છું. આવો ભોગ ન ખપે ! ' આમ્રપાલી એકદમ બારણામાંથી બહાર આવી. તેનો ચહેરો કડક ને ઉગ્ર હતો. તેણે સિંહ સામે જોયું.

' આંસુ સાથે આપેલો ભોગ ન ખપે, આમ્રપાલી ! ' સિંહે ફરી સ્પષ્ટ અવાજે કહ્યું.

' આંસુ ? ' આમ્રપાલી બોલી, ' આંસુ ક્યાં છે ? ' તે ટટ્ટાર થઇ ગઇ, ' આંસુ તો નાયક ! હવે શરીરમાં ક્યાં યે નથી; આત્મામાં છે: ને તે વહાલી વૈશાલી માટે હમેશાં ખરશે ! '

સિંહને જવાબ સાંભળવા ઉભી ન રહેતાં તે અંદર દોડી ગઇ. ચંદનના સુગંધી તેલથી બહેકતી સોનાની દીવીઓ પાસે થઈ નાયક ધીમે પગલે બહાર ચાલ્યો ગયો.

*  *

આ પછી ઘણા દિવસ વીતી ગયા છે. વૈશાલીમાં આમ્રપાલીની વિણાની લોકપ્રિયતા હજી ઘટી નથી. છેક તક્ષશિલાથી ચંપા સુધીના સોદાગર વૈશાલીની અનેક વાતો કરે છે તેમાં આમ્રપાલીની વાત પણ આવે છે. મગધનો રાજા બિંબિસાર એક વખત આમ્રપાલીને મળવા આતુર થયો. પોતાના પ્રધાન ગોપાલ મારફત ખબર કહાવ્યા. આમ્રપાલીએ કહેવડાવ્યું કે 'ખુશીથી આવજો, પણ તમારી રાજખટપટ ત્યાં છોડતા આવજો. આઠ દિવસ સુધી તો તમે મારા ઘરમાં સહીસલામત છો.'

રાજહંસ જેવા સુંદર ધોળા બળદ જોડેલા ગાડામાં બેસીને રાજા બિંબિસાર પુષ્પવિહારમા ઉતર્યો. તે દિવસ વૈશાલીમાં પર્વ હતું. સ્ત્રીઓના રાસ, જુવાન લિચ્છવીઓની રથની પ્રતિસ્પર્ધા અને વિધવિધ રોશનભરી નૌકાઓથી નીલપદ્મ સરોવરનો કિનારો ગાજી રહ્યો હતો. આ બધું જોતો ને રાજગૃહ સાથે વૈશાલીને સરખાવતો બિંબિસાર ઇંદ્રભવન જેવા આમ્રપાલીના સપ્તભૂમિકાપ્રાસાદમાં પેઠો.

અંદર પેસતાં જ મોટું ચોગાન હતું. ચોગાનની ચારે તરફ અનેક ખંડો હતા ને તેના ઉપર બીજા ખંડો આવ્યા હતા. છેક ઉપરના ભાગમાં સંગેમરમરનાં છત્ર ઉપર સુવર્ણકળશો શોભી રહ્યા હતા.

રાજા બિંબિસાર ત્યાં ઉભો કે તરત સુંદર દાસીઓ આવી તેને પ્રણામ કરતી ઉભી. બિંબિસારે આમ્રપાલીને મળવાની ઇચ્છા દર્શાવી. ખુબસુરત દાસીઓ સાથે સુગંધી પાણી છંટાએલા રસ્તા પર તે આગળ વધ્યો. મીનાકારી કમાનોવાળા સંગેમરમરના સુંદર કુંડની પાસે એક દાસી સોનાના કળશમાં સુગંધિત જળ લઇને હાજર હતી. મર્દન અને સ્નાન કર્યા પછી

તે અનેક ખંડોમાં થઈ ઉપર ગયો. અહીં આમ્રપાલી આવશે એમ કહી હસતીહસતી દાસીઓ ચાલી ગઈ.

રાજા એકલો ખંડમાં ઉભો. આખો ખંડ સંગેમરમરનો હતો. ભીંતો પર ચિત્રો ટાંગેલા હતાં. એક તરફ ચંદનના બાજઠ પર મુકેલા સોનાના ધૂપદાનમાંથી ધૂપનો સુગંધ ફેલાતો હતો બીજી તરફ સુખડના તેલથી બળતા દીવાઓના પ્રકાશમાં રત્નના તેજ જેવી ભોંય નીલપદ્મના રંગ જેવી દેખાતી હતી. સ્વચ્છ પાણીના સરોવર જેવી નીચલી ભોંય હતી અને તેમાં અનેકરંગી માછલીઓ તરતી હતી.

રાજા આગળ પગલું દેતાં થોભ્યો. ભોંયતળિયું ને તેમાં માછલીઓને ફરતી જોઇ તેને શંકા થઇ: ‘પાણી હશે તો ?’ તેણે પોતાની રત્નની વીંટી કાઢી ફેંકી. શુદ્ધ રણકો સંભળાયો. તે આગળ પગલું ભરે છે ત્યાં તો મધુર, મંદ, સોનાની ઘુઘરીઓ જેવું પહેલું હાસ્ય અને પછી શબ્દો સંભળાયા:

‘એ તો અહીંના શિલ્પી મહાલીની કૃતિ છે; પાણી નથી, તેજની રચના છે; અને માછલીઓ પણ યંત્રથી જ ફરે છે.’

રાજાએ ઉંચું જોયું. સામેના ખંડનું દ્વાર ખોલી આમ્રપાલી ત્યાં હસતી ઉભી હતી. તેણે મલબારી ગજનો સાળુ પહેર્યો હતો. પાણીના જેવો તદ્દન પાતળો ચીનાઇ રેશમનો ચણિયો તેના અર્ધ અંગને ઢાંકતો હતો, લંકાનાં મોટાં, સરખાં પાણીદાર મોતીની માળા તેની ડોકમાં લટકતી હતી. કટિમેખલા હીરાનાં કુંડલ ને રત્નજડિત નૂપુર—આ શૃંગારથી આમ્રપાલીનું સૌંદર્ય બેનમૂન બન્યું હતું. એક મંદ હાસ્યથી રાજાને આગળ વધવા કહી, પોતે હીંડોળા પર જઇ બેઠી. સોનાના સળિયાને રત્નની વેલ ચડાવી હિંડોળાને અત્યંત સુંદર બનાવ્યો

હતો. રાજા બિંબિસાર આગળ વધ્યો ને ઘડીભર મગધ અને વૈશાલીની દુશ્મનાવટ ભૂલી, આ અનુપમ હિંડોલ પર બેઠો. તરત હિંડોલ હાલ્યો ને હવા નાખવા દાસીઓ હાજર થઇ ગઇ. મીઠી પીળી કિનખાબની ગાદી પર રત્નખચિત કમળ ને રાજહંસ શોભતા હતા. ઓશીકા પર મોતીની વેલ ચડાવી હતી. પાસે ચંદનના બાજઠ પર એક નાનીસરખી મોતી ભરેલી સુંવર્ણની ધૂપદાનીમાંથી સુગંધ ફેલાતો હતો. નવપ્રભાતના જેવા શાંત પણ મોહભર્યા તાજા ખુશનુમા ચહેરા પર દીવાનો પ્રકાશ પડ્યો. હાથીદાંતની કોતરેલા હાથાવાળી ચમરીથી હવા નાખતી દાસીઓ એક પછી એક સરી ગઇ. અનેક તારાખચિત રજની શોભે તેમ આમ્રપાલી એકલી એ ખંડમાં શોભી રહી.

રાજા બિંબિસાર આઠમે દિવસે ચાલ્યો ગયો.

*

આ બનાવને છ વર્ષ વીતી ગયાં છે. એ જ મકાનમાં એ જ હિંડોલ પર એક પાંચ વર્ષનો કુમાર સુતો છે. તે ભર નિદ્રામાં છે. આમ્રપાલીનો રાજા બિંબિસારથી થએલો પુત્ર તે આ. પાસે બાજઠ પર આમ્રપાલી બેઠી છે.

આજે તેના ચહેરા પર ભારે વેદના પથરાઇ રહી છે. દીવાઓ મંદપ્રકાશ થયા ને બહાર કુતરાં ભસવા લાગ્યાં. જાણે કોઇ જબ્બર આઘાત થયો હોય તેમ, આમ્રપાલી બે હાથથી માથાને દબાવી નીચે મોંએ બેસી રહી.

થોડીવારમાં દ્વાર ખુલ્યું. આમ્રપાલીએ બેદરકારીથી ઉંચું જોયું. તેની દાસી આવતી હતી.

'ભોજક કહે છે રથ તૈયાર છે.'

આમ્રપાલીએ હાથવતી તેને જવાની નિશાની કરી. પોતે પાછી નીચે મોંએ બેસી ગઇ.

'બે ઘટિકા રાત્રિ રહી છે . . . .' દાસી જતાં જતાં બોલતી ગઇ.

થોડીવારમાં ફરી દ્વાર ઉઘડ્યું ને પુરુષનો ભરેલો અવાજ આવ્યો, 'આમ્રપાલી !'

આમ્રપાલી સડાપ બેઠી થઇ ગઈ. ધૂળ ખંખેરે તેમ તેણે વેદના ખંખેરી નાખી. એનો ચહેરો કડક, તીવ્ર અને દ્દઢ બન્યો.

'આવો સિંહનાયક . . .' અને તેણે પાસેનો એક બાજઠ તેના તરફ સેરવ્યો.

'કુમાર સુતો છે ?'

'હા; પણ હવે રથ તૈયાર છે; જવાની તૈયારી છેઃ પણ... તમને ખાતરી છે કે કુમાર તેના પિતા પાસે મગધ જાય તેમાં વૈશાલીનું હિત છે ? બીજો કોઈ માર્ગ નથી જ ? તમે ગઈ કાલે કહ્યું કે વૈશાલીની ખાતર કુમાર છોડ. આજે હું તેમ કરવા તૈયાર છું. પણ એમાં જ વૈશાલીનું હિત છે ?'

'હા, અનેક રીતે. મગધમાં એના જવાથી બે પક્ષ થશે. રાજા બિંબિસારના પાટવી અજાતશત્રુ સામે આ તારો કુમાર પ્રતિસ્પર્ધી થશે, અને એમાં કદાચ એ ફાવશે તો વૈશાલી પર એને ભાવ રહેશે. ભવિષ્યની કોને ખબર છે ? એ નહિ ફાવે તો વૈશાલી એને ફરી સંઘરશે.'

રાજખટપટમાં આ કુમાર જીવી શકશે ? નાયક ! આવા કુમળા બાળકને હાથેકરીને આવો ઝેરનો પ્યાલો દેતાં છાતી ફૂજે છે !'

'તેં રાજા બિંબિસાર પાસેથી વચન નથી લીધું કે તેણે

પુત્રને પાળવો ?'

રથમાં જોડેલા ઘોડા ખોંખારવા માંડ્યા. આમ્રપાલી અત્યંત દુઃખથી બે ઘડી બોલી નહિ.

'હા, વચન તો લીધું છે.'

'ત્યારે બસ. મગધનો રાજા એક વચની તો છે જ. એ શત્રુ છે છતાં એનો આ ગુણ પ્રશંસાપાત્ર છે. અજાતશત્રુની મા—વૈદેહી—પણ ત્યાં નથી ? એ મારી પુત્રી છે; અને વધારે નહિ તો કુમારને સાચવશે તો ખરી જ. બિંબિસાર તારે ત્યાં આવ્યો ત્યારે ગોપાલ સાથે પણ તેં પ્રથમથી એ શરત નહોતી કરી ?'

કુમાર પડખું ફર્યો. તેના ચહેરા પર દીવાનો પ્રકાશ પડતો હતો. આમ્રપાલી ત્યાં જોઈ રહી. સિંહ ચેત્યો હોય તેમ એકદમ બેઠો થયો, 'આમ્રપાલી, હવે માંડ દોઢેક ઘટિકા રાત્રિ હશે.'

આમ્રપાલી બેઠી થઈ. દાસી આવીને કુમારને તેડવા લાગી. તેને હાથથી આઘે ખેસવીને આમ્રપાલીએ કુમારને તેડ્યો. તેની આંખો મીંચાએલી હતી. તેણે નિદ્રામાં જ માના ખભા પર ડોકું નાખી દીધું. આમ્રપાલીની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં, પણ તે બળ કરીને આગળ વધી.

ચોગાનમાં રથ તૈયાર હતો. સુંવાળી ગાદી પર ધીમેથી કુમારને મુકીને આમ્રપાલી તેની પાસે બેઠી. બે દાસીઓ પાછળ ચઢી.

'સાથે કોણ જાય છે ?'

'વાસવી અને મલ્લિકા. હું થોડે જઈને પાછી ફરીશ.'

રથની દોરી શિથિલ થઈ, ઘોડા ઊપડુંઊપડું થયા. અચાનક ભડકી ઊઠે તેમ આમ્રપાલી બેઠી થઈ ગઈ.

'અરે ! અરે ! નાયક, આ શું ?'

સિંહ આમ્રપાલીનાં ચરણમાં પડચો હતો. તેની રેશમી મોજડીને તેણે માથાપર ચઢાવી.

'આમ્રપાલી! તું સ્ત્રી નથી, સ્વાતંત્ર્યની દેવી છે! તું વૈશાલીની મૂર્તિ છે! કુમારને હરકત થાય તો મેં મગધને પહોંચી વળવા જેટલી તૈયારી રાખી છે, હો! હવે સુખેથી સીધાવો.' સિંહનાયકે સુતેલા કુમાર પર હેતથી હાથ ફેરવ્યોઃ 'બેટા! મગધમાં પણ મહાજનસત્તા સ્થાપવા ચિરંજીવ થજે હો—'

તે વજ્ર પુરુષની છાતીએ પણ ડુમો આવ્યો. આનંદથી કિલકિલાટ હસતા નિર્દોષ બાળકને, ઉંઘમાં ને ઉંઘમાં, પોતે આજે પરદેશ—છેક મગધમાં—એકલો, અનાથ મોકલતો હતો એ વિચાર આવતાં તેની આંખ ભરાઈ ગઈ.

'આમ્રપાલી! તું તો થોડેથી જ પાછી આવે છે ના?'

'હા, સીમાડાથી જ.'

રથ ચાલતો થયો. અંધારામાં તેનો અવાજ અત્યંત કર્કશ લાગ્યો. નાયક આંસુ લુછતો એકલો અંધારામાં ચાલ્યો ગયો. આમ્રપાલીના રથનો અવાજ પણ અંધારામાં ડુબવા લાગ્યો. વૈશાલીનો નાયક એકચિત્તે, મંદ—અતિમંદ બનતા ઘોડાના ડાબલાનો અવાજ સાંભળી રહ્યો. અંધકારમાં અવાજ તદ્દન ડુબી ગયો ત્યારે તે ઘડીભર ત્યાં ઉભો રહ્યો ને મનથી બોલ્યો,'વૈશાલીમાં જ્યાં સુધી આવી સ્ત્રીઓ છે ત્યાં સુધી વૈશાલી અજેય છે!'

રથ જ્યારે સીમાડે પહોંચ્યો ત્યારે મોંસુજણું થતું આવતું હતું. આછા ઉજાસમાં કુમારનો ચહેરો દેખાવા લાગ્યો. આમ્રપાલીએ તેને એક વખત ગોદમાં લીધો ને કપાળ પરથી વાળ ખેસવી મધુર ચુંબન કર્યું; ફરી ચુંબન કર્યું, ફરી ચુંબન કર્યું

—અતૃપ્ત આત્માને સંતોષવા હજી એક વખત ચુંબન કર્યું. એ વખતે કુમારે ઉંઘમાંથી આંખ ઉઘાડી. ' બા ! ' એટલું બોલીને પાછો તે તરત સુઈ ગયો.

થોડીવારમાં સિંહના મોકલેલા સવારો આવ્યા. ' રથના રક્ષણ માટે સિંહ નાયકે અમને મોકલ્યા છે ' કહી તેઓ આમ્રપાલી' પાસે આવી હાજર થયા.

હવે ઘડીભર પણ થોભાય તેમ હતું નહિ. કુમાર જાગે તે પહેલાં નીકળી જવું જોઇએ. તે નીચે ઉતરી ને ઉતરતાંઉતરતાં એકવાર છોકરાને ગોદમાં લીધો.

' પહોંચો કે તરત ગોપાલને ત્યાં જજો હો, ભોજલ ! અને વાસવી ! મલ્લિકા !–જીવથી જયાદે એને જાળવજો ! ' દાસીઓના દેખતાં આંસુ ન આવે તો ઠીક એમ વીચારી આમ્ર-પાલીએ મોં ફેરવી આંસુ લુછી નાખ્યાં.

' ગોપાલને બધી વાત આગળથી થઈ ગઈ છે એટલે કે વાંધો નથી. વાસવી ! મલ્લિકા !–કુમારને જાગવજો હો ! એ કુમળું ફુલ છે;–ફુલ છે હો ! '

' દેવી ! અમારા જીવની પેઠે જાળવશું ! '

' અને વારંવાર સમાચાર કહેવડાવજો, હોં ! '

થોડે છેટે ઝાડ પર કાગડા બોલવા લાગ્યા. પ્રકાશ વધવા લાગ્યો. આમ્રપાલીએ કુમારને એક વખત નીરખી લીધો. તેણે હાથથી રથ હાંકવા આજ્ઞા કરી. દાસીઓએ પ્રણામ કર્યા; રથ ચાલતો થયો. આમ્રપાલી પથ્થરના પાળિયાની માફક ત્યાં ને ત્યાં થંભી ગઇ. રથ જોતી જ રહી. રથ દેખાતો બંધ થયો; તેનો અવાજ બંધ થયો; માત્ર તેની ધૂળ જ રહી. આમ્રપાલી હવે ધૂળ જોવા લાગી. જયારે એ પણ બંધ થઈ ત્યારે તે અત્યંત

શોકથી પાછી ફરી. સામે વૈશાલીનાં મંદિરો પ્રકાશી રહ્યાં હતાં. કાનની બુટ પાસે આંગળી મુકી તે મંદિરો તરફ જોઈ રહી; 'મને કોણ વધારે વહાલું છે? વૈશાલી કે કુમાર?'

અત્યંત બળથી દાબેલી ઉગ્ર વેદના તેના ચહેરા પર ફરી ફરી દેખાવા લાગી. દઢ નિશ્ચય પ્રેમના તાપમાં ઓગળી ગયો.

તે ગાંડીની માફક એકદમ રથને રસ્તે દોડી. પક્ષીઓ બોલી રહ્યાં હતાં, સુરજનાં કિરણો ફુટતાં હતાં ને ઉષાએ આવીને રજનીની ચાદર સંતાડી દીધી હતી. 'હાય! હાય! અત્યારે એ પુછતો હશે, મારી બા ક્યાં છે? મારી મા ક્યાં છે? ઓ! મારા પુત્ર!'

જંગલમાં ઘાસ પર પડી પડી તે ખૂબ રડી. આર્ત સ્વરના રુદનથી જંગલને ગજાવી રહી. અંતે આંસુ પણ ખુટયાં. તે નિરુપાયે ધીમે પગલે પાછી ફરી. વૈશાલીના સુવર્ણ કળશો, રૂપેરી કળશો ને ત્રાંબાના કળશો દેખાવા લાગ્યા. કુમાર વિનાનું પોતાનું જંગલ જેવું મંદિર તેની નજરે ચડયું. વેદનાના જુસ્સામાં તે ધબ દઇને નીચે બેસી ગઈ.

'વૈશાલી! ઓ વૈશાલી! તને મેં મારૂં સ્રીત્વ આપ્યું, માતૃત્વ આપ્યું; હવે શું જોઇએ છે?—બોલ, શું આપું?'

ચારે તરફથી જાણે જંગલ બોલતું હોય તેમ લાગ્યું; 'તારો પ્રાણ!'

# હૃદયપલટો

હિમાલયે અનેક બચ્ચાંને પોતાની આંગળીએ વળગાડયાં છે. બધાં જ બચ્ચાં સુંદર રસભર્યાં લાગે છે. જાબલી નામે એક પહાડી ગામ હિમાલયની તળેટીના ડુંગરાઓમાં છે. મેળામાં જતાં કોઇ નાનાં બચ્ચાંની માફક વિવિધ શણગાર ધરીને તે ઊભું છે. ઝેરીલી નાગણની માફક અનેક વળાંક લઇને ફરતી–કાલકા સીમલા વેલવેની લાઇન એની ઉપરના ડુંગરાઓમાંથી ચાલી જાય છે. જાબલીની એક તરફ રમણીય ઝરાઓ અખંડ વહન કર્યા કરે છે. બીજી તરફ જલધિજલના તરંગ જેવા અનેક ડુંગરાઓ પર ' કેલુ ' અને 'બરાસ'નાં સુંદર રાતાં ફુલોવાળાં વૃક્ષો 'કૈંથ', 'ચોળા' ને 'કભોર'* ની વચ્ચે-વચ્ચે ડોકિયાં કરે છે. ગગનસ્પર્શી દેવદારનાં વૃક્ષોથી એક તરફની ખીણ ભરાઇ ગઇ છે, તો બીજી તરફ 'મજનું' પોતાની લાંબીલાંબી ડાળીઓ છેક જમીન સુધી લંબાવીને ધરતીને ચુંબન કરતાંકરતાં હારની હારમાં નદીને કાંઠે ઊભાં છે. ભારે ઘાટી છાયાવાળાં ' મોરૂ ' નામે વૃક્ષોથી વચ્ચેવચ્ચે આવેલાં મેદાનોના કકડા છવાઇ ગયા છે. અહીં પહાડી લોકો ડુંગરે

* આ બધાં પહાડી ઝાડો નામ છે.

ડુંગરે પોતાનાં પહાડી ગીતો ગાતા ફર્યા કરે છે. તળેટીમાં મધુર અવાજો થાય છે; પહાડોમાંથી ગંભીર પડઘા આવે છે; પગદંડીએ પગદંડીએ બંસીના ઘેરા સૂર ફુટે છે.

હજી તો વૈશાખના ધૂમ તાપથી દિલ્હીઆગ્રાનાં લોક પોતાનાં ઘરમાં શેકાતા હશે, ત્યાં તો અહીં જાખલીના ડુંગરાઓ પર વાદળાંના છવાઇ ગયાં. વાદળાંના ગોટેગોટા વનરાજિ વચ્ચે ફરવા લાગ્યા, ને મુળે સુંદર હતું તે દસ્ય આજે અત્યંત સુંદર બની ગયું. ધીમોધીમો વરસાદ પડવો શરૂ થયો હતો; પોતાના ઘાસના ભારા લઇલઇને પહાડી સ્રીઓ ઝપાટાબંધ ઘર તરફ વળી રહી હતી; વાદળાં ઘેરાતાં હતાં, સાંજ નમતી હતી, ગાયો પાછી વળી ગઈ હતી ને બંસીવાળા અનેક પહાડીઓ બંસી હાથમાં રાખી લઇ સાવચેતીથી પણ ઝડપથી પગદંડી ઉતરતા હતા.

સીમ બધી ઘર તરફ ચાલી રહી હતી, છતાં સૌથી ઉંચેના ડુંગરા પર એક સ્રી પોતાના ભારાને અઢેલીને નીરાંતે બેઠી હતી, વરસાદની દરકાર ન હોય ને ઘેર જવાની ઉતાવળ ન હોય તેમ, ભારા પર કોણી ટેકવીને તે આડી પડી હતી અને પોતાની હથેળી પર માથું રાખ્યું હતું. એક પગ લાંબો કરી, બીજા પગને સાથળ નીચે દાબી તે તદ્દન બેદરકારીભરી રીતે સામેના અનેક ડુંગરાઓ પર આંખ ફેરવી રહી હતી, અને વચ્ચે-વચ્ચે જરાક જેટલો અવાજ આવતાં ઉપરની પગદંડી પર નજર કરી લેતી હતી. તે કોઇની રાહ જોઇ રહી હતી. જેની રાહ જોતી હતી તે હજી આવેલ નથી એમ જોઇને તેણે નીરાંતે શરીરને જરા વધારે લંબાવ્યું. તેના માથા પર ને ગાલ પર, હાથ પર ને પગ પર વરસાદની ઝીણી છાંટ પડવા લાગી. વરસાદને જાણે હાથથી ધકેલી કાઢતી હોય તેમ તેણે પોતાનો

હાથ લાંબો કરીને હવામાં ચારે તરફ ફેરવ્યો.

'અંહ, દૂર થાઓ. બારે મેઘ તુટે કે વિજળીના કડાકા થાય, પણ આજે તો એને મળીને જ જવું છે.'

કુદરત એના હૃદયને પારખી ગઈ હોય તેમ ફરવા લાગી. આકાશમાં વાદળાં છુટાં પડતાં હતાં અને ડુંગરા પરથી અનેક વાદળાંઓ ઉંચે ચડતાં હતાં. સ્પર્શ કરવા માટે કે જોવા માટે એક વાદળું આ જુવાન બેદરકાર અભિમાની સ્રીને પણ વીંટાઈ વળ્યું હતું. તે વખતે ઉપરની પગદંડી પર પગરવ થયો, જરાક ધીરો બંસીનો અવાજ પણ સંભળાયો, અને 'કુંતી! રાજીબાજી બી તુસે?'* એમ બોલતો એક જુવાન નીચે ઉતરવા લાગ્યો.

આવનાર જુવાનનો ચહેરો રૂપાળો, રસભર્યો, અને મોહક હતો. બહુ લાંબુ નહિ તેમ અત્યંત ટુંકુ નહિ એવું સીધું કસાએલું પાતળુંશરીર, સાદી સુરવાલ, કોટ ને સાફામાં વધારે રૂપાળું લાગતું હતું. એક 'હિલ સ્ટિક' નો આધાર લઈને તે ચાલતો હતો.

આવીને તરત તે નીચે બેસી ગયો. કોઇ શહેનશાહબાનુ જરાક આંખ ફેરવે તેમ આંખ ફેરવીને કુંતી હોઠે આવેલું સ્મિત દબાવી ગઈ; પણ તેનાથી બોલાઈ તો ગયું, 'રાજી તુસે? બીરપાલ!'

બીરપાલ કુંતીની પાસે વધારે હળતો આવ્યો. કાળા પરમેટાની તંગ ઉરેબ સુરવાલવાળો પગ કુંતીએ થોડો સમાર્યો; તેના પગમાં પડેલી 'પંજેબ' જરાક મધુર અવાજ કરીને છાની થઇ ગઇ; મદભર્યાં તેનાં નેણ બીરપાલ તરફ ફર્યાં.

'ધતની દેરી કેઉં હો ગઈ?'

* તું રાજી છો?—હું મનમાં છો? તુસે=તું. (પહાડી બોલી)

પોતાની હિલ સ્ટિક ઘાસના ભારાને અઢેલીને મુકી દઈ બીરપાલ જરી વધારે પાસે સર્યો. તેણે ધીમેથી, હેતથી, માનથી કુંતીનો હાથ હાથમાં લીધો.

'કુંતી! આજ જરા દેરી હો ગઇ.'

બીરપાલ એટલા વિનયથી બોલ્યો કે કુંતી હસી પડી. કુંતીએ આછા મલમલનું ફુલગુલાબી પહેરણ પહેર્યું હતું, અને તેના પર ગાઢા વાદળી રંગનો ખુલ્લા મોંનો મખમલનો તંગ કબજો હતો. કસીકસીને પહેરેલો કબજો તેના યૌવનને કૈં ઓર પલટો આપી રહ્યો હતો. ધોળાં બટનની હાર આછા આસમાની રંગની ઓઢણીમાંથી સ્પષ્ટ દેખાતી હતી. કુંતી વધારે ને વધારે હસતી ગઈ. તેના બાલ પર ચોંટેલાં થોડાંક વરસાદનાં બિંદુ મોતીની સેર જેવાં લાગતાં હતાં. તેમને ખંખેરી નાખવામાં બીરપાલ ગુંથાયો.

વાદળનાં ગોટેગોટમાં બંનેજણ ફરી છુપાઇ ગયાં. છેટેછેટે જાબલીનાં ઘરનાં છાપરાં પર ઉગેલું ઘાસ દેખાતું–ન દેખાતું હતું.

'તું સીમલા ક્યારે જાય છે, બીરપાલ?'

'હવે બે અઠવાડિયાં પછી.' બીરપાલે કુંતીના બાલની એક લટ સમારતાં ઉત્તર આપ્યો. તેણે પોતાના ખીસામાંથી સીગારેટ કાઢીને કુંતીને આપી. એક પોતે સળગાવી. સીગારેટના ધુમાડાના ગોટા વાદળાં સાથે મળી જવા લાગ્યા.

'મને સાથે તેડી જશે?—કે હું પછી આવું?'

'જેમ તારી મરજી.'

કુંતી ઘડીક વિચારમાં પડી ગઈ. તેની સામે ખીલેલાં કેસુ અને બરાસનાં રાતાં ફુલ તેને મદ અને છરકનો પ્યાલો પાઈ રહ્યાં હતાં.

તે સડાપ બેઠી થઇ ગઇ. તેનું ભુલાક જરાક ધ્રૂજ્યું. તેણે બીરપાલ સામે તીરછી આંખે જોયું.

'બીરપાલ! તું મને છેવટની ઘડી સુધી નિભાવી શકીશ કે?'

'સુરજ અને ચંદ્રની સાક્ષીએ.'

'અને મારો મિજાજ?'

'પ્રેમથી જાળવીશ.'

કુંતીએ તેને ફરી ધ્રૂજાવ્યો, 'મારા જેવી ઓરત તેં કદી નહિ જોઇ હોય હો! તું આગને અડી શકીશ?'

બીરપાલે કુંતીના માથાને હાથમાં લઇ તેને પોતાના ખોળામાં સુવાડી દીધું. એક હાથે ભુલાક સમારી તેના હોઠ પર હાથ ફેરવ્યા. 'કુંતી! તું આટલી તીખી કેમ છે? હું તને સુરજ અને ચંદ્રની સાક્ષીએ પાળીશ.' અને બીરપાલે પોતાનું મોં નીચું નમાવ્યું.

પણ કુંતીએ બે હાથથી પોતાનું મોં ઢાંકી દીધું હતું.

તે દિવસે છેક મોડેથી એક તુટેલ જર્જરિત ઝુંપડામાં પોતાના ભારા સહિત કુંતીએ પ્રવેશ કર્યો.

પહાડી લોકો મૂળે ગરીબ તો હોય છે જ; પણ કુંતીનો પતિ તીલકુ વધારે ગરીબ હતો. હાડકાંના માળખા જેવા બે પહાડી નાના બળદ લઇ તે સવારમાં પોતાના ખેતરમાં જતો. એના ખેતરને કાંઠેકાંઠે એકબે સુંદર ઝરા વહેતા હતા અને એનાં પાણી ધોરિયા મારફત ખેતરમાં વાળી લીધાં હતાં. પોતાના ખેતરમાં ડાંગર અને ઘઉં પકાવીને તીલકુ ગુજરાન ચલાવતો. ક્વચિત ધરમપુર, સોલન કે સીમલા સુધી મજુરીએ ચાલ્યો

જતો. અને ઉનાળાના દિવસોમાં જ્યારે સીમલા ભરાઇ જતું ત્યારે ત્યાં જઇને તે નોકરી કરી આવતો. પણ એટલું છતાં, હજી એના ઘર પર પતરાંને બદલે ઘાસનું છાપરૂં હતું, અને એના પર રાતી માટી પાથરી ઉપર છો જેવું કરી દીધું હતું. છો ઉપર કેટલાક સુંદર ફુલછોડ તીલકુએ વાવ્યા હતા અને કુંતીએ ઘરની ગાર ઉપર ગેરૂનાં ચિત્રો કાઢયાં હતાં. છતાં, આખા જાગલીમાં એ ઘર સૌથી ગરીબ હતું.

તીલકુ એક વખત સીમલા તરફ ગએલો ત્યારે ત્યાંની આસપાસથી કુંતીને પરણી લાવ્યો હતો. એના જેવા ઠંડી પ્રકૃતિના માણસે આ ભારે ભૂલ કરી હતી. દીલ્હી, આગ્રા, પતિયાલા, નાભા, ફરીદકોટ વગેરે સ્થળોના જમીનદાર અને રાજામહારાજાઓના નોકરો સાથે કુંતી ઉછરી હતી. તેણે સારૂં જીવન અને દુઃખના દિવસ જોયા નહોતા. તેણે પુરુષોને પોતાની આસપાસ નાચતા ને નમતા જોયા હતા. તે પહાડની છતાં અનેક રીતે પહાડી મટી ગઇ હતી. તેણે ધોળાં ઘાસ કે 'કમરેઠી' ના* ભારા લઇને બબ્બે હજાર ફુટની ઉંચાઇએથી પાણીના ધોધની માફક પગદંડીએ ઉતરવાની મઝા ભોગવી ન હતી. મોટો લાંબો ઝબ્બો પહેરેલી અંગ્રેજ લોકની આયાઓની સાથેસાથે એ પણ ફર્યા કરતી. તેનો બાપ નોકર હતો, મા પણ કોઇ સાહેબને ત્યાં આયા તરીકે હતી, અને પોતાના મૂળ પહાડી સ્વભાવને તો હવે તેઓએ લગભગ વિસારી દીધો હતો. કુંતીનો વિવાહ તીલકુ સાથે થયા પછી થોડે વખતે તેનાં માતપિતા મૃત્યુ પામ્યાં અને તે જાગલીમાં આવી તીલકુ સાથે જ રહેવા લાગી.

*એ પણ એક જાતનું ઘાસ છે.

પણ તેણે પહાડી ગુણ ખોયો હતો. ડુંગરાઓ મઝા આપે એવું કસરતબાજ શરીર કે પ્રકૃતિ તેણે ગુમાવ્યાં હતાં. તેણે તો સીમલામાં ખૂબ સીગારેટ ફૂંકી હતી; અનેકને હસાવી ફોસલાવીને 'અમૃતી' કે બંગાળી 'સંદેશ' ઉડાવ્યાં હતાં; અને કોઈકોઈ બાજુના 'દિલની આગ'ને જરા ઠંડી કરવા મચ્છીનું શાક પણ ઉડાવી આવતી. આવી કુંતીને જાખલીમાં તીલકુના સાદા ઘરમાં અને પાછું તીલકુ જેવા સાદા માણસ સાથે જીવન ગાળવું આકરૂં થઇ પડયું. સવારે ઉઠવું ને મુડદાલ જેવા બળદ હાંકી ડાંગરના ખેતરમાં જવું; પાસેના ઝરામાંથી પાણી લાવવું, આલુનું શાક કરવું ને રોટલા ઘડવા; વખતે ઘાસના ભારા લેવા ડુંગરાઓની પગદંડીએ ચડવું;—આ જીવન કુંતીને ફાવ્યું નહિ. એને તો સીમલા રંગેરંગમાં રમી રહ્યું હતું. 'ડાબી બાંય' 'ડાબી બાંય' કરતી દોડતી રિક્ષાઓ, બૅંડ વાજાં ને યુરોપિયનના નાચ રૉફબંધ ચાલતા લાટસાહેબો ને મેમસાહેબો, પોતાની આસપાસ ગુંજારવ કરતા અનેક પુરુષો, આવુંઆવું એના જીવનનાં સંસ્મરણોમાં ભર્યું હતું. હવે એને આ ઘર પોસાય તેમ હતું નહિ, છતાં તેણે સુખેદુઃખે સાત આઠ વર્ષ તો કાઢયાં. તે દરમિયાન તેને એક પુત્ર થયો. આજે તે પણ લગભગ સાત વર્ષનો હતો. કુંતીનો મદભર્યો અત્યંત રમણીય ચહેરો આ છોકરાને વારસામાં મળ્યો હતો. રાજવંશી ગૌરવ, અકારણ અને અસ્થાને, આ ગામડિયાના છોકરામાં પ્રગટ થયું. પોતાની માને માટે મરી પડે એટલો બધો પ્યાર પણ એનામાં આવ્યો. એની મા ભારો લઇને પગદંડીઓથી ઉતરતી હોય ત્યારે છોકરો એકીટશે પણ ચિંતાભરેલા નેત્રે એને કલાકોના કલાક આગળથી નિહાળતો ઉભો રહેતો. પણ

જેટલી પ્રીતિ છોકરાને હતી તેટલી જ બેદરકારી માને હતી. કુંતીનો વિલાસી, અભિમાની, તીખો સ્વભાવ તીલકુની ગરીબીથી વધારે તીખો બન્યો હતો. તે તીલકુને ઘણી વખત ધમકાવતી; છોકરાને પણ ઝાપટી કાઢતી. બંનેને રડતા મુકી પોતે નીરાંતે સીગારેટ ફુંક્યા કરતી !

પણ એનો છોકરો દોલત માયાભર્યો હતો. તે આવીને છેવટે માને વળગી પડતો અને એના હાથ પર, પગ પર, ગાલ પર, બાલ પર, ચુંબનનો વરસાદ વરસાવી મુકતો. પોતાની વહાલસોઈ રીત પ્રમાણે વારંવાર પૂછ્યા કરતો, 'બોલની મા, તું કેમ નથી બોલતી?'

અને કુંતી હસીને તેને તેડી લેતી. એ વખતે કુંતી તો અકસ્માત જ બોલતી; પણ સાચા વહાલમાં માણસથી ક્યારેક ભવિષ્યવાણી બોલાઈ જાય છે. 'બેટા ! તું મને ઉગારશે—તારશે એમ લાગે છે.' અને સજળ નેને માદીકરો એક-બીજાની હૂંફમાં ઘણાઘણા ક્લેશના પ્રસંગો ભૂલી જતાં.

પરંતુ કાલકા—સીમલા રેલવે દિવસમાં બેચાર વખત નીક-ળતી, ત્યારે તેની સીસોટી વાગતાં કુંતીનું મન સીમલામાં જઈ બેસતું. રૂપાળાં લુગડાં, નાજુક ઘરેણાં, ચોખ્ખા હાથપગ ને રૂપરૂપના અંબારને વખાણનારા—પૂજનારા—એની પાસે નાચ-નારા અનેક પુરુષો;—આ બધું કુંતીથી ક્યારે યે ભૂલાતું નહિ. ખરી રીતે તો તે એ જ જીવન જીવતી, અને હાલનું એનું જીવન ઉપરટપકાનો વ્યાપાર જ હતો. છેલ્લા વર્ષમાં તો તીલકુ પણ ભયંકર ઘસારો ખમી રહ્યો હતો. મજબુત પહાડી શરીર ઘસાતું હતું. તે મુશ્કેલીથી જેમતેમ ચલાવતો હતો; પણ હવે તેનું શરીર ટકે તેમ હતું નહિ. દોલત આ બધું ચિંતાથી જોતા

કરતો, ને ન ખમાય ત્યારે કોઇ ઝાડ નીચે રોઇ, ઝરણામાં આંખો ધોઇ, પાછો આવીને બાપની પથારી પાસે બેસી જતો.

પહાડી સ્ત્રીઓ સાધારણરીતે રૂપાળી હોય છે, પણ તેમનાં શરીર ટુંકાં હોવાથી તેઓના રૂપમાં એક જાતની ખામી રહી જાય છે. કુંતીનાં માબાપ પહાડી હતાં, પણ તેમનો પહાડનો વાસ મેદાન જેવો જ હતો. છેક હિમાલયના કાંઠા પર તળેટીમાં તેઓ રહેતાં, ને પાછળથી સીમલા આવી રહેલાં; એટલે કુંતીનું શરીર અત્યંત ઘાટીલું 'ગોરાંદે' જેવું હતું. એના રૂપમાં તેજ, તીખાશ ને મદ ભર્યાં હતાં. આંખ ફેરવે ત્યાં પુરુષ ધ્રૂજી ઉઠે, અને ફેરવેલી આંખ એવી રૂપાળી લાગે કે તે છેવટ નમતો—ભજતો કુંતીના બાલ સમારવા બેસી જાય કે પંજેબને વારંવાર પગમાં ફેરવવા લાગે !

કુંતીના આ તેજના ચમત્કારથી પુરુષો—કેટલીક વખત તો 'મોટા' કહેવાતા માણસો પણ—તેના પગમાં ને પગમાં પડ્યા રહેવા લાગ્યા. એની સ્થિતિ પ્રમાણે એ વૈભવની છોળ વચ્ચે રહેતી. 'પડધાવાલે ચાદર'ના સોનેરી ને રૂપેરી ભરત ભરેલ મખમલના કબજાના ને અનેકરંગી ઓઢણીઓના એની પાસે વગરમાગ્યે ઢગ થઇ જતા. પછી એ જાબલીમાં ગઇ, પણ આગલા જીવનનાં સંસ્મરણોમાં જ એ જીવવા લાગી. એને પતિની પરવા ન હતી. ખરી રીતે તો દોલત એને ભારરૂપ હતો. તેણે જીવનના એવાએવા રસાસ્વાદ લીધા હતા કે સુખી ગૃહિણી કે મમતાળુ માતા થવાની શક્તિ તેણે ગુમાવી હતી. વિલાસી વૈભવશાળી ને સત્તાપ્રિય અભિમાની સ્ત્રી તરીકે જ તેનું જીવન બરાબર ગુજર્યું હતું.

એવામાં એને બીરપાલ મળ્યો. મૂળ તો એ પણ પહાડી

હતો; પણ પોતાના અનેક ભાઇઓ પર રૌફ બજાવી શકે એવો 'યુનિફોર્મ' તેણે મેળવ્યો હતો. ધીમેધીમે એની લાલ પાઘડીમાંથી સોનેરી કલગી ફુટી, એ જમાદાર બન્યો અને હવે એ સત્તાધીશની ઢબથી, ઘણી વખત પોતાના હોલ-બુટમાં નેતરની સોટી પછાડતો, આમતેમ ફરતો દેખાવા લાગ્યો. જાખલીની આસપાસ એનું રહેઠાણ હતું, એટલે એ રજા પર આવતો ત્યારે જાબલીના ડુંગરાઓમાં આ બંને ઘણી વખત મળતાં. એ પરિચયે પ્રીતિનું સ્વરૂપ લીધું. કુંતીએ પોતાના કંગાલ ઘરને છોડી તેની સાથે જવાનું કબૂલ્યું, અને બીરપાલના સીમલા ગયા પછી એક અઠવાડિયે તે ઘર છોડી ચાલી નીકળી. જાબલીનાં ગરીબ સાદાં ઘરો પાછળ રાખી તે સીમલા તરફ આકર્ષાઇ.

જે દિવસે કુંતી ઘર છોડવાની હતી તે દિવસ તેણે હમેશ કરતાં વહેલી રસોઇ કરી લીધી હતી. મુંગા બળદ, અરધું બોલે તેવાં ઝાડ, કે જડ પથ્થર, કોઇનું આ ફેરફાર તરફ લક્ષ હતું નહિ. માત્ર એક દોલત જોઇ રહ્યો હતો કે મા ઝપાટા-બંધ કામ ફેંકે છે. તે દિવસે તો તેણે જાડો બાજરાનો રોટલો ને આલુનું શાક દોલતને બોલાવીને હેતથી પીરસ્યાં.

આ છોકરો પ્રેમમૂર્તિ જેવો હતો. આજે માને આટલું કરતી જોઇને તેની આંખમાં આંસુ આવ્યાં. કુંતીએ તે જોયાં. તેનું મન પણ ડગ્યું. પણ બીજી ક્ષણે પ્રેમનો નશો ને મદનું ઘેન વ્યાપી ગયાં. રૂપાળા સુગંધી કેશને અત્તરવાળા હાથથી સમારતો વિલાસની મૂર્તિ જેવો બીરપાલ એની સામે ખડો થઇ ગયો. છોકરાનાં આંસુ હીનાથી રંગેલ પાનીની

કલ્પનામાં ભુંસાઇ ગયાં. ઘડીભર આવેલો પલટો તરત જ વળી ગયો. એક ખુણામાં દુઃખથી રીબાતો તીલકુ પડ્યો હતો. તેના તરફ દૃષ્ટિ કરી કુંતીએ તરત ભ્રમર ચડાવી. હજી તો મા એની એ જ છે એ પ્રત્યાઘાતથી નિરાશ બનેલો દોલત, આલુનું ફોડવું નીચે પડી ગયું હતું એ કુંતી દેખે તે પહેલાં ઉપાડીને ઝડપથી મોંમા મુકી પરાણેપરાણે રોટલો ચાવવા લાગ્યો.

તે રાતે કુંતી ઉપડી ગઈ. સવારે પાંચ વાગે જ્યારે પ્રકાશ પડવા લાગ્યો ત્યારે તીલકુ પોતાના નબળા બળદ છોડી ખેતર ભણી રવાના થયો. કુંતીને બોલાવવાની તો હિંમત ચાલી નહિ, પણ દોલતને બોલાવ્યો. છોકરે, બાપનું નબળું શરીર જોતાં, તેણે જે કહ્યું તે સાંભળ્યું, અને પછી પાછો પોતાની પથારીમાં થોડીવાર લોટતો પડ્યો.

પણ દોલતના જીવનમાં ગઈ કાલથી એક ભારે ફેરફાર થઇ ગયો હતો. તેણે કેવા પ્યારથી આલુનું શાક પીરસ્યું હતું એ વાત પર ચિંતન કરતાં મા હવે હમેશને માટે બદલાઈ ગઇ કે શું, એના વિચારમાં આજે એને બીચારાને સોનેરી સ્વપ્ના જેવી રાત વીતી હતી. સવારમાં ઉઠીને હસતા મુખની મા જોશે એ વિચારથી તે આનંદી બન્યો હતો. તે ધીમેથી ઉઠ્યો અને જરા પણ અવાજ ન થાય તેમ માની પથારીમાં એને સુતેલી નિહાળવા ગયો. અંગુઠા પર ને અંગુઠા પર સાવચેતીથી માની પથારી સુધી ગયો, માથું છેક નીચે નમાવ્યું. શ્વાસ રૂંધ્યો, છીંક આવવાની થઇ તેને બગાસામાં ફેરવી નાખી અને આંખો ખોલીને પથારીમાં જોયું. પથારીમાં બકરાના વાળનો ખરબચડો ધાબળો પડ્યો હતો અને મા ત્યાં હતી નહિ!

દોલતે વિચાર્યું કે કદાચ વહેલી ઉઠીને મારે માટે આલુનું

શાક તૈયાર કરતી હશે. પણ તેની સામે જ ગાત્ર ઠંડા કરે તેવા ટાઢો ચુલો કે પ્રકાશ વિના એમ ને એમ સુતો હતો. હવે ? બાળક તો પરમ આશાવાદી હોય છે. તેણે વિચાર્યું કે મા પાણી ભરવા ગઇ હશે. તે બહાર નીકળ્યો. એક શેવાળ-વાળો ઘડો ને એક જુનું માટલું, પોતાના ઘરનાં એ બંને વાસણો એમ ને એમ બહાર પડયાં હતાં. એ નિરાશામાંથી પણ છેવટનો આશાનો અંકુર ફુટયો. ચોક્કસ મા ધોવા ગઇ છે. 'કેવી !' તે મનમાં ને મનમાં મલકાયોઃ 'હું ભેગો જાઉં છું માટે આજે વહેલી ચાલી ગઇ. હવે તો એ આવે ત્યારે ભેગો ન તેડી જવા માટે વહેલું વહેલું આલુનું ઉનું શાક કરાવું—અને આ વિચાર આવતાં દોલત મનમાં મોટેથી હસી પડયો, ને આ દંડ ભારે થશે એવા રમુજી વિચાર કરતો કરતો ફરીને તે તો પોતાની પથારીમાં જઇ પડયો. માએ કાલે જરા માયા બતાવી હતી તે પરથી તો છોકરાએ આજ પોતાના લાડની આખી વિચારમાળા મનમાં ગોઠવી દીધી હતી. પણ સવારે ઉઠીને તે મજનુના ઝાડ નીચે ઝરા કાંઠે ઉભોઉભો રોશે ને પાણીની ઝાલકથી ધોવાતાં આંસુ ફરીફરી ઉભરાશે, એ વાતનો એના બાળક દિલને ખ્યાલ પણ ન હતો.

*

આ બનાવ પછી સાત લાંબા વર્ષ વહી ગયાં અને તે દરમ્યાન તો જામલીમાં પણ શું શું બની ગયું ? એક ઘર પડી ગયું. એક કુટુંબ શહેરમાં ભાગી ગયું. તીલકુની માશીની દીકરી પણ કુંતીની પેઠે જ નાસી ગઇ. અને તીલકુ પોતે મરણ પામ્યો. પોતે જેવો ઠંડો હતો તેવીજ ઠંડી પ્રકૃતિથી તેણે દોલતને મરતાંમરતાં આશ્વાસન આપ્યું હતું કે 'હશે, બેટા !

આપણો લેણાદેણીનો એવો સંબંધ. હવે આ ઘર સાચવજે ને હમણાં ઢોલાકાકા સાથે કામ કરતો જજે.'

કુંતીની ધાક વૃદ્ધ માણસને છેક મૃત્યુ સુધી રહી હતી. તેણે દોલતને કહ્યું હતું કે 'જોજે બેટા! વળી તારી માને કે'તો નહિ કે હું ધખ્યો છું; નહિતર વળી એ ખીજશે. એમ કહેજે કે હશે. માણસનો દેહ છે તે ભૂલ થાય.'

બીચારો તીલકુ એ રીતે મરણ પામ્યો. દોલત તે દિવસે પણ એના પેલા પ્યારા મજનુ વૃક્ષની નીચે જઈને રોયો. સામેની પગદંડી પરથી એની મા ઘાસનો ભારો લઈને આવતી ને પોતે અહીં ઉભો નિહાળતો, એ એને સાંભરી આવ્યું. એની માનું ગોરૂંગોરૂં મોં એને ફરી સાંભર્યું. એને સાંભર્યો માનો ખોળો ને માથા પર ફરતો હાથ. આજે વગડામાં ને એકાંતમાં એ ખૂબ રોયો. ઘણાએ કુંતીના રૂપને જોયું હશે, પણ કોઈએ એને ઈશ્વર જેવું પવિત્ર નહિ માન્યું હોય. આજે નફ્ફટ વેશ્યા જેવી પોતાની માના પવિત્ર રૂપને સંભારીસંભારીને આ છોકરો ફરીફરી રડ્યો. ખરે! જ્યાંજ્યાં પ્રેમની સાચી સગાઈ હોય છે ત્યાંત્યાં ઈશ્વર પોતે હાજરાહજુર દેખાય છે.

દોલત પોતાની માનું, આજે એ જ વખતે થએલું મહાપતન દેખતો હશે કે નહિ તે કહેવું અશક્ય છે; પણ અકસ્માત બે બનાવ સાથે બનતા હતા. જે વખતે દોલત માને સંભારીને રડતો હતો તે વખતે ઝેરીલી નાગણની માફક છંછેડાએલી કુંતીએ બીરપાલને પણ છોડ્યો હતો. આ તેજીલા સ્વભાવને બીરપાલ પણ જાળવી શક્યો નહિ, અને પુરુષ પ્રત્યેના ધિક્કારમાં કુંતીએ પ્રતિજ્ઞા લીધી કે હવેથી મારે કોઈ પુરુષ ધારવો જ નથી. પુરુષને કુતરાની માફક નચાવવાની મઝા જ લેવી છે.

અને એ મઝા લેવા તરફ તે વળી ગઇ.

ઘણી વખત મોજશોખ નબળાઇનું નહિ પણ થાકનું પરિણામ હોય છે. બાપના મૃત્યુ પછી થોડે વખતે દોલત પોતાનાં ઘરબાર છોડી, ખેતર બળદ વગેરે ઢોલાકાકાની સંભાળમાં મુકી, સીમલા આવ્યો હતો. વાંસો ફાટી જાય તેવાં તોતીંગ લાકડાં જંગલમાંથી લઇ તે છેક સાંજે પાંચ વાગ્યે પાછો વળતો, કે વખતે થાકથી લાકડાંને રસ્તામાં છોડી ભુખ્યોભુખ્યો ઘેર આવતો, ને બીજે દિવસે સવારે તે લેવા જતો. સવારના અગિયાર થયા હોય કે સાંજના પાંચ વાગ્યા હોય, ને હાથમાં રૅકેટ લઈ ઇંગ્લિશ યુગલ ચાલ્યાં જતાં હોય ત્યારે એ બીચારો, કલાક અરધો કલાક, છસાત મણનો ભાર લઈ રસ્તા પર ઉભો રહેતો! ને ભોગજોગે કોઈ સોલ્જર ફરતો નીકળે તો એનો જ પહાડી ભાઈ જે સિપાઈ હોય, તે દોલતને કોઈ લાંબે રસ્તે જવા હુકમ કાઢે! એ લાંબો રસ્તો એટલે બબ્બે હજાર ફીટ ચડવા ઉતરવાની અથાગ મહેનત. છેક સાંજે ઘેર જાય, લોટ લાવે, રોટલો કરે અને પછી ડરતો ડરતો જરાક વિજળીના દીવા જોવા નીકળે! એનું શરીર પણ છેક મડદાલ જેવું બની ગયું, ચહેરો લેવાઈ ગયો ને અથાગ શ્રમથી શરીર ઘસાવા લાગ્યું. એણે સીમલાના ખુણેખુણા ખોળ્યા, આયાઓનાં જુથ જોયાં, અંગ્રેજનાં ગુલાબી છોકરાં આંખે ધરાઇધરાઇને જોતો ફર્યો, પણ ક્યાં ય એની ગોરાંદે જેવી માનો પત્તો મળ્યો નહિ. મોટી બજાર પરથી ઘણી વખત સામેના ડુંગરા પર વાદળાં બેસે તે એ જોઈ રહેતો. પગદંડીઓનો તો તેણે પોતાના મગજમાં નકશો કાઢ્યો હતો; પણ જાબલીની જે પગદંડીથી મા આવતી એવી એક પણ પગદંડી

મળી નહિ. અઢાર વર્ષનો જુવાન છતાં આઠ વર્ષના બાળકની માફક એ માનું નામ જ સંભાર્યા કરતો. જમાના પહેલાંની રોમન સ્ત્રીના જેવા ગૌરવથી નીકળતી અંગ્રેજ લલનાઓ સામે આ બીચારો બાબામંડળ જેવો પહાડી જોઇ રહેતો. રજપુતાણી જેવી શીખ સ્ત્રીઓ એમનાં ભાતભાતનાં લુગડાં પહેરી નીકળતી, પણ એ કોઇમાં એને પેલો ચહેરો મળ્યો નહિ.

આજે દોલત સવારમાં ઉઠીને પોતાને માટે લાકડાં લાવ્યો ને આઠ પહેલાં તો પાણી સારવા પહોંચી ગયો. છેક સાંજે ઘેર વળ્યો ત્યારે મોટી બજારના રસ્તા પર સાહેબલોકને ચાલતા જોઇ આ પહાડીને સીપાઇએ કાઢી મુકયો, ને તે ફરીફરીને ઘેર પહોંચ્યો ત્યારે એનું મગજ તદ્દન શૂન્ય બની ગયું. એના પેટમાં લાહ્ય બળતી હતી, શરીર તપતું હતું અને આરામ માટે-જરાક ચેન માટે-એનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો. અને પૈસાથી વેચાતો મળે તેવો મોજશોખ ક્યાં હોય ? જરાક આરામ માટે તલપતું મન સ્ત્રીઓ તરફ ચોંટયું. તેણે અચાનક પોતાનો પગ વેશ્યાવાડા તરફ ઉપાડયો, અને ધ્રૂજતોધ્રૂજતો તે ત્યાં પહોંચ્યો.

ત્યાં માણસોની ઠઠ જામી હતી. કેટલાક ફરતા હતા, કોઇક કામનો ઢોંગ કરી ઉભા હતા. જુવાન અને પાપ વિનાનાં માણસો અથાગ શ્રમથી ધક્કેલાઇને જ્યાં શાંતિ ન હતી ત્યાં શાંતિ શોધતાં હતાં.

દોલતની નજર પડી ત્યાં, સામેના ખંડમાં એક લાવણ્ય ઝરતી સ્ત્રી બેઠીબેઠી સીગારેટ ફૂંકતી હતી. દોલત ત્યાં ગયો; ફરી પાછો ફર્યો. પણ પેલીએ આવા ભીખારીદાસને પ્રોત્સાહન આપ્યું નહિ. દોલત બધી હિંમત ભેગી કરીને અંદર ગયો. એક

તરફ પલંગ હતો ને તેને ઢાંકવા માટે ચારે તરફ પડદા ટીંગાતા હતા. બેચાર છબીઓ સામેની ભીંત પર ચોડી હતી ને એક સગડીમાંથી કોલસાનો ધીમો તાપ ફેલાતો હતો. દોલતને એકદમ હૂંફ આવતી હોય તેમ લાગ્યું. પણ એના મોંમાંથી એકે શબ્દ નીકળ્યો નહિ. આવા પ્રસંગની અનુભવી ચતુર સ્ત્રીએ પહેલ કરી. તેણે ભ્રકૂટી ચડાવી ધિક્કારથી પૂછ્યું, ' તુમ કોન હે ? ઇધર ક્યા કામ હે ? '

દોલત બોલતાં ધ્રૂજ્યો, ' ઇધર મૈં . . . . . ઇધર મેલ સોચો— '

પેલી ઠસ્સાદાર સ્ત્રી હસી પડી. દોલત ભોંઠો પડીને ત્યાં જ ઊભો રહ્યો. તેણે દોલત સામે જોયું ને તિરસ્કાર તથા અભિમાનથી બોલી, ' સુણ્યો ? તુમ કીસીકુ ઢુંઢતે હો ? આદમી સબ કુત્તે જેસે હો ગયે. ' તેણે પાછળથી ઉમેર્યું.

આકાશમાં ઘનઘોર વાદળાં ચડ્યાં હતાં અને વિજળીના ચમકારા થતા હતા. પાસેના કોઈ મંદિરમાંથી બે ઘંટા સંભળાયા અને કોઇ લટાર મારતા મિયાંભાઇ,

કો આસી હુવા હે બેત,
હમારે દિલ જલાનેકુ,
જીગરમેં લગ રહી હે આગ,
ચલો તોરો બુઝાનેકુ.

એમ લાંબે રાગડે ગાતા ચાલ્યા ગયા. દોલત બાઘામંડળ જેવો હતો ત્યાં ને ત્યાં ઊભો રહ્યો.

પાસેના ખંડમાંથી સારંગી અને તબલા સાથે મોહક સ્ત્રીસ્વર સંભળાતો હતોઃ

એક તો મેરી નવજુવાની
ફિર પુરાની ચુડિયાં;

વચ્ચેવચ્ચે ‘ હાં હાં, જીતે રો ’ એવા ઘરડી પુરુષના અવાજ સાથે એની એ ટેક ફરીફરી ગવાતી હતીઃ

‘ ફિર પુરાની ચુડિયાં ’

‘ હાં જી ચુડિયાં . . . જી . . . તે રો. ’

‘ એક તો મેરી નવજુવાની ’

* *

દોલત ધબ લઈને નીચે બેસી ગયો. તે મોટેથી બોલી ઊઠયો. ‘ મૈં ભેંઠ છું. તુમ સજન હૈ સુંદર છો. તુમરો પ્યાર મેકણી બચુંલા ’ *

‘ હમારી પાસ તુમ્હારે લિયે પ્યાર નહિ હૈ. તુમ કિધરકે રહનેવાલે હો, બદશકલ ! ’

ક્યાં પોતે લઘરવઘર ભિખારી અને ક્યાં લાવણ્યઝરતી ઝીકસતારાની સાડીમાં સજ્જ સામે બેઠેલી સુંદરી ! વિરોધ સંભારતાં તેના પગ ઢીલા પડવા લાગ્યા. તેના બદન પર પરસેવો છુટયો. તે ચળકતા દીવાઓ સામે ને સતારા સામે જોઈ રહ્યો. પેલી સ્ત્રીએ તેની સામે જોઈ ફરી ક્રૂર હાસ્ય કર્યું. તેણે પોતાની મોતીની સેર સમારી, તંગ ઊરેબ ચોરણીવાળો પગ લાંબો કર્યો ને પાસેની લાકડી લઈ દોલત ઉપર ફેંકીઃ ‘ સાલે કુત્તે ! કાયકો ઠેર રહા હો ! કોઈ દુસરે કુત્તે ચલે જાયેંગે ! ’

દોલતને ઘા લાગ્યો. તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તે અત્યંત ક્ષીણુ દયાજનક અવાજે બોલ્યો, ‘ મુઝે નહિ માલૂમ મૈં ઇધર કાયકો આયા. મૈં બ્હોત સા થક ગયા હું; મુઝે આરામ . . ’

‘ આરામ ? ઇધિર આરામ નહિ હૈ. ઇધર તો આગ જલ

* મેકણી=મને; બચુંલા=બચાવશો.

રહી હે.'

દોલતે એક નિઃશ્વાસ મુકયો. તેના મનમાંથી એક વિચાર વિજળીને વેગે પસાર થઇ ગયો; બદશકલ ! હા, આ લઘરવઘર, કપડાંને, ક્ષીણુ શરીરને, બદસુરત શિકલને માતા વિના કાણુ ચાહે ? માતા વિના એવો નિર્મળ પ્રેમ કયાં મળે કે જે આ કુરૂપ શરીરને પ્રેમના સ્પર્શથી 'સબન હૈ સુંદર' બનાવી દે ! તેને જાબલી, પેલી પગદંડી, પેલું મજનુનું ઝાડ, ઝરા–ઝરણું અને મીઠુંમીઠું રુદન સાંભર્યાં. પોતાની ફાટેલી ધાબળી ખભા પર નાખી, વાંકી લાકડી લઇ તે બેઠો થયો અને અચાનક તેના મોંમાંથી શબ્દ નીકળી ગયાઃ 'ઇજા ! ઇજા ! ઇજા !'*

અને એ શબ્દ સાંભળાં જ પેલી સ્ત્રી જાણે અનેક વર્ષ પાછી હઠીને કૈંક સંભારતી હોય તેમ દોલતને નિહાળતી ઉભી. તેને કોઇ પરિચિત ચહેરો નજરે પડયો. તે એકદમ નરમ પડી ગઇ.

'તુમ કિધરકે રહનેવાલે ?'

'જાબલીકા.' દોલતે શાંતિથી ઉત્તર આપ્યો.

અત્યંત દુઃખથી પેલી સ્ત્રીએ પોતાના માથાપર હાથ મુકયો.

દોલતે પોતાની લાકડી ખખડાવી પાછા વળવાની તૈયારી કરી. પેલી સ્ત્રી ઉતાવળે બોલી ઉઠી, 'ઠહર, ઠહર, જવાન ! તુમ્હારી જાત કી ?'

'જોતા.'×

'નામ કી ?'

'દોલત !'

'હૈં ! દોલત ?' પેલી સ્ત્રી ફિક્કી પડવા લાગી. તેની અતિ

*માતા × ખેડૂત

મૂલ્યવાન, ગ્રીકસતારાની સાડી જમીન પર રગ્દોળાવા લાગી ને તે દોલતની પાસે આવવા લાગી. 'તબ તો તુ—' તેણે ધ્રૂજતાંધ્રૂજતાં ઉમેર્યું. દોલત તો તદ્દન શૂન્ય દશામાં હોય તેમ ભાન વિના જ બોલતો હતો, 'તુમ મેરા મૌતારી! ઓ મૌતારી . . .'

'દોલત મૈં તુમ્હારી મા કુંતી—'

વાક્ય પૂરું થાય તે પહેલાં કુંતી દોડી. દોલત એની લાકડી પર અઢીંગીને મુડદાની પેઠે ઊભો હતો તે નીચે ઢગલો થઇ પડતો હતો. કુંતીએ દોડીને પડતા દોલતને બચાવી લીધો ને પોતાના ખોળામાં લઇ લીધો. તેની શૂન્ય આંખ કુંતી સામે ટગરટગર જોયા કરતી હતી. તેણે થાકથી, નિરાશાથી, પ્રત્યાઘાત સહન ન થવાથી પોતાનું માથું કુંતીના ખોળામાં નાખી દીધું. કુંતી આજે જીંદગીમાં પહેલવહેલી આ શૂન્ય આંખો જોઇને રડી. તેને નાનો દોલત અને તેનો પ્રેમ સાંભરી આવ્યાં. પગદંડી ઉપર નજર રાખીને કલાકના કલાક તે મજનુના ઝાડ નીચે શોભતો એ યાદ આવ્યું. એ અકારણ, માત્ર તેને જોઈને જ આનંદ પામતો તેની સ્મૃતિ ચડી. તેની આંખમાંથી દડદડ આંસુ ચાલી નીકળ્યાં. જીવનનું બધું ઝેર એક ઘડીમાં ઓસરી ગયું.

'દોલત! બેટા! મૈ તોરી માતા કુંતી . . .' આંસુથી બીજા શબ્દો ઢંકાઇ જતા હતા, 'મૈં તોરી માતા કુંતી . . . વેશ્યા જેસે કામ . . . .'

દોલત એક વાર ફરીથી એના ખોળામાંથી બેઠો થયો.

અત્યંત પ્યારથી તેણે કુંતીના હાથ પર, પાની પર, પગ પર ચુંબન કર્યાં. 'તુ દુસરે કુછ નાઇ. તુમ મેરા મૌતારી! તુમ મેરા મૌ . . . . તે ગાંડાની પેઠે—ચિત્તભ્રમની પેઠે

લવતો હતો: ' ઓ મૌતારી ! તુમ સબન હૈ સુંદર છા; તુમ સબન હૈ કોમલ છા; તુમ સબન હૈ પવિત્ર છા. '*

અને કુંતીના ખોળામાં માથું નાખી તે આંખો મીંચીને શાંત પડી રહ્યો.

' બેટા ! દોલત ! ' કુંતીએ અત્યંત આર્ત સ્વરે દોલતને બોલાવ્યો. ' આલુકા શાક બનાઉં, બેટા ? દોલત ! '

કોઇનો અવાજ સંભળાયો નહિ.

તે વારંવાર એનું એ બોલવા લાગી, ' બેટા ! દોલત ! આલુકા શાક '—

એના શબ્દો પ્રત્યુત્તર વિના બોદા પડીને પાછા ફરતા હતા: ' બેટા ! દોલત —'

દોલતે કાંઇ જવાબ આપ્યો નહિ.

* *

જબરા કડાકા સાથે આકાશમાંથી વરસાદ તુટી પડ્યો.

* ઓ મા ! તું સર્વથી સુંદર છે, સર્વથી કોમળ છે, સર્વથી પવિત્ર છે.

# સોનેરી પંખી

ઘણાં વર્ષો પહેલાંની વાત છે. એ વખતે તથાગત ગૌતમ બુદ્ધે એક પ્રકારનું વાતાવરણ ફેલાવ્યું હતું. ઘણા જુવાન માણસો સવારથી સાંજ સુધી એક જ પ્રકારનું નિર્દોષ જીવન ગાળવા યત્ન કરી રહ્યા હતા. વૈરાગ્યની પ્રબળ ધૂન નીચે અનેક રાજકુમારો અને રાજકુમારીઓ તીવ્ર તપશ્ચર્યા કરી રહ્યાં હતાં. સર્વત્ર વૈરાગ્યની જ મહત્તા ગવાઇ રહી હતી અને સ્પર્ધા તથા હિંસાને તિલાંજલિ આપીને સૌ નિર્દોષ શાંત જીવનનો મહિમા ગાતા થયા હતા.

તે સમયમાં સોહન નામનો એક પારધી ગંગાકિનારે રહેતો હતો. તેનો ધંધો રૂપાળાંરૂપાળાં પક્ષીઓ પકડીને વેચવાનો હતો. વૈશાલીની વારાંગનાઓ, તક્ષશિલાની સુંદરીઓ ને કાશી તથા અવંતીની વિલાસવતી રમણીઓનાં ઘરઆંગણે લટકતાં સોનાના પિંજરો માટે આ સોહન જ વારંવાર મેના ને પોપટ મુકી જતો.

મેના, પોપટ, પેલાં નાનાંનાનાં સુંદર લાલ પક્ષી, લાંબે લહેકે વન ગજવતો કંચનિયો, કોયલ, ચક્રવાક અને એવાં બધાં પક્ષીઓને સોહન રમતવાતમાં પકડી લેતો, હેળવી દેતો અને તેના પર પોતાનો જીવનનિર્વાહ ચલાવતો. આમાંથી તે

જેટલા પૈસા કમાતો તેટલા કાશીમાં એક વારાંગનાને ત્યાં ખર્ચતો. એના જીવનમાં એ એક જ મોજ હતી. ચંદ્રવતીને પ્રસન્ન કરવી, પોતે કમાવું, ખાવું ને મોજ લૂટવી. આમ એનું જીવન ઉલ્લાસમય હતું.

પણ એક વખત એને બૌદ્ધ ભિખ્ખુ શીલકર મળ્યા, અને ત્યાર પછી એના જીવનમાં એવું અજબ પરિવર્તન થયું કે તેણે એ ધંધો જ છોડી દીધો. પેલી વારાંગનાને પણ તજી દીધી ને પોતે ભિખ્ખુ બની ગયો. તોપણ એ ઘણો વખત તો ગંગાકિનારે જ પડ્યો રહેતો. ક્યારેક બહુ મન થાય ત્યારે હિમાદ્રિનાં શિખરોમાં કે તક્ષશિલા તરફનાં જંગલોમાં ચાલ્યો જતો. જંગલી કમળ ને ઉજ્જ્વલ ઘાસ ખાતાં કસ્તુરીમૃગને નિરખી આવતો; કે પછી નંદગિરિ પાસે આવેલો પેલો અદ્ભુત પ્રદેશ—જ્યાં ભૂખ, તરશ, તાપ ને થાક લાગતાં નથી ત્યાં જઈ આવતો. આ બધી જગ્યાઓ તો એના પગ તળે ઘણી વખત નીકળી ગએલી હતી, અને ગંગાથી માંડીને હિમાલય સુધીનો બધો પ્રદેશ એને મન ઘર જેવો હતો. એની ઇચ્છા હતી કે નંદગિરિ પાસે આવેલા કોઇ સુંદર પર્વતની ટોચે થોડો વખત તો રહી આવવું. એણે સાંભળ્યું હતું કે એ એવો અદ્ભુત પ્રદેશ છે કે જ્યાં વૃદ્ધાવસ્થા સ્પર્શી કરી શકતી નથી. એમ કહેવાતું કે ત્યાં એકએક વેંત ઉંચું એક પ્રકારનું ઘાસ થતું. એ ઘાસને જો કોઇ સાંજે કાપી લે અને માત્ર બબ્બે તસુનાં ભોથાં રહેવા દે, તોપણ સવાર થતાં સુધીમાં એ પાછું હતું તેવડું જ થઇ જતું! કેવો જીવનમય પ્રદેશ!

સોહન એ સ્થળે જવા નીકળ્યો અને માર્ગની અનેક મુશ્કેલીઓ વટાવતોવટાવતો તે ત્યાં જઇ પહોંચ્યો.

ત્યાં, એ પ્રદેશમાં તેણે એવુંએવું જોયું કે તે કાશી, અવંતી, તક્ષશિલા ને વૈશાલી બધું જ ભૂલી ગયો. નંદગિરિ પર જ્યારે સૂરજનાં લાખલાખ કિરણો ઢળતાં ત્યારે તે અનિમિષ નયને એ સૌંદર્ય પીધા જ કરતો. શુદ્ધ સોનાના રસનો પ્રવાહ જાણે બરફના ઢગલા પર ઢોળાઇ રહ્યો હોય ને ગગનચુંબી હિમાલયનાં શિખરોનાં શિખરો પૂર્વથી પશ્ચિમ સુધી એ રસથી સીંચાઇ રહ્યાં હોય! અને રંગના પલટા પણ કેવાકેવા! આસમાની; શુદ્ધ આસમાની; કનૈયા જેવો ઘેરો આસમાની ઘનશ્યામ રંગ; ગુલાબીની છાયા જેવો રંગ; શુદ્ધ ચાંદનીને કેસુડાં નીચોવીનીચોવીને નવરાવી હોય તેવાં શિખરોઃ અને પછી, વધતી જતી સંધ્યામાં, છેવટે આશાના બિંદુ જેવું, આત્માની જ્યોતિ જેવું, ઇશ્વરી નયન જેવું, સૌથી ઉચું એક શિખર સુવર્ણમય રંગથી દેદિપ્યમાન શોભી રહે. સોહન એ જોયા જ કરે, અને રજની સંધ્યાને ગળી જાય ત્યારે જ પોતાની ઝુંપડીએ જવા ઉઠે.

અને સોહનની ઝુંપડી ને વાડી! ઘાસના છાપરા પર રતુમડી ચાટી પાથરીને સોહને પોતાની ઝુંપડીને છજું કર્યું હતું, અને એ છજા પર ફુલના છોડ વાવ્યા હતા. દૂર વહેતા ઝરાનાં પાણી વાળીને વાડી બનાવી હતી. ફુલની વચ્ચે રહેવાનું, સુગંધી પવન પીવાનો, ડુંગરાની હવા ખાવાની, અને અખૂટ આકાશ તથા ચોગમની ધરતી જોવાની. એક વખતનો પક્ષીઓનો શિકારી સોહન આ વાતાવરણમાં રહેવા લાગ્યો— જીવવા લાગ્યો.

આગલી રાત્રે વરસાદ પડ્યો હતો. આનંદનાં આંસુથી મોં ધોવાઇને સાફ થાય તેમ ચારે તરફના ડુંગરાઓ ધોવાઈ

ગયા હતા. ચકચકતો તડકો ડુંગરાઓ પર પડયો હતો. તરતની નાહેલી સ્ત્રી જેવી શોભે તેવી કુદરત શોભી રહી હતી. સોહન એ વખતે પોતાની ઝુંપડીની બહાર આવ્યો. દૂર એક કંચનિયો બોલતો હતો, પાસે ગિરિકોકિલ ટહુકતી હતી ને તેની સામે એક ફુલછોડ પર લાલપક્ષી જેવાં બે નાનકડાં રૂપાળાં પંખી બેઠાં હતાં.

સોહનની નજર આગળ અવંતીનું બજાર ને વૈશાલીનું નીલપદ્મભવન સ્વપ્નાંની માફક જરા આવીને પીગળી ગયાં.

એટલી વારમાં તો પેલાં બે પંખી ગુલાબના એક ફુલ પર બેઠાં. મધુર ઠંડીથી પ્રફુલ્લ બનેલું ગુલાબ સોળે કળાના ચંદ્ર જેવું વિકસ્યું હતું, ને તેના પર સવારના વરસાદની પડેલી છાંટ નાનાં મોતી જેવી શોભતી હતી.

પરંતુ એ પક્ષીઓ તો ફુલ કરતાં પણ વધારે કોમળ હતાં. ફુલ પર બેઠાં છતાં ફુલની પાંદડી પણ ન ખરી, કે ન એકેય જલબિંદુ પણ ખર્યું! સાવ નાજુક, પારિજાતના પુષ્પ જેટલો ભાર એ યુગલમાં હતો.

જીવનભર જેણે પક્ષીઓ જોયાં હતાં, પકડયાં હતાં, ઉછેર્યા હતાં ને રમાડયાં હતાં તેણે આવાં પક્ષી આજે પહેલી વખત જ જોયાં.* કુદરતે જાણે નિજાનંદ માટે જ એમને

---

* કહે છે કે આવાં નાજુક પંખી કાશ્મીરમાં છે. સીમલા પાસે મશોબ્રાના જંગલમાં આવું અત્યંત સુંદર નાજુક પંખી—ઝાડના પાન પર બેસે તો પાન પણ ન નમે એટલું હલકું—એક વખત જોએલું. નૈનીતાલમાં પણ એવાં કોમળ પંખી છે. પરંતુ આ પંખી કાશ્મીર તરફનું હશે, કે વખતે એ જાત નાશ પણ પામી હોય. જહાંગીરે કાશ્મીરનાં પંખીઓ ગણાવેલાં છે તેટલાં પણ હાલ ત્યાં મળતાં નથી એ વાત પ્રસિદ્ધ છે. એટલે સોહનના સમયનું આ પંખી હાલ બહુ જ દુર્લભ હશે.

સરજ્યાં હતાં. નાજુક, કોમળ ને સુંદર. એમનો સ્વર પણ એવો જ. બેચાર માણસ બેસીને સાંભળે તો સંગીતનું ભાન થાય. એવો નર્યો મધુર, નરમ ને ધીમો. કોઇ કુશળ સ્ત્રી જરા પણ આલ વિના રૂ કાંતે તેમ સૂર ગળામાંથી નીકળતો આવે. ઠરડાય નહિ, ખેંચાય નહિ, જોર કરવું પડે નહિ, ઉંચે ચડે નહિ કે નીચે ઉતરે નહિ, ને મધુરૂં સંગીત ધીમેધીમે ચાલ્યા કરે. સુગંધથી વાતાવરણ સભર ભર્યું હોય ને મનુષ્ય સ્વપ્ના-વસ્થાની તૃપ્તિ અનુભવે એવું કાંઇક એ પક્ષીયુગલની હાજરીમાં અનુભવાતું. બંને સાથે જ ગાય ને સાથે જ બંધ થાય.

સોહન આ પક્ષીયુગલનો ભક્ત બન્યો. પછી તો જ્યારે જ્યારે ડુંગરા ધોવાઇને સાફ થાય ને ખુશનુમા ઋતુ ખીલે ત્યારે ત્યારે સવારના વહેલેથી સોહન આ સોનેરી પંખીઓની રાહ જોતો બેસે.

એક દિવસ સોહન બહાર નીકળ્યો. લીલાછમ ડુંગરાઓ પર સોનેરી તાપ આવ્યો હતો, પણ પેલાં બે રૂપાળાં પક્ષી હજી આવ્યાં ન હતાં. સોહન તેમની રાહ જોતો બેઠો. પણ તે દિવસે પક્ષી આવ્યાં નહિ.

એવા તો ઘણા દિવસ ચાલ્યા ગયા. પ્રભાતની તાજગી કાંઇ ઓર જ હોય, ઉષાના રંગ કાંઇક અનોખા જ હોય, નંદગિરિના બરફના પર્વતો પ્રકાશે ધોએલા દેખાતા હોય; પણ . . . પેલા પંખી ક્યાં . . . ય મળે નહિ! પારધી પોતાની જીંદગીમાં પહેલી વાર પક્ષી માટે વિરહથી તરફડ્યો.

એક દિવસ અચાનક જ બેમાંનું એક પંખી આવ્યું. તે સુખાખના ઝાડ પર બેઠું હતું, પણ તેની આગલી ચપળતા નાશ પામી હતી. મોજ માણતા પતંગિયાની માફક તે આમથી

તેમ માત્ર ફર્યા જ કરતું. એ ગાતું બંધ થયું હતું. એટલું નાનું શરીર અજબ ગંભીરતા ધારી બેઠું હતું. હમેશા જ ચપળ રહેતું પંખી આટલું ગંભીર બની ગયું, એ ફેરફાર રુદન કરાવે એવો હતો. તે પંખીની સામે જ સોહન બેઠોબેઠો એને નિહાળ્યા કરતો હતો.

એ પરિચિત સ્થાનમાં પરિચિત મનુષ્યની સામે તે પંખી બેઠુંબેઠું એકીટશે જોયા કરતું હતું. પરંતુ તેને પણ એકલતા અને મૌન કાંટાની માફક ખટકતાં હતાં. હમેશાં જે સાથીની હુંફ રહેતી તે સાથી વિના આજે તે એકલું પડી ગયું હતું. પછી છેવટે, મનુષ્યને સમજાવવા માટે હોય કે પોતાનુ દર્દ ગાવા માટે હોય, પણ તેણે ધીમેધીમે પાંખ હલાવી, મટકું માર્યું ને મધુર કંઠે ગાવાનું શરૂ કર્યું.

પણ આજે એ ગાન જુદું હતું. ગંભીર રાત્રિમાં તારા રડે તેવા વિલાપી સ્વરો તેમા ભર્યા હતા. આજે એ ગાન જુદું હતું.

અને એ ગાને સોહનને હચમચાવી મુકયો. એને પણ વિરહની વેદના જાગી. પેલું નાનું સોનેરી પંખી વિરહી સ્વરોમાં પોતાના સાથીને સાદ દઈ રહ્યું હતું, અને તે સ્વરો સાંભળીને સોહન પણ સાથેસાથે વિરહ અને વેદના અનુભવતો જતો હતો.

છેવટે પંખીએ ગાવાનું બંધ કર્યું ત્યારે સોહનને લાગ્યું કે પોતાના જીવનની અનેક સ્મૃતિઓ આજે ઉભરાઇ રહી હતી.

પછી તો, આમ હમેશાં પોતાના સાથીને સાદ કરવા માટે તે પંખી ત્યાં આવવા લાગ્યું. ખૂબ ગાય અને છેવટે તે સાદ કરીકરી નિરાશ થઇ જંગલમાં ઉડી જાય. ઉડતાંઉડતાં પણ સાદ કર્યે જાય.

હવે જ સોહનને જીવનભરની સ્મૃતિઓથી આ પ્રદેશ

એકલો એકલો લાગવા માંડયો. તેને કાશી, તક્ષશિલા ને વૈશાલી સાંભર્યાં, પોતાના મિત્રો સાંભર્યા અને પેલી વારાંગનાનું મધુરૂં મોં સાંભર્યું. કદાચ તે પોતા માટે આમ જ ઝુરતી હશે ? કેટલી ભક્તિભરી શ્રદ્ધા.

એક સવારે તે વહેલો ઉઠયો. પોતાની ઝુંપડી ઠીકઠાક કરી, ફુલછોડને છેલ્લુંછેલ્લું પાણી પાઇ લીધું, અને આજે પેલું સોનેરી પંખી આવીને, એકલુંએકલું, નિર્જન મુંગી ઝુંપડી સામે જોઇ રહેશે એ વિચારથી રડતોરડતો તે ચાલી નીકળ્યો.

એ નીકળ્યો ત્યારે તેની સામે, દૂર દૂર દૂર, વારાણસીની પેલી વારાંગનાનું મધુર મોં હતું. તે પોતાને જોઇને સારંગી છોડી સામે દોડશે; 'આ, . . . હા ! સોહન ! તું અમને એક બીજી મેના લાવી દે' એમ બોલતીક ને તે પોતાની પાસે આવશે. . .

ત્યાંના ચંદનનો ધૂપ ને સુગંધી તેલનો સ્પર્શ સોહને આટલે દૂરથી પણ અનુભવ્યો.

અને તે ઝપાટાભેર વારાણસી તરફ ચાલ્યો.

* *

ઘણા દિવસ પછી એક સાંજે તે વારાણસી આવી પહોંચ્યો. ગંગાનદીમાં અનેક નૌકાઓ વિહાર કરી રહી હતી અને આખો તીરપ્રદેશ દીપમાળથી ઝળાંઝળાં થઈ રહ્યો હતો. પણ સોહનને એ કાંઇ જોવાની ફુરસદ ન હતી. એને તો પેલી વારાંગનાના વિરહનું રુદન અને ઉત્સાહભર્યો આવકાર જોવાં હતાં. અનેક બજારો જળ જેવાં રેશમી વસ્ત્રોથી ઉભરાઇ રહ્યાં હતાં સુગંધી અત્તરો ચંદન ને તેલોથી ચારે તરફ ખુશબો છુટી રહી હતી. પણ એ બધાને જોતો ન જોતો સોહન તો આગળ ને

આગળ વધ્યો.

જ્યાં તેણે અનેક દિવસોને રાત્રિઓ ગાળી હતી, જ્યાં તેણે યૌવન, યશ કીર્તિ ને લક્ષ્મી હોમ્યાં હતાં, તે મંદિર અંતે દેખાયું. એ એટલુંજ તાજું, સુગંધભર્યું ને ખુશનુમા દેખાતું હતું.

સોહન અંદર ગયો. ચોકમાં છબીલી દાસીઓ સુગંધી જળના ફુઆરા છોડી રહી હતી. ચારે તરફથી એક જાતનો પ્રમોદભર્યો માદક પવન વાઇ રહ્યો હતો.

એને કોઈ પૂછે કે રોકે તે પહેલાં તો તે સડસડાટ પગથિયાં ચડી, જે દીવાનખંડમાં પોતે અનેક રાત્રિઓ ગાળી હતી ત્યાં પહોંચ્યો. ઓરડામાં એક તરફ સ્વચ્છ આરસની ફરસબંધી પર રાતા ચંદનની પાટ હતી, અને તેના પર અત્યંત મૂલ્યવાન રેશમી ગાદી પાથરી હતી. ત્યાં એક વિલાસવતી સ્ત્રી આડેપડખે પડીપડી દ્વાર પર નજર રાખતી હતી. કોઈનો પગરવ સાંભળીને તે તરત જ બેઠી થઇ, અને 'આવો આવો' એમ મીઠા લહેકાથી આવકાર દેતી ઓરડાના મધ્યભાગમાં ઝુલી રહેલા હીંડોળા તરફ ચાલી.

પણ જેવો તેણે બારણામાં એક સાધારણ સાધુ જેવો પુરુષ જોયો કે તરતજ તે આશ્ચર્ય અને ગભરાટથી સ્થિર થઇ ગઇ.

સોહન આગળ વધ્યો. 'ચંદ્રવતી! ઓળખે છે કે ભૂલી ગઈ?'

ચંદ્રવતી આ પુરુષને ક્યાંથી ઓળખે? તેણે આશ્ચર્યથી તેની સામે જોયા કર્યું, અને છેવટે એ ચહેરામાં એક વખતના પોતાના સોહનનું કાંઇક સામ્ય લાગ્યું. પણ ક્યાં પેલો આનંદી

બેદરકાર શિકારીનો ચહેરો અને ક્યાં આ વેદનાભરી આર્દ્ર સાધુની મુદ્રા !

તે કિંચિત હસી, ' સોહન તો નહિ ? '

સોહનનો ચહેરો પડી ગયો. તેણે સારંગી છોડીને પોતાને ભેટવા દોડતી સ્ત્રીને બદલે ઠંડીથી ' સોહન તો નહિ ? ' એમ પૂછતી વારાંગના જોઇ. તેને પેલું સોનેરી પંખી સાંભરી આવ્યું. તે રડવા જેવો થઈ ગયો.

' હા, એ જ; ચંદ્રવતી ! હું તો બહુ દૂર ફરી આવ્યો.'

' એમ ? ત્યારે તો લાલપંખી પકડી લાગ્યા હશો ! ' સોહન ધ્રૂજવા લાગ્યો.

' ના; પણ એક પંખીની વાતો તારા માટે લાવ્યો છું.'

' એમ કે ? ત્યારે તો ક્યારેક સાંભળશું ! '

પેલા સોનેરી પંખીની વાતો તો સોહનને મન કેટલી પવિત્ર ને આશ્ચર્યકારક હતી ! અને ચંદ્રવતીએ તો ' ક્યારેક સાંભળશું' કહીને એ પતાવી દીધી. સોહન તો ચુપચુપ મુંગો ઉભો રહ્યો. તેનું મન અને મનની આંખ હજારો માઇલ દૂર પેલા પંખી પાસે જઇ પડ્યાં !

પોતાની જાડી કામળી ખભે ઠીકઠાક કરી તેણે એક ખોંખારો ખાધો, ગળું સાફ કર્યું ને હાથ ઉંચો કરી હલકથી બોલવાનું શરુ કર્યું; ' નદગિરિ પર્વત, જ્યાં સાક્ષાત શંકર બિરાજે છે ત્યાંથી હું આવું છું. ત્યાં એક અત્યંત સુંદર વન છે. એ વનમાં દેવની વાડીમાં રમે તેવાં બે સોનેરી પંખીઓ રહેતાં . . . '

' આવો આવો. ' ચંદ્રવતીએ સોહનની વાર્તાને હોંકારો ભણ્યા વિના જ, બારણાપર ઉભેલા એક જુવાનને આવકાર

આપ્યો. ' અને હવે તમે,' તેણે સોહનને કહ્યું, " ક્યારેક આવીને આ વાત કહી જજો હો.'

આટલું કહીને ચપળતાથી તે અંદર ચાલી ગઈ.

વિશાળ ઓરડામાં એકલો ભોંઠો પડેલો સોહન પાછો ફર્યો. પાછો ફર્યો ત્યારે તેની આશાનો ડુંગર તુટી પડવાથી તેની નસેનસ જાણે તુટતી હતી. પણ તે ચાલ્યો ગયો.

બીજે દિવસે વહેલો અંધારામાં સોહન પાછો હિમગિરિ તરફ ફર્યો હતો. પેલું સોનેરી પંખી પોતાને ન જોઇને શૂન્ય ઝુંપડી સામે જોઇ કેવું રોયું હશે એ શોકમાં તે બીજું બધું ભૂલી ગયો.

સાચો પ્રેમ, સાચો વિરહ અને વિરહની પેલી મીઠી કવિતા સાંભળવા તે પાછો નંદગિરિ તરફ ચાલ્યો. એને એ સોનેરી પંખી અને એના રુદનની કવિતા સાંભર્યાં. સોનેરી પંખી એના જીવનના સાથી જેવું લાગ્યું. તેને જોવા, તેને સાંભળવા, તેની સાથે સહન કરવા અને સાચો પ્રેમ અનુભવવા, વિરહીની માફક વેદનાભર્યો પગલે તે ઝપાટાબંધ ચાલવા લાગ્યો.

પણ નંદગિરિ કેટલું દૂર !

સોહન ! સોહન ! એ સોનેરી પંખી ફરી તને નહિ મળે તો ?

એવા અનંત જંગલમાં એવડું નાનું પંખી તને ક્યાં મળશે ભાઈ ?